આર્યરક્ષિતસૂરિ ગ્રંથમાળા પુષ્પ ૩ જું.

શ્રી ચંદ્રપ્રભસ્વામિને નમઃ

## શ્રી વિધિપક્ષગચ્છીય શ્રાવકસ્ય

# પંચ પ્રતિક્રમણ સૂત્ર

[ બીજી અનેક ઉપયોગી બાબતો સહિત ]




પ્રકાશક

શ્રી કચ્છ નારાણપુર (અબડાસા) જ્યોતિ-મિત્રમંડળ

વીર સં ૨૪૮૫
ઇ સ ૧૯૫૮

કિંમત
૩-૦-૦

વિ સં ૨૦૧૫
જ્ઞાનપંચમી

# પ્રા સ્તા વિ ક

શ્રી જિનેશ્વરદેવના શાસનમા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રને મોક્ષ માર્ગ કહેલો છે. તેમા પણ અ તિમ આદર્શ સમ્યક્ ચારિત્ર છે મોક્ષ-માર્ગની સાધના માટે જુદા જુદા પાત્ર જીવોની અપેક્ષાએ જુદા જુદા પ્રકારના અનુષ્ઠાનો શાસ્ત્રકાર ભગવ તોએ દર્શાવેલ છે

દિવસ અને રાત્રી સ બ ધી લાગેલા દોષોની શુદ્ધિ અર્થે પ્રતિક્રમણની ક્રિયા ત્યાગી તથા શ્રાવકવર્ગે અવશ્ય કરવી જોઇએ થયેલા પાપોની આલોચના કરવાથી અને ગુરુસમક્ષ વિનમ્રભાવે પ્રકાશિત કરવાથી પાપરહિત થઇ શકાય છે અને તેથી પ્રતિક્રમણ હ મેશા કરવાનુ વિધાન શાસ્ત્રકાર ભગવ તોએ કહેલ છે

આ ગ્ર થમા મુખ્યત્વે અ ચલગચ્છીય શ્રાવકને કરવા યોગ્ય **દેવસિય, રાઇય, પક્ખિય, ચાઉમ્માસિય** અને **સ વચ્છરિય** પ્રતિક્રમણની વિધિ આપવામા આવેલ છે

**આ ગ્ર થની પ્રથમાવૃત્તિની સ . ૨૦૧૩ મા ૩૦૦૦ નકલો છપાવવામા આવેલ, તે ખલાસ થઇ જતાં સ . ૨૦૧૪ ની સાલમાં દ્વિતીયાવૃત્તિની ૩૦૦૦ નકલો છપાવેલ, તે પણ ટૂ ક સમયમાં જ ખલાસ થઇ જતાં તુરત જ આ તૃતીયાવૃત્તિ નકલ ૧૫૦૦ છપાવવામા આવેલી છે. એજ આ ગ્રંથની ઉપયોગિતા પૂરવાર કરે છે.**

અગાઉની બન્ને આવૃત્તિઓ કરતાં આ આવૃત્તિમાં લોકોની માંગણી હોવાથી—**જીવવિચાર, નવતત્ત્વ, દંડક તથા લઘુસંગ્રહણી, એ ચાર પ્રકરણ અર્થ સાથે** તદ્દન નવા જ ઉમેરવામાં આવેલ છે, તેમ જ **વૈદ્યરાજ શ્રી ગુણચંદજી ગુલાબચંદજીએ** સંપાદન કરેલ **જ્યોતિષ–સાર–સંગ્રહ** વિભાગ પણ અત્યંત ઉપયોગી જાણીને આ પુસ્તકમાં સામેલ કરવામાં આવેલ છે. અગાઉની આવૃત્તિમાંથી કેટલાક વિષયો કાઢી નાખવામાં આવેલ છે.

આ ત્રીજી આવૃત્તિમાં ઘણા વિષયો વધારી પુસ્તક મોટું કરવાની ભાવના હતી, પરંતુ અમારા કાર્યને ઉત્તેજન આપી મદદ આપનાર યતિશ્રી ગુણચંદજી ગુલાબચંદજી મુંબઇમાં હાર્ટની બીમારીમાં સપડાયેલા હોઇ, તેમના હસ્તકનું કેટલુંક મેટર અધુરું રહેલ હોઇ તે મેટર છપાવી શકયા નથી, એથી પુસ્તકનું કદ જેટલું વધારે કરવા અમે ધારેલ તે કરી શકયા નથી. અમારી ધારણા હતી કે, તેઓશ્રીની તબીયત તુરતમાં સારી થઇ જશે અને અધુરાં રહેલ મેટર જલદી પૂરા કરી આપશે એ વિચારણાથી પુસ્તક છપાવવામાં વિલંબ કરેલ, પણ હાલ તુરતમાં તે આશા પૂર્ણ થાય તેમ ન લાગવાથી પુસ્તકને ચાલુ વિષયોથી પૂર્ણ કરવામાં આવેલ છે.

પુસ્તકમાં આપેલ વિષયોનો અનુક્રમણિકા જોવાથી સારી રીતે ખ્યાલ આવશે.

કાગળ–પ્રીન્ટીંગ વગેરેના ભાવોમાં અસાધારણ વધારો થવા છતાં ઘણીજ કરકસરથી કામ થતું હોવાથી કિંમત ગ્રાહકોને પોસાણ થઇ શકે તેટલી જ રાખવામાં આવેલ છે.

શ્રી જામનગર અચલગચ્છ મહાજને બીજી આવૃત્તિમાં ૨૬૦ નકલ અગાઉથી ગ્રાહક તરીકે નોંધાવેલ, પરંતુ ગ્રાહક સંખ્યા ત્રણ હજાર ઉપર થવાથી તેમનું નામ ત્રીજી આવૃત્તિમાં દાખલ કરેલ છે.

પરમારાધ્યપાદ, સુવિહિત શિરોમણિ, દીર્ઘચારિત્રી, ક્રિયોદ્ધારક
પ્રાતઃસ્મરણીય અચલગચ્છ મુનિમંડલાગ્રેસર



સ્વ. દાદાસાહેબ શ્રી ગૌતમસાગરજી મહારાજ સાહેબ

જન્મ ૧૯૨૦ * દીક્ષા ૧૯૪૦ * ક્રિયોદ્ધાર ૧૯૪૬ * સ્વર્ગવાસ ૨૦૦૯

બીજાઓએ પણ અગાઉથી ગ્રાહક થઇ અમારા કાર્યમા સહકાર આપેલ છે, તે સર્વનો આભાર માનીએ છીએ

પ્રથમાવૃત્તિ તથા દ્વિતીયાવૃત્તિની માફક આ આવૃત્તિનુ પણ સુવ્યવસ્થિત રીતે મુદ્રણકાર્ય કરી આપવા માટે શ્રી **બહાદુરસિહજી પ્રીન્ટીંગ પ્રેસ**ના માલીક શ્રી **અમરચદ બેચરદાસ મહેતા** તથા મેનેજર શ્રી **ભાનુભાઇ નાનચદ મહેતા**નો આભાર માનીએ છીએ

અગાઉની આવૃત્તિઓ માફક આ આવૃત્તિનુ શુદ્ધ રીતે પ્રૂફ સશોધન કરી આપવા શ્રી **કપુરચદ આર. વારૈયા**એ જે સહકાર આપ્યો છે, તેને કેમ ભૂલી શકીએ ?

શુદ્ધિ અગે પુરતુ લક્ષ આપવામા આવ્યુ છે, છતા મતિમદતા કે પ્રેસદોષથી જે કાઇ અશુદ્ધિઓ રહી જવા પામી હોય તે સુજ્ઞજનોએ સુધારી લેવી અને શક્ય હોય તો અમને સૂચન કરવુ જેથી હવે પછીની આવૃત્તિઓમા સુધારી શકાય

અજ્ઞાન કે પ્રમાદના યોગે આ ગ્રથમા જિન-વચનથી કાઈ વિરુદ્ધ લખાણ થઇ જવા પામ્યુ હોય તો તેનુ મન-વચન-કાયાથી મિથ્યાદુષ્કૃત આપી વિરમીએ છીએ

સ ૨૦૧૪
આશ્વિન શુક્લપચમી

**પ્રકાશક**



# અગાઉથી ગ્રાહક થનારનાં નામો

| પુસ્તક સંખ્યા | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૨૬૦ | શ્રી અચલગચ્છ જૈન સંઘ | જામનગર |
| ૧૫૦ | સદ્‌ગૃહસ્થો તથા બહેનો | માટુંગા |
| ૧૦૦ | શ્રી ચાંપશી ખીયશી હા. માનબાઇ | કચ્છ–કોઠારા |
| ૧૦૦ | છૂટક ગ્રાહકો | મુંબઇ તથા મુલુંડ |
| ૫૧ | શા. ધારશી રાયશી | કોટડા (કચ્છ) |
| ૪૦ | શ્રી દેવચંદ રૂપશી | નવાગામ (હાલાર) |
| ૪૦ | શ્રી હંસરાજ ચનાભાઈ કચરા | ગઢસીસા (કચ્છ) |
| ૩૦ | એક સદ્‌ગૃહસ્થ | ભાત બજાર–મુંબઇ |
| ૨૫ | શ્રી રાયચંદ ડુંગરશી | સાંહેરા (અબડાસા) |
| ૧૦ | શ્રી લાલજી માણેક | ભોજાય |
| ૧૦ | શ્રી પ્રેમજી નરશી | નારાણપુર |
| ૧૦ | શ્રી વીરજી લધાભાઈ | નલીઆ |
| ૧૦ | શ્રી દેવચંદ ગાંગજી ધરમશી | રંગપુર |
| ૧૦ | શ્રી લીલાધર ભાવળ | બાંભડાઇ |
| ૮ | શ્રી ચત્રભૂજ લખમશી | વરાડીયા |
| ૫ | શ્રી ગાંગજી સીવજી | નારાણપુર |

| પુસ્તક સખ્યા | ગ્રાહકનુ નામ | ગામ |
|---|---|---|
| ૫ | શ્રી ચત્રભૂજ ઉકાભાઇ | વાલાપધર |
| ૫ | શ્રી ભવાનજી કેશવજી | ભાડીઆ (હાલ મુલુડ) |
| ૫ | શ્રી રવજી વેલજી | નાગ્રેચા |
| ૫ | શ્રી ટોકરશી મુલજી | વરાડીઆ |
| ૫ | શ્રી ઉમરશી સામજી | ગ્વા |
| ૫ | શ્રી ખીમજી આણુદ | સુથરી |
| ૫ | શ્રી રાયચદ ખીમજી | જખૌ |
| ૫ | શ્રી મણુશી લધા માવજી | હાલાપુર |
| ૫ | શ્રી ભવાનજી માણુક ખેના | સાધવ |
| ૫ | શ્રી ઠકુભાઈ નાનજી | મેરાવા |
| ૫ | સદ્‌ગૃહસ્થો તથા બહેનો | મુલુડ |
| ૫ | એક સદ્‌ગૃહસ્થ શ્રાવક | મુબઇ |
| ૫ | શ્રી કેશવજી કાનજી | રાયણુ |
| ૫ | શ્રી જખુભાઇ કાનજી | ગયણુ |
| ૫ | શ્રી હસરાજ લીલાધર | વીઢ |
| ૫ | સોજપાર રવજી | દેવપુર |
| ૫ | ઉમરશી મેઘજી | દેવપુર |
| ૫ | વસાયા કરમશી | નાગ્રેચા-કચ્છ |

આગાઉથી ગ્રાહક થઇ સહકાર આપવા બદલ આભારી છીએ

## —: પુસ્તક મળવાનાં સ્થળો :—



૧ શ્રી કચ્છ નારાણપુર જ્યોતિ મિત્રમંડળ

વાયા કચ્છ–માંડવી, જીલ્લા અબડાસા

મુ. કચ્છ–નારાણપુર

૨ વૈદ્યરાજ શ્રી ગુણચંદજી ગુલાબચંદજી

જીલ્લા અબડાસા, મુ. કચ્છ–વરાડીઆ.

૩ વૈદ્યરાજ શ્રી ગુણચંદજી ગુલાબચંદજી

જીલ્લા અબડાસા, મુ. કચ્છ–વીંઝાણ.

૪ શા. પ્રેમજી નરશી

C/o. હીરજી પ્રેમજીની કું.

વડાલા મારકીટ, મુંબઇ નં. ૩૧

વડાલા

૫ વૈદ્યરાજ શ્રી ગુણચંદજી ગુલાબચંદજી

નહેરૂ રોડ, મુલુન્ડ ( મુંબઇ ) ૪૯

સ્વ દાદાશ્રી ગૌતમસાગરજી મ૦ સા૦ ના પ્રથમ પટ્ટધર

બાલબ્રહ્મચારી શાતમૂર્તિ, પ્રાત સ્મરણીય પૂજ્ય-



**આચાર્યદેવ શ્રી દાનસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ**

જન્મ ૧૯૪૪ મુંબઈ * દીક્ષા ૧૯૬૬ - આચાર્યપદ ૨૦૧૭ મુંબઈ

## પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી નેમસાગરસૂરીશ્વરજી મહારાજ

---

( જંગલમા મારી ઝુંપડી—એ રાગ )

મહાભાગ્યે એણે કચ્છડામા લીધો અવતાર,
(જૈન) ધર્મની જ્યોત જગાડવા,
"ધન્ય ધન્ય" કહે ધર્મીઓ,
દેખી દિદાર—ધર્મની૦

સાખી

નારાણપુરમા અવતરી, સાર્થક કરે શરીર,
અભડાસો ઉજ્જવલ કરે, ઉત્સાહી એ વીર

જન્મોજન્મની સુકરણીથી,
પ્રગટ્યા સુવિચાર—ધર્મની૦
માને ઉરમા સુસગમા,
જગનો ઉદ્ધાર—ધર્મની૦ ૧

સાખી

કચરાભાઇ તાત ને, દેમીબાઈ માત,
નાગજી આવીને કરે, માત-તાત વિખ્યાત

હંસ દૃષ્ટિથી લીધો,
અસારમાથી સાર—ધર્મની૦
કર્યો જીવનમા એણે,
સુમાર્ગનો પ્રચાર—ધર્મની૦ ૨

સાખી

લઘુવયમાં સંયમ લહે, દાન કરે ગુરુરાજ;
**વિધિપક્ષગચ્છની** શક્તિથી, જગે વધારે લાજ.

જેની પાસે છે દીપતો,
જ્ઞાનનો ભંડાર-ધર્મની૦
કર્યા જાગૃત શ્રી **સંઘે**,
સુતેલા સંસ્કાર-ધર્મની૦ ૩

સાખી

બેહજાર ને બારમાં, અક્ષયત્રીજ રવિવાર;
**નેમસાગર** સૂરિ થયા, **સુથરી**માં સુખકાર.

પહેરે કંઠે ઉમંગે,
ગુણ પુષ્પોનો હાર-ધર્મની૦
કરુણાથી કષ્ટ વેઠી કરે,
જગનો ઉપકાર-ધર્મની૦ ૪

સાખી

આચારજ ગણી **નેમને**, વંદે નર ને નાર;
શિવકર **અંચલગચ્છનો**, દૂર થયો અંધકાર.

પાળે પ્રેમે સુનેમે,
મુનિનો આચાર-ધર્મની૦
શોભે સંયમની કરમાં,
તેજદાર તલવાર-ધર્મની૦ ૫

પ્રાતઃસ્મરણીય પૂજ્ય આચાર્યદેવ શ્રી દાનસાગરસૂરીશ્વરજી
મહારાજ સાહેબના વિદ્વાન શિષ્યરત્ન અધ્યાત્મ રમીક
શાંતમૂર્તિ, બાલબ્રહ્મચારી, પૂજ્યપાદ આચાર્યદેવ



## શ્રી નેમસાગરસૂરીશ્વરજી મહારાજ

| | | |
|---|---|---|
| જન્મ ૧૯૬૧ | દીક્ષા ૧૯૮૦ | આચાર્યપદ ૨૦૧૨ |
| માગશર વ ૧૨ | ચૈત્ર સુદ ૫ | વૈશાખ સુદ ૩ |
| **નારાણપુર** | **ગીરનારતીર્થ** | **સુથરી (કચ્છ)** |

# અનુક્રમણિકા

ગિરિ પાગે ચઢંતા તન મન ઉલ્લસે,
ભવસંચિત સવિ દુષ્કૃત દૂર પલાય જો;
સૂરજ કુંડે નાહી નિર્મળ થાઇએ,
જિનવર સેવી આતમ પાવન થાય જો. વિમલા૦ ૫

જાત્રા નવાણું કરીયે તન–મન લગનથી,
ધરીયે શીલ સમતા વળી વ્રતપચ્ચક્ખાણ જો;
ગણીયે ગણણું દાન સુપાત્રે દીજીએ,
દ્વેષ તજી ધરો શત્રુ મિત્ર સમાન જો. વિમલા૦ ૬

એ ગિરિ ભેટે ભવ ત્રીજે શિવસુખ લહે,
પાંચમે ભવ તો ભવિયણ મુક્તિ વરાય જો;
સૂરિ ધનેશ્વર શુભધ્યાને ઇમ ભાખીયું,
પાપી અભવીને એ ગિરિ નવિ ફરસાય જો. વિમલા૦ ૭

મૂળનાયક શ્રી આદિ જિણંદને ભેટીયે,
રાયણ નીચે પ્રણમો પ્રભુજીના પાય જો;
બાવન જિનાળાં ચૌમુખ બિંબને વંદીયે,
સમેતશિખર અષ્ટાપદ રચના આય જો. વિમલા૦ ૮

સકલ તીરથનો એ ગિરિવર છે રાજીયો,
તારણ તીરથ ભવોદધિ માંહે પોત જો;
સેવંતા એ ગિરિવર બહુ ઋદ્ધિ પામીયો,
વરીયે શિવપદ કેવળ જયોતા જયોત જો. વિમલા૦ ૯



## ઉપદેશક સ્તવન

( રાગ–છાનો છાનો એ નંદનો કિશોર )

તમે ભાવે ભજી લ્યો ભગવાન જીવન થોડું રહ્યું,
કંઇક આત્માનું કરજો કલ્યાણ, જીવન થોડું રહ્યું,

એણે દીધેલા કોલ તમે ભૂલી ગયા ( ૨ )
જુઠી માયાને મોહમાં ફસાઇ ગયા. ( ૨ )
ચેતો શું ભૂલ્યા છો ભાન, જીવન થોડું રહ્યું તમે૦

બાળપણને યુવાનીમા અર્ધું ગયું ( ૨ )
નહિ ભક્તિના મારગમા ડગલું ભર્યું ( ૨ )
હવે બાકી છે એમાં દ્યો ધ્યાન, જીવન થોડું રહ્યું તમે૦

પછી ઘડપણમા પ્રભુ ભજાશે નહિ ( ૨ )
લોભ વૈભવ ને ધનને તજાશે નહિ. ( ૨ )
બનો આજથી પ્રભુમા મસ્તાન, જીવન થોડું રહ્યું તમે૦

જરા ચેતીને ભક્તિનું ભાથું ભરો ( ૨ )
કંઇક ડર તો પ્રભુજીનો દીલમા ધરો. ( ૨ )
છીએ થોડા દિવસના મહેમાન, જીવન થોડું રહ્યું તમે૦

બધા આળસમાં દિન આમ વીતી જશે ( ૨ )
પછી યમનું ઓચીતું તેડું થાશે ( ૨ )
નહિ ચાલે તમારૂં તોફાન. જીવન થોડું રહ્યું તમે૦

એજ કહેવું આ બાળકનું દીલમા ધરો ( ૨ )
ચિત્ત રાખી મહાવીરને ભાવે ભજો ( ૨ )
ઝાલો ઝાલો ભક્તિનું સુકાન. જીવન થોડું રહ્યું તમે૦

*

## ભાવના-ગીત



ભલુ થયું ને અમે જિનગુણ ગાયા,
રસનાનો રસ પીધો રે; ભલુ૦

રાવણરાયે નાટક કીધો,
અષ્ટાપદગિરિ ઉપરે રે; ભલુ૦

થૈયા થૈયા નાટક કીધો,
તીર્થંકરપદ બાંધ્યો રે; ભલુ૦

થાળ ભરી ભરી મોતીડે વધાવો,
પ્રભુજીને ફૂલડે વધાવો રે; ભલુ૦

દેવચંદ્ર કહે મારા મનના,
સકળ મનોરથ સિદ્ધા રે; ભલુ૦

એ પૂજા જે ભણે ભણાવે,
તસ ઘર મંગળ હોજો રે ભલુ૦

# શ્રી–વિધિપક્ષ–ગચ્છીય–શ્રાવકસ્ય

# પંચ પ્રતિક્રમણ સૂત્ર

## [ તથા બીજી અનેક ઉપયોગી બાબતો ]

---

### અથ પરમ મંગલ નવકાર મંત્ર.

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચ-નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હોઈ મંગલં.

### શ્રી દેવવંદન વિધિ

**દેવદર્શન શી રીતે થાય?**—સવારે શ્રી જિન ભગવાનના દર્શન કરવા જવું ત્યારે મર્યાદાવાળાં કપડાં પહેરીને જવું. જિન-મંદિરે જવા નીકળ્યા પછી બનતા સુધી બીજા કામે રોકાવું નહિ. જિનમંદિર જોતાં ભક્તિપૂર્વક બે હાથ જોડી મસ્તક નમાવી 'નમો જિણાણં' બોલવું. પછી જિનમંદિરમાં દાખલ થતાં પહેલાં સંસારવ્યવહારના બધા વિચાર છોડી દઈ જિન દર્શને આવ્યા છીએ તે કારણ જ મન રાખવું જોઈએ. આ બાબતનું સ્મરણ કરવા માટે પહેલી વાર 'નિસીહિ' શબ્દ ઉચ્ચારવો. જિનમંદિરમાં વાતો

કરવી હોય તો પણ તેને લગતી બાબતની જ વાતો કરી શકાય, બીજી વાતો કરવાથી પ્રભુની આજ્ઞાનું અપમાન થાય છે. બીજા ગભારાનાં દ્વારમાં પેસતાં બીજી વાર 'નિસીહિ' શબ્દ ઉચ્ચારવો. તેનો હેતુ એ છે કે–પ્રભુપૂજા સિવાય બીજા વિચાર કરવા જોઇએ નહિ. પ્રભુપ્રતિમાની પૂજા કર્યા પછી દ્રવ્ય ક્રિયાઓ પૂરી કરી ચૈત્યવંદનની શરૂઆતમાં ત્રીજી વાર 'નિસીહી' શબ્દ ઉચ્ચારવો, જેનો અર્થ એવો થાય છે કે–મન, વચન અને કાયા ભગવાનની ભક્તિ–ભાવ-પૂજામાં હોવા જોઇએ, બીજા કશા પણ વિચાર કે કોઇ બાબતોમાં આપણું મન જરા પણ ખેંચાવું જોઇએ નહિ. પછી જ્યાં પ્રદક્ષિણા ફરી શકાતી હોય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી. પ્રભુ સન્મુખ ઊભા રહી સ્તુતિ બોલવી. પુરુષોએ જમણી અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઊભા રહેવું.

## જિનદર્શન વખતે બોલવાના શ્લોકો

પ્રભુ દરશન સુખ સંપદા, પ્રભુ દરશન નવનિધ;
પ્રભુ દરશનથી પામીયે, સકલ પદારથ સિદ્ધ. ૧

ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન. ૨

જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૩

ફૂલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૪

વાડી ચંપો મોરિયો, સોવન પાંખડીએ;
પાસ જિનેશ્વર પૂજીએ, પાંચે આંગળીએ. ૫

પ્રભુ પૂજનકું હું ચલ્યો, કેશર ચંદન ઘનસાર;
નવ અંગે પૂજા કરું, ભવસાગર પાર ઉતાર. ૬

પાચ કોડિના ફૂલડે, પામ્યા દેશ અઢાર;
કુમારપાલ રાજા થયા, વર્ત્યો જય જયકાર. ૭

ત્રિભુવન નાયક તુ ધણી, મહી (મહા) મોટો મહારાજ;
મોટે પુણ્યે પામીયો, તુમ દરશન હુ આજ. ૮

આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુન્ય કલ્લોલ;
પાપ કરમ દૂરે ટળ્યા, નાઠા દુખ દદોલ. ૯

---

શાન્તિનાથજી સોળમા, જગશાન્તિ સુખકાર;
શાન્ત ભાવે ભક્તિ કરે, તરત તરે ભવપાર.

---

આવ્યો શરણે તમારા, જિનવર ! કરજો, આશ પૂરી અમારી,
નાવ્યો ભવપાર મારો, તુમ વિણ જગમાં, સાર લે કોણ મારી?
ગાયો જિનરાજ ! આજે, હરખ અધિકથી, પરમ આનંદકારી,
પાયો તુમ દર્શ નાસે, ભવભયભ્રમણા, નાથ ! સર્વે અમારી.

---

છે પ્રતિમા મનોહારિણી, દુખહરી, શ્રી વીરજિણંદની,
ભક્તોને છે સર્વદા, સુખકરી, જાણે ખીલી ચંદની,
આ પ્રતિમાના ગુણ, ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળા સુખ તે, જગતના, મુક્તિ ભણી જાય છે.

---

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનં,
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્.

---

ઓંકારં બિન્દુસંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ,
કામદં મોક્ષદં ચૈવ, ઓંકારાય નમોનમઃ.

નમસ્કારસમો મંત્રઃ, શત્રુંજયસમો ગિરિઃ;
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ.

---

પ્રશમરસનિમગ્નં, દૃષ્ટિયુગ્મં પ્રસન્નમ્,
વદનકમલમંકઃ, કામિનીસંગશૂન્યઃ;
કરયુગમપિ યત્તે, શસ્ત્રસંબન્ધવન્ધ્યં,
તદસિ જગતિ દેવો! વીતરાગસ્ત્વમેવ.

---

અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્ કારુણ્યભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર.

---

પાતાલે યાનિ બિમ્બાનિ, યાનિ બિમ્બાનિ ભૂતલે;
સ્વર્ગેઽપિ યાનિ બિમ્બાનિ, તાનિ વન્દે નિરન્તરમ્.

---

અર્હન્તો ભગવંત ઇન્દ્રમહિતાઃ, સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ;
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ, પૂજ્યા ઉપાધ્યાયકાઃ;
શ્રીસિદ્ધાન્તસુપાઠકા મુનિવરાઃ, રત્નત્રયારાધકાઃ,
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં, કુર્વન્તુ વો મંગલમ્.

---

વીરઃ સર્વસુરાસુરેન્દ્રમહિતો, વીરં બુધાઃ સંશ્રિતાઃ,
વીરેણાભિહતઃ સ્વકર્મનિચયો, વીરાય નિત્યં નમઃ;
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં, વીરસ્ય ઘોરં તપો,
વીરે શ્રીધૃતિકીર્તિકાન્તિનિચયઃ, શ્રીવીર! ભદ્રં દિશ.

---

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમપ્રભુઃ;
મંગલં સ્થૂલભદ્રાદ્યાઃ, જૈનો ધર્મોઽસ્તુ મંગલમ્.

અંગૂઠે અમૃત વસે, લબ્ધિતણો ભંડાર,
શ્રીગુરુ ગૌતમ સમરીએ, વાછિત ફલ દાતાર.

---

અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરીવરુ,
વાસુપૂજ્ય ચંપાનયર સિધ્યા, નેમ રૈવતગિરિવરુ,
સમ્મેતશિખરે વીશ જિનવર, મોક્ષ પહોતા મુનિવરુ,
ચોવીશ જિનવર નિત્ય વંદું, સયલ સંઘ સુહંકરુ.

---

ભવ ભવ તુમહીજ દેવ! ચરણ તોરા ધરુ,
ભવસાગરથી તાર, અરજ આવી કરુ.
જગતસ્વામી મોક્ષગામી, મોક્ષગામી સુખકરો,
પ્રભુ અજર અમર અખંડ નિર્મલ,મોહ મિથ્યા તમ હરો,
દેવાધિદેવા ચરણ સેવા, નિત્ય મેવા આપીયે,
નિજ દાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે.

---

*શ્રીઆદિનાથ પ્રગટ પરમેશ્વર, અલિય વિઘ્ન સવિ દૂર કરે,
વાટ-ઘાટ સમરે જે સાહેબ, ભયભંજન ચકચૂર કરે,
લીલા લચ્છી દાસ તુમારો, કોઇ પૂજે કોઇ અરજ કરે,
નજર કરીને નીરખો સાહેબ,તુમ સેવક અરદાસ કરે.

---

આબૂ અષ્ટાપદ ગિરનાર, સમેતશિખર શત્રુંજય સાર,
પંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ ગયા તેને કરુ પ્રણામ.

---

* અહીં કોઇપણ તીર્થંકરનું નામ બોલી શકાય છે

## અષ્ટપ્રકારી પૂજાના દોહા.

જલ- ન્હવણ, વિલેપન, કુસુમની, ધૂપ, દીપ, મનોહાર;
અખંડ-અક્ષત, નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવિચાર. ૧

ભાવ સ્તવને કારણે, દ્રવ્ય સ્તવ અધિકાર;
કારણથી કારજ સધે, તેણે ધુર પૂજા ઉદાર. ૨

ઇણી પેરે જળપૂજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને છિણું જે એહમાં, જાણો તેહ અબુદ્ધ. ૩

ચંદન—હવે કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ. ૪

પૂજા ને પરિણામ બેઉ, કરો ચંદનકી રીત;
શીતળતા ને સુગંધતા, જીમ ભાંજે ભવભીત. ૫

પુષ્પ—હવે ત્રીજી સુમનસ-તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જિણથી લહે, તિણે સુમનસ પ્રકાર. ૬

પ્રણિધાને સદ્ગતિ હોએ, પૂજયે કીમ નવિ હોય?
સુમનસ-ભાવે દુર્ગતા, પૂજા પંચાશક જોય. ૭

ધૂપ—હુતાશનથી કાષ્ઠ જ્યું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિષે ધૂપ પૂજા કરો, પામો જ્યું શિવશર્મ. ૮

ઇણી પરે ધૂપ પૂજા કરી, જિન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતિ, દૂર કરો પરભાવ. ૯

દીપ—જગ પ્રદીપ પર દીપ શુભ, કરતાં ભાવો એહ;
આવરણ જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ. ૧૦

કેવળનાણ પઇવસું, જ્યું લહે લોકાલોક;
ત્યું પૂજા દ્રવ્ય-દીપની, કરતાં શિવ ફળ રોક. ૧૧

અક્ષત—હવે અક્ષતપૂજા કરો, શાળી વ્રીહિ ગોધૂમ,
ઉજ્જવળ પ્રભુ પર ઢોકીને, ટાળો મોહકી ધૂમ. ૧૨

અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર,
ઇહ ભવ પણ નવિ ક્ષય હોયે, રાજઋદ્ધિ ભંડાર. ૧૩

નૈવેદ્ય—હવે નૈવેદ્ય નિર્વેદના, કીજે જીમ હલીરાય,
ભવ-નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪

કર્તા ભોક્તા મુજ નહિ, પુદ્ગલ ભાવનો જીવ,
તિણે પુદ્ગલની ત્યાજના, કરતા શર્મ સદૈવ. ૧૫

ફળ—ફળ પૂજા કરતા થકા, સફળ કરો અવતાર,
ફળ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬

જસ ફલ ઓપમ જગ નહી, પામ્યા પછી ન અંત,
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

દરેક પૂજા કરતી વખતે નીચે પ્રમાણે મંત્ર બોલવો

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુ-નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલ યજામહે સ્વાહા.

'જલપૂજા' પછી અનુક્રમે 'ચંદન' 'પુષ્પ' 'ધૂપ' 'દીપ' 'અક્ષત' 'નૈવેદ્ય' 'ફળ' 'યજામહે સ્વાહા' બોલવું.

ઉપર જણાવેલી અષ્ટપ્રકારી પૂજામાંથી પહેલી ત્રણ પૂજા જલપૂજા, ચંદનપૂજા અને પુષ્પપૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને કરવાની હોવાથી 'અંગપૂજા' કહેવાય છે અને બીજી પાંચ પૂજા પ્રભુની આગે થતી હોવાથી 'અગ્રપૂજા' કહેવાય છે

## દૂધથી પ્રક્ષાલન કરતી વખતે બોલવું.

મેરુશિખર નવરાવે હો સુરપતિ, મેરુશિખર નવરાવે;
જન્મકાળ જિનવરકો જાણી, પંચરૂપ કરી આવે.
હો સુરપતિ મેરુશિખર નવરાવે.

રતન પ્રમુખ અડજાતિના કળશા, ઔષધિચૂરણ મિલાવે;
ક્ષીર સમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે હો સુર૦

ઇણિ પરે જિનપ્રતિમાને ન્હવણ કરી, બોધિબીજ માનું વાવે;
અનુક્રમે ગુણરત્નાકર ફરસી, જિન ઉત્તમ પદ પાવે. હો સુર૦

## ૧ જલ–પાણીનો પ્રક્ષાલન કરતી વખતે બોલવું.

જ્ઞાન કલશ ભરી આતમા, સમતા રસ ભરપૂર;
શ્રી જિનને ન્હરાવતાં, કર્મ થાય ચકચૂર.

## ૨ ચંદનપૂજા કરતી વખતે બોલવું.

આત્મ ગુણ વાસનાભણી, ચંદન પૂજા સાર;
જેમ મઘવા અપછર કરે, તેમ કરીએ નરનાર.

## ૩ પુષ્પ–ફૂલ પૂજા કરતી વખતે બોલવું.

પ્રભુ કંઠે ઠવી ફૂલની માળા, થૂલ થકી વ્રત ઉચ્ચરીએ;
ચિત્ત ચોખે ચોરી નવિ કરીએ.

## ૪ ધૂપ ઉખેવતી વખતે બોલવું.

અમે ધૂપની પૂજા કરીએ રે, હો મન માન્યા મોહનજી.
પ્રભુ ધૂપ ઘટા અનુસરીએ રે, હો મન માન્યા મોહનજી.

પ્રભુ નહિ કોઇ તમારી તોલે રે, હો મન માન્યા મોહનજી;
પ્રભુ અંતે શરણ તમારું રે, હો મન માન્યા મોહનજી.

### ૫ દીપ પૂજા કરતી વખતે બોલવું.

પંચમી ગતિ વરવા ભણી, પંચમી પૂજા રસાળ,
કેવલ રત્ન ગવેષવા, ધરીએ દીપક માળ.

### ૬ અક્ષતથી સ્વસ્તિક (સાથીઓ), ત્રણ ઢગલીઓ અને સિદ્ધશિલા કરતી વખતે બોલવું.

અક્ષતપૂજા કરતા થકા, સફલ કરૂં અવતાર,
ફલ માગું પ્રભુ આગલે, તાર તાર મુજ તાર.
ચિહું ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ જંજાળ,
પંચમગતિ વિણ જીવને, સુખ નહિ ત્રિહું કાળ.
દર્શન જ્ઞાન-ચારિત્રના, આરાધનથી સાર,
સિદ્ધશિલાની ઉપરે, હોજો મુજ વાસ શ્રીકાર.

### ૭ નૈવેદ્ય ઢોકતી (ચડાવતી) વખતે બોલવું.

નિર્વેદી આગળ ઠવો, શુચિ નૈવેદ્ય રસાળ,
વિવિધ જાતિ પકવાન્નશું, ભરી અષ્ટાપદ થાળ.

### ૮ ફળ ચડાવતી (મૂકતી) વખતે બોલવું.

ફળપૂજા કરતા થકા, સફળ કરૂં અવતાર,
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર.
સાંસારિક ફળ માગીને, રવડ્યો આ સંસાર,
અષ્ટકર્મ નિવારવા, માગું મોક્ષફળ સાર.

### ચામર ઢાળતી વખતે બોલવું.

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે,
જઈ મેરુ ધરી ઉત્સંગે, ઇંદ્ર ચોસઠ મળીઆ રંગે
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવના પાતિક ખોવા.

## નવ અંગની પૂજાના દોહા.

અંગૂઠે—જલ ભરી સંપુટપત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગૂઠડો, દાયક ભવજલ અંત. ૧

ઢીંચણે—જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨

કાંડે—લોકાંતિક વચને કરી, વરસ્યાં વરસીદાન;
કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન. ૩

નાભી—રત્નત્રયી ગુણ ઉજલી, સકળ સુગુણ વિસરામ;
નાભિકમલની પૂજના, કરતાં અવિચલ ધામ. ૪

હ્રદય—હ્રદય કમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ;
હિમ દહે વનખંડને, હ્રદય તિલક સંતોષ. ૫

ખભે—માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભૂજાબળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત. ૬

કંઠે—સોળ પહોર દઈ દેશના, કંઠ વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭

લલાટે—તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૮

મસ્તકે—સિદ્ધશિલા ગુણ ઉજલી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવી, શિરશિખા પૂજંત.
ઉપદેશક નવતત્ત્વના, તેણે નવ અંગ જિણંદ;
પૂજો બહુવિધ ભાવથી, કહે શુભવીર મુણીંદ.

## ચૈત્યવંદન વિધિ.

દ્રવ્ય પૂજા કરતી વખતે મુખકોશ બાધ્યો હોય છે તે છોડી દઈ, ત્રણ પ્રદક્ષિણા દઈ ચૈત્યવંદન કરતા પહેલા પ્રભુ સન્મુખ ડાબો પગ ઊંચો રાખી, જમણા પગ ઉપર બેસી, બાજોઠ ઉપર શુદ્ધ આખા ચોખાનો સ્વસ્તિક (સાથિયો) કરવો પછી ત્રણ ચોખાની ઢગલીઓ કરવી, અને ઢગલીઓ ઉપર ચોખાનો અર્ધચંદ્રાકાર કરવો તે વખતે મનમા ધારવુ અને વચનથી બોલવુ, હે પ્રભુ ! હુ આ ચાર ગતિ રૂપ સંસારથી છૂટુ, જ્ઞાન, દર્શન અને ચારિત્રને આરાધી છેવટે આપની જેમ સિદ્ધશિલા-મોક્ષમા મારો વાસ થાઓ સાથિયો એ ચાર ગતિ (દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી) સૂચવે છે, માટે સાથિયો કરતી વખતે ચાર ગતિથી છૂટવાની ભાવના ભાવવી તેની ઉપર ત્રણ ઢગલી કરવામા આવે છે, તે જ્ઞાન, દર્શન, ચારિત્રનુ સૂચન કરે છે, તેને આરાધી, તેની ઉપર અર્ધચંદ્રાકાર સિદ્ધશિલા કે જ્યા સિદ્ધ ભગવાન વિરાજે છે એમ સૂચવે છે, માટે ચંદ્રાકાર કરતા સિદ્ધશિલા પામવાનુ ચિતવવુ ચોખા ઉજ્જ્વલ અને અખંડ આખા લેના, તેનુ કારણ એ છ કે-હે ભગવન્ ! મારા ભાવ ઉજ્જ્વલ અને આ અખંડ-આખા ચોખાની પેઠે અખંડ હોજો આ પ્રમાણે સ્વસ્તિક કર્યા પછી ચૈત્યવંદન કરનુ



### ખમાસમણ-પ્રણિપાત સૂત્ર

ઇચ્છામિ ખમાસણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિ- આએ મત્થએણ વંદામિ.

[ આ સૂત્રથી બે ઢીંચણ, બે હાથ અને મસ્તકથી દેવગુરુને

વંદન કરાય છે, તેથી તેને 'પંચાંગ પ્રણિપાત સૂત્ર' પણ કહે છે. ]

આ સૂત્ર ત્રણ વખત બોલી ત્રણ ખમાસમણ દેવાં. પુરુષોએ પ્રભુની જમણી બાજુએ, અને સ્ત્રીઓએ પ્રભુની ડાબી બાજુએ, ડાબો પગ ઊંચો રાખી જમણો પગ જમીનને સ્થાપી બેસવું. અને બે હાથ જોડી ચૈત્યવંદન કરવું.

**અશોકવૃક્ષઃ સુરપુષ્પવૃષ્ટિઃ, દિવ્યધ્વનિશ્ચામરમાસનં ચ;**
**ભામંડલં દુંદુભિરાતપત્રં, સત્પ્રાતિહાર્યાણિ જિનેશ્વરાણામ્.**

કોઇપણ ચૈત્યવંદન બોલતા પહેલા બોલવાની સ્તુતિ—

**સકલકુશલવલ્લી, પુષ્કરાવર્તમેઘો,**
**દુરિતતિમિરભાનુઃ, કલ્પવૃક્ષોપમાનઃ;**
**ભવજલનિધિ-પોતઃ, સર્વસંપત્તિહેતુઃ,**
**સ ભવતુ સતતં વઃ, શ્રેયસે શાંતિનાથઃ.**
**શ્રેયસે પાર્શ્વનાથઃ.**

---

## પરમાત્મા ચૈત્યવંદન*

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચ�ૈત્યવંદન કરું? ઇચ્છં.**
**જય જય મહાપ્રભુ, દેવાધિદેવ; સર્વજ્ઞશ્રી વીતરાગ દેવ.**
**મુહ દીઠું પરમેસર, સુંદર સોમ સહાવ;**
**ભૂરિ ભવાંતર સંચિઓ, નટ્ઠો સો સવિ પાવ. ૧**
**જે મેં પાપ કીયાં બાલાપણે, અહવા અન્નાણે;**
**અન્ન ભવતર સો સો ખંડ, જયો પરમેસર,**
**તુહ મુહ દીઠું સિરિ પાસ જિણેસર. ૨**

---

* ચૈત્યવંદન કોઇપણ ભગવાનનું કહી શકાય છે.

પાસ પસી પયાસ કરી, વિનતડી અવધાર,
સસારડા બીહામણા, સામી આવાગમન નિવાર. ૩

હત્થડા તે સુલક્ખણા, જે જિનવર પૂજંત,
એકે પુણ્યે બાહિરા, ગો પરઘર કામ કરંત. ૪

કવણે વાડી વાવીયા, કવણે ગૂંથ્યા ફૂલ,
કવણે જિનવર ચઢાવીયા, ભાવ ભરીઆં મૂલ. ૫

વાડી વેલો મહોરિયો, સોવન કૂપલિએણ,
પાસ જિનેસર પૂજીએ, પચે અંગુલીએણ. ૬

દો ધોલા દો સામલા, દો રત્તોપલવન્ન,
મરગયવન્ના દુન્નિ જિણ, સોલસ કંચનવન્ન. ૭

નિય નિય માન કરાવીઆ, ભરહેસ નયનાનંદ,
તે મે ભાવે વંદિઆ, એ ચોવીસે જિણંદ. ૮

વત્થુ છંદ—

કમ્મભૂમિહિ કમ્મભૂમિહિ, પઢમ ઘયણિ,
ઉક્કોસય સત્તરિસય, જિણવરાણ વિહરંત લબ્ભઇ,
નવકોડિહિ કેવલિણ, કોડિસહસ્સ નવ સાહુ ગમ્મઇ,
સંપઇ જિણવર વીસ મુણિ, બિહુ કોડિહિ વરનાણિ,
સમણહ કોડિ સહસ્સ દુઅ, થુણિમ નિચ્ચ વિહાણિ. ૯

જયઉ સામીય ! જયઉ સામીય ! રિસહ ! સિરિ સત્તુંજિ,
ઉજ્જિંતિ પહુ-નેમિજિણ ! જયઉ વીર ! સચ્ચઉરિ-
મંડણ ! ભરુઅચ્છહિ મુણિમુવ્વય,
મુહરિપાસ ! દુહ-દુરિઅ-ખંડણ ! અવરવિદેહિ
તિત્થયરા, ચિહુ દિસિ વિદિસિ જિં કે વિ,
તીઆણાગયસંપઇય વંદુ જિણ સવ્વેવિ ૧૦

**સત્તાણવઈ-સહસા, લક્ખા છપ્પન્ન અટ્ઠકોડિઓ;**
**પંચસયા ચઉત્તીસા, તિઅલોએ ચેઇએ વંદે. ૧૧**

[ આ ચૈત્યવંદનમાં પ્રાત:સ્મરણીય તીર્થંકર દેવોનાં ગુણગાન કરીને તેમનાં બિંબો, ચૈત્યો તથા તીર્થોને ભક્તિભાવપૂર્વક વંદન-નમસ્કાર કરવામાં આવેલ છે. ]

ચૈત્યવંદન પછી '**જંકિંચિ**' '**નમુત્થુણં**' '**જાવંતિ**' '**જાવંત**' બેસીને કહેવું.

## જંકિંચિ સૂત્ર.

**જંકિંચિ નામતિત્થં, સગ્ગે પાયાલિ તિરિયલોગંમિ;**
**જાઈં જિણબિંબાઈં, તાઈં સવ્વાઈં વંદામિ. ૧**

[ આ સૂત્રમાં ત્રણ લોકમાં રહેલાં સઘળાં તીર્થો તથા તેની અંદર રહેલાં સઘળાં બિંબોને વંદન કરવામાં આવ્યું છે. ]

## નમોત્થુણં-શક્રસ્તવ સૂત્ર.

**નમોત્થુણં, અરિહંતાણં ભગવંતાણં. ૧**
**આઈગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં. ૨**

**પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરીઆણં, પુરિસવરગંધહત્થીણં. ૩.**

**લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં. ૪.**

**અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં. ૫.**

**ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં. ૬.**

અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિયટ્ટછઉમાણં. ૭.

જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. ૮.

સવ્વન્નૂણં, સવ્વદરિસીણં, સિવમયલમરુઅમણંતમક્ખયમવ્વાબાહમપુણરાવિત્તિસિદ્ધિગઇનામધેય ઠાણં સંપત્તાણં, નમો જિણાણં જિઅભયાણં. ૯.

જે અ અઈયા સિદ્ધા, જે અ ભવિસ્સંતિણાગએ કાલે,
સંપઈ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ૧૦

[ આ સૂત્રથી ઇન્દ્રે શ્રી અરિહંત દેવોની વિશિષ્ટ રીતે ખૂબ ભક્તિભાવથી સ્તુતિ કરેલ છે ]

## જાવંતિ ચેઈયાઈં સૂત્ર.

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહે અ તિરિઅલોએ અ;
સવ્વાઇં તાઈં વંદે, ઈહ સંતો તત્થ સંતાઈં. ૧

[ આ સૂત્રથી ત્રણ લોકમાં રહેલા જિન-ચૈત્ય આત્મબોધ માટેનું એક અગત્યનું સાધન છે, તેના પ્રત્યે નિઃસીમ ભક્તિથી વંદન કરવામાં આવે છે ]

## જાવંત કે વિ સાહૂ સૂત્ર

જાવંત કે વિ સાહૂ, ભરહેરવયમહાવિદેહે અ;
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડવિરયાણં. ૧

[ આ સૂત્રમાં જિનેશ્વરોની જેમ સાધુઓ પણ આત્મ-પ્રબોધ થવામાં અતિ ઉપકારક છે, તેથી તેમના પ્રત્યે સન્માન અને પૂજ્ય બુદ્ધિથી તેમને વંદન કરવામાં આવ્યું છે ]

ત્યાર પછી એક નવકાર ગણી અરિહંત ગુણગર્ભિત એકથી

ચાર સ્તવનો બોલવા. સવારના વખતમાં ' કેવલનાણી 'ની આઠ ઢાળો કહેવાય છે. સ્તવન બોલ્યા પછી ' ઉવસગ્ગહરં ' કહેવું.

## ઉવસગ્ગહર–ઉપસર્ગહર સ્તોત્ર.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણ-મુક્કં;
વિસહર-વિસનિન્નાસં, મંગલ-કલ્લાણ-આવાસં. ૧
વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ;
તસ્સ ગહ-રોગમારી-દુટ્ઠજરા જંતિ ઉવસામં. ૨
ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુફલો હોઇ;
નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખ-દોહગ્ગં. ૩
તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિકપ્પપાયવબ્ભહિએ;
પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં. ૪
ઇઅ સંથુઓ મહાયસ! ભત્તિબ્ભર-નિબ્ભરેણ હિઅએણ;
તા દેવ! દિજ્જ બોહિં, ભવે ભવે પાસ-જિણચંદ! ૫

[ આ સ્તોત્ર શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલ છે. તેમાં શ્રી પાર્શ્વનાથની સ્તુતિ-વંદન-નમસ્કાર કરેલ છે, તે દરેક પ્રકારના વિઘ્નોને દૂર કરે છે, તેથી તેને ' ઉપસર્ગહર ' સ્તોત્ર કહે છે. ]

ઉવસગ્ગહરં કહી રહ્યા પછી બે હાથ જોડી મસ્તકે લગાડી " જય વીયરાય " કહેવા.

## જય વીયરાય–પ્રણિધાન સૂત્ર.

જય વીયરાય! જગગુરુ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં!
ભવનિવ્વેઓ, મગ્ગાણુસારિઆ ઇટ્ઠફલસિદ્ધી. ૧
લોગવિરુદ્ધચ્ચાઓ, ગુરુજણપૂઆ પરત્થકરણં ચ;
સુહગુરુજોગો તવ્વયણસેવણા આભવમખંડા. ૨

વારિજ્જઈ જઈ વિ નિયાણબંધણ વીયરાય ! તુહ સમયે;
તહ વિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણ. ૩

દુક્ખખઓ કમ્મખઓ, સમાહિમરણ ચ બોહિલાભો અ,
સંપજ્જઉ મહ એઅ, તુહ નાહ ! પણામ-કરણેણ. ૪

સર્વમંગલમાંગલ્ય, સર્વકલ્યાણકારણં,
પ્રધાનં સર્વધર્માણાં, જૈન જયતિ શાસનમ્. ૫

[ આ સૂત્રમા શુભ અનુષ્ઠાનપૂર્વક સેવાની અને બોધિબીજની માગણી કરવામા આવી છે ]

પછી ઊભા થઈ 'અરિહંતચેઇઆણં' 'અન્નત્થ' કહેવુ પછી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો

## અરિહંતચેઇયાણં–ચૈત્યસ્તવ સૂત્ર.

સવ્વલોએ અરિહંત-ચેઇઆણં, કરેમિ કાઉસ્સગ્ગં. ૧

વંદણવત્તિઆએ, પૂઅણવત્તિઆએ,
સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિઆએ,
બોહિલાભવત્તિઆએ, નિરુવસગ્ગવત્તિઆએ. ૨

સદ્ધાએ, મેહાએ, ધિઇએ, ધારણાએ,
અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ, ઠામિ કાઉસ્સગ્ગં. ૩

[ આ સૂત્રમા ધ્યાનમગ્ન થવા માટે અરિહંત ચૈત્યોનુ આલંબન લેવાનો સંપૂર્ણ અને સમુચિત વિધિ વર્ણનપૂર્વક જણાવવામા આવ્યો છે ]

## અન્નત્થ-કાયોત્સર્ગ સૂત્ર.

અન્નત્થ ઊસસિએણં, નીસસિએણં, ખાસિએણં,
છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં,
વાયનિસગ્ગેણં, ભમલીએ પિત્તમુચ્છાએ. ૧

સુહુમેહિં અંગસંચાલેહિં,
સુહુમેહિં ખેલસંચાલેહિં,
સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં. ૨

એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ,
હુજ્જ મે કાઉસ્સગ્ગો. ૩
જાવ અરિહંતાણં ભગવંતાણં, નમુક્કારેણં, ન પારેમિ. ૪
તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં, અપ્પાણં વોસિરામિ. ૫

[ આ સૂત્રમાં કાયોત્સર્ગના વખતે કુદરતી હાજતો થાય તેની છૂટ આપવામાં આવી છે. તેનું વર્ણન છે. ]

એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, એક નવકાર ગણી, '**કલ્લાણકંદં**' ની સ્તુતિ ( થોય ) અથવા કોઇપણ જિનેશ્વર દેવની સ્તુતિ કહેવી. પછી ઊભા રહી "**જે અઇઆ તિત્થયરા**" તીર્થસ્તુતિ કહેવી.

## પંચ જિન સ્તુતિ.

કલ્લાણકંદં પઢમં જિણિંદં, સંતિં તઓ નેમિજિણં મુણિંદં;
પાસં પયાસં સુગુણિક્કઠાણં, ભત્તીઇ વંદે સિરિવદ્ધમાણં. ૧

[ આ સ્તુતિમાં ઋષભદેવ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીને વંદન કરવામાં આવ્યું છે. ]

## જે અઇયા-તીર્થ સ્તુતિ.

* જે અઈયા તિત્થયરા, જે ભવિસ્સ તિ અણાગએ કાલે,
જે આવિ વટ્ટમાણા, તે સવ્વે ભાવઓ નમિમો. ૧

સુરકય મણુયકય વા, ભુવનતિગે સાસયં ચ જં તિત્થ,
ત મયલમિહટ્ટિઓ વિ હુ, મણવયતણૂહિ પણમામિ. ૨

જત્થ જિણાણુ જમ્મો, દિક્ખા નાણ ચ નિસીહિયા જત્થ,
જાય ચ સમોસરણ, તાઓ ભૂમિઓ વંદામિ ૩

એવમસાસયસાસય, પડિમા થુણિયા જિણિંદચંદાણ;
સિરિમ મહિંદ ભુવણિંદ-ચંદમુણિવંદ થુઅ મહિઆ. ૪

[ આ સ્તુતિમા ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમા થયેલા તીર્થંકરો, ત્રણ ભુવનના શાશ્વતા અશાશ્વતા તીર્થો, કલ્યાણક ભૂમિઓ અને શાશ્વતી-અશાશ્વતી પ્રતિમાઓની સ્તવના કરેલી છે ]

ઇતિ દેવવંદન વિધિ.

---

## ગુરુવંદન વિધિ.

શ્રી મુનિમહારાજ પાસે જવુ ત્યારે તેમને વિધિપૂર્વકની વંદના કરવી જોઇએ પ્રથમ બે 'ખમાસમણ' દેવા, ત્યારબાદ તેના વડા મુનિરાજને "ઇચ્છકાર" ના પાઠથી સુખશાતા પૂછવી, તે નીચે મુજબ—

---

* જે ઇયા તિત્થયરા, જે ય ભવિસ્સા અણાગએ કાલે, પાઠાંતરે આ પાઠ પણ છે.

## ઇચ્છકાર.

## સુગુરુ-સુખશાતા-પૃચ્છા.

## ગુરુ-નિમંત્રણ સૂત્ર.

**ઇચ્છકાર! સુહ-રાઇ? (સુહ-દેવસિ?) સુખ-તપ? શરીર નિરાબાધ? સુખ સંજમ જાત્રા નિર્વહો છો જી? સ્વામી શાતા છેજી? મત્થએણ વંદામિ.**

સામાન્ય રીતે સવારે દેવવંદન પછી ગુરુવંદને જવું જોઇએ. તે વખતે તેમની સુખશાંતિ આ સૂત્રથી પૂછવામાં આવે છે. સવાર હોય તો '**સુહરાઇ**' કહેવું અને બપોર પછી '**સુહદેવસિ**' કહેવું. તે પ્રમાણે સુખશાતા પૂછી, એક ખમાસમણ દઇ, ઊભા થઇ "**અબ્ભુટ્ઠિઓ**" કહેવું. પ્રથમ "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અબ્ભુટ્ઠિઓમિ૦**" થી આદેશ માગવો. પછી ગુરુમહારાજ "**ખામેહ**" એ પ્રમાણે ખામવાની આજ્ઞા કરે. ત્યારે '**ઇચ્છં**' કહીને વાંદણાં દેવાની પેઠે નીચા નમીને જમણો હાથ ભોંય ઉપર અવળો આગળ ધરવો અને ડાબો હાથ મોં આગળ કપડું ધરી રાખી '**જંકિંચિ અપત્તિઅં**' થી બોલવું.

## અબ્ભુટ્ઠિઓ-ગુરુખામણા સૂત્ર.

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર *દેવસિઅં ખામેઉં? ઇચ્છં, ખામેમિ *દેવસિઅં જંકિંચિ અપત્તિઅં, પરપત્તિઅં, ભત્તે, પાણે, વિણએ, વેઆવચ્ચે, આલાવે, સંલાવે, ઉચ્ચાસણે, સમાસણે, અંતર-ભાસાએ, ઉવરિભાસાએ, જં કિંચિ મજઝ વિણય પરિહીણં,**

* સવારના બાર વાગ્યા સુધી '**રાઇયં**' કહેવું.

સુહુમ વા બાયર વા, તુબ્ભે જાણહ, અહ ન જાણામિ, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

[ આ મન્ત્રથી ગુરમહારાજ પ્રત્યે આપણાથી જાણતા-અજાણતા આશાતના-અપરાધ થયા હોય તેની ક્ષમા માગવામા આવી છે ]

પછી ઊભા થઇ એક ખમાસમણ દઈ, ઊભા રહી સુખશાતા પૂછવી

ઇતિ ગુરુવંદન વિધિ.

---

# અથ શ્રાવકાણાં દૈવસિક વિધિ પ્રારંભ

જિનાવલીપુંગવમિંદ્રવંદ્ય, પ્રણમ્ય વીરં જિતમારવીરં,
ઉપાસકાનામુપકારહેતો,-ર્વક્ષ્યામ્યનુષ્ઠાનવિધિં સુબોધિમ્. ૧

અરછ કપડા ધારણ કરી ઉત્તરાસંગ કરી ચરવળો લઇ ભૂમિ પ્રમાર્જી કટાસણુ બીછાવી પુસ્તક વગેરે જ્ઞાનની સ્થાપના સ્થાપી જમણો હાથ સ્થાપના સન્મુખ રાખી એક નવકાર કહી નીચે મુજબ પંચિંદિય કહેવું

## પંચિંદિય.

પંચિંદિય સંવરણો, તહ નવવિહ બંભચેર-ગુત્તિધરો,
ચઉવિહ-કસાય-મુક્કો, ઇઅ અટ્ઠારસગુણેહિં સંજુત્તો. ૧
પંચમહવ્વયજુત્તો, પંચવિહાયારપાલણસમત્થો,
પંચસમિઓ તિગુત્તો, છત્તીસગુણેહિં ગુરૂ મજ્ઝ. ૨

ગુરુ મહારાજ વિદ્યમાન હોય તો ઉપર પ્રમાણે પંચિંદિયનો પાઠ ન કહેવો, અને એમજ બે ખમાસમણ દઈ ઇચ્છાકાર. સુહદેવસિ૦ કહી અબ્ભુટ્ઠિઓ ખમાવી પછી નીચે મુજબ કહેવું.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દિવસ સંબંધિ સામાયિક પ્રતિક્રમણ ઠાવા ઇરિયાવહિયં પડિક્કમુંજી. ૧ (ગુરુ કહે પડિક્કમેહ.)

## ઇરિયાવહિયં.

ઇચ્છં ઇચ્છામિ પડિક્કમિઉં. ૧. ઇરિયાવહિયાએ વિરાહણાએ ૨. ગમણાગમણે. ૩. પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે, ઓસા ઉત્તિંગ પણગદગ મટ્ટી મક્કડા–સંતાણા સંકમણે. ૪. જે મે જીવા વિરાહિયા. ૫. એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા. ૬. અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા તસ્સ મિચ્છા મિ દુક્કડં. ૭.

## તસ્સ ઉત્તરી.

તસ્સ ઉત્તરીકરણેણં, પાયચ્છિત્તકરણેણં, વિસોહિકરણેણં, વિસલ્લીકરણેણં, પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ, ઠામિ કાઉસ્સગ્ગં. ૮.

## અન્નત્થ ઉસસિએણં

## (૧૨ આગાર)

અન્નત્થ ઉસસિએણં, નિસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલિએ પિત્તમુ-

ચ્છાએ. ૧ સુહુમેહિ અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચા-
લેહિં, સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં. ૨ એવમાઇએહિં, આગા-
રેહિં, અભગ્ગો અવિરાહિઓ, હુજ્જ મે કાઉસ્સગ્ગો. ૩ જાવ
અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ. તાવ કાયં,
ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ. ૫.

અહીં એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો

પછી 'નમો અરિહંતાણં, કહીને કાઉસ્સગ્ગ પારવો

પછી લોગસ્સ પ્રગટ કહેવો તે નીચે મુજબ—

## લોગસ્સ

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે,
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧

ઉસભમજિયં ચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇં ચ,
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ૨

સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ,
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ૩

કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ,
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૪

એવં મએ અભિથુઆ, વિહુય-રયમલા પહીણ-જર-મરણા,
ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ૫

કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,
આરુગ્ગ બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ. ૬

ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા,
સાગર-વર-ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૭

પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગમણાગમણે આલોઉંજી.

## ગમણાગમણે.

મારગને વિષે, જતાં-આવતાં, પૃથિવીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય, નીલફૂલ, માટી, પાણી, કણ, કપાસીયા, સ્ત્રી આદિક તણો સંઘટ્ટ હુઓ હોય, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા શ્રાવકતણે ધર્મે રૂડીપરે પાળી નહિ, ખંડન વિરાધના થઇ હોય, તે સવિ મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામયિક હાવા ત્રણ નવકાર ગણુંજી.' એમ કહી હેઠા બેસીને ત્રણ નવકાર ગણવા. તે ગણીને પછી ઉભા થઇને 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! જીવરાશી ખમાવું જી.'

## જીવરાશી.

સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્કાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચઉદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રી, બે લાખ તેઇંદ્રી, બે લાખ ચઉરિંદ્રી, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રી, ચઉદ લાખ મનુષ્યના ભેદ, એવંકારે ચઉદ રાજ ચોરાશી લક્ષ જીવયોનિ માંહે માહરે જીવે જે કોઇ જીવ દૂહવ્યો હોય, વિરાધ્યો હોય, તે સવિ મન વચન કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અઢાર પાપસ્થાનક આલોઉં જી.

## અઢાર પાપસ્થાનક.

પહેલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અદત્તાદાન, ચોથે મૈથુન, પાચમે પરિગ્રહ, છટ્ઠે ક્રોધ, સાતમે માન, આઠમે માયા, નવમે લોભ, દશમે રાગ, ઇગ્યારમે દ્વેષ, બારમે કલહ તેરમે અભ્યાખ્યાન, ચૌદમે ચાડી, પન્નરમે રતિ-અરતિ, સોલમે પરપરિવાદ, સત્તરમે માયામૃષાવાદ, અઢારમે મિથ્યાત્વશલ્ય એ અઢારે પાપસ્થાનક માહી જે કોઇ પાપસ્થાનક મ્હારે જીવે સેવ્યાં હોય, સેવરાવ્યા હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય, તે સવિ મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડ.

એ પ્રથમ ખમાસમણ થયુ પછી ખમાસમણપૂર્વક નીચે ઉભડક આમને બેમીને 'ઇચ્છાકારેણ સદિસહ ભગવન્' દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ધારૂ જી'

## દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ

દ્રવ્યથકી લુગડાં, લત્તા, ઘરેણા, ગાઠા, પાથરણુ, નોકારવાલી, ધાર્યા પ્રમાણે મોકળા છે. ક્ષેત્ર થકી ઉપાશરાના બારણાની માહેલીકોરે, કાળથકી સામાયિક નીપજે તિહા સુધી, ભાવથકી યથાશક્તિયે રાગ-દ્વેષે રહિત વ્રતી સઘાતે બોલવુ, ગુરુઆદિક સઘાતે બોલવાનો આગાર છે. અવ્રતી સઘાતે બોલવાની જયણા છે. એ રીતે છ કોટિએ કરી સામાયિક કરૂ, સામાયિક વ્રત ઉચ્ચાર કરવા એક નવકાર ગણુ (એમ કહી ઉભા થઇને એક નવકાર ગણીયે.) પછી ઇચ્છાકારેણ સદિસહ ભગવન્' સામાયિક વ્રત ઉચ્ચાર કરાવો જી.

વિધિ કરેમિભતે ગુરુ મુખે લેવુ ગુરના અભાવે પોતાથી

પહેલા સામાયિક લીધું હોય તેના પાસેથી લેવું, તે ન હોય તો વડિલના મુખે લેવું. ને તે પણ ન હોય તો સ્વમુખે લઈ લેવું.

## સામાયિકનું પચ્ચક્ખાણ.

**કરેમિ ભંતે સામાઇયં, સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણં, મણેણં વાયાએ કાએણં, ન કરેમિ ન કારવેમિ તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.**

એ સામાયિક કરતાં ચારિત્રાચાર શુદ્ધ થાય. એ પહેલું સામાયિક નામે આવશ્યક અને બીજું ખમાસમણ પુરૂં થયું. ૧

પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બીજા આવશ્યક ભણી ઇરિયાવહિયં પડિક્કમુંજી' એમ આદેશ માગી ઇરિયાવહિ પડિક્કમિ, પછી તસ્સ ઉત્તરી કહેવી પછી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, લોગસ્સ પ્રગટ કહેવો. એ લોગસ્સ કહેવાથી દર્શનાચાર નિર્મલ થાય. એ બીજું ચઉવ્વિસત્થા નામે આવશ્યક અને ત્રીજું ખમાસમણ પૂરૂં થયું. ૨.

પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક ઉભડક આસને હેઠા બેસીને 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! છેડાનું પડિલેહણ કરૂંજી', એમ કહી દૃષ્ટિ પડિલેહણને અર્થે—

પચ્ચાસ બોલોવડે કરીને ઉત્તરાસંગના છેડાની પડિલેહણા કરવી. શ્રાવિકાયે પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડા અથવા રૂમાલ વતી પડિલેહણા કરવી. બાઇઓને ૪૦ બોલોથી અને ભાઇઓએ ૫૦ બોલોથી. તે પચાસ બોલો નીચે પ્રમાણે જાણવા.

શ્રી ઉત્તરાગગના છેડાના ૨૫ બોલ તથા
શરીરના ૨૫ બોલ મળી પડિલેહણના—

## પચ્ચાસ બોલો.

સુત્તત્થ તત્તદિટ્ઠિ હૃદયમાં ધરૂ ૧. સમકિતમોહની ૨. મિશ્રમોહની ૩. મિથ્યાત્વમોહની પરિહરૂ ૪. કામરાગ ૫. સ્નેહરાગ ૬. દષ્ટિરાગ પરિહરૂ ૭. સુદેવ ૮. સુગુરુ ૯ સુધર્મ આદરૂ ૧૦. કુદેવ ૧૧. કુગુરુ ૧૨. કુધર્મ પરિહરૂ ૧૩ જ્ઞાન ૧૪. દર્શન ૧૫. ચારિત્ર આદરૂ ૧૬. જ્ઞાનવિરાધના ૧૭. દર્શનવિરાધના ૧૮. ચારિત્રવિરાધના પરિહરૂ ૧૯. મનોગુપ્તિ ૨૦. વચનગુપ્તિ ૨૧. કાયગુપ્તિ આદરૂ ૨૨. મનોદંડ ૨૩. વચનદંડ ૨૪. કાયદંડ પરિહરૂ ૨૫. હાસ્ય ૨૬. રતિ ૨૭. અરતિ પરિહરૂ ૨૮. શોક ૨૯. ભય ૩૦. દુગચ્છા પરિહરૂ. ૩૧. કૃષ્ણલેશ્યા ૩૨. નીલલેશ્યા ૩૩. કાપોતલેશ્યા પરિહરૂ. ૩૪. ઋદ્ધિગારવ ૩૫. રસગારવ ૩૬. સાતાગારવ પરિહરૂ. ૩૭. માયાશલ્ય ૩૮. નિયાણસલ્ય ૩૯. મિચ્છાદસણસલ્ય પરિહરૂ ૪૦. ક્રોધ ૪૧. માન પરિહરૂ ૪૨. માયા ૪૩. લોભ પરિહરૂ ૪૪ પૃથ્વીકાયવિરાધના ૪૫. અપ્કાયવિરાધના ૪૬. તેઉકાયવિરાધના ૪૭. વાઉકાયવિરાધના ૪૮ વનસ્પતિકાયવિરાધના ૪૯. ત્રસકાયવિરાધના ૫૦. હુઇ હોય તે મવિ હું મને વચને કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

એરી રીતે છેડાનું પડિલેહણ કર્યા પછી ખમાસમણપૂર્વક દરપાકારેણ મ દિસા, ભગવન્ ત્રીજા આવશ્યક બાગી વાદણા દઉ

## સદ્ગુરુ વાંદણાં

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ અણુજાણહ, મે મિઉગ્ગહં નિસીહિ. ૧. અહો,

**૨. કાયં ૩. કાયસંફાસં. ખમણિજ્જો ભે કિલામો, અપ્પકિલંતાણં, બહુ સુભેણ ભે, દિવસો વઇક્કંતો ૪. જત્તા ભે, ૫. જવણિજ્જં ચ ભે. ૬. ખામેમિ ખમાસમણો, દેવસિયં વઇક્કમં આવસ્સિઆએ, પડિક્કમામિ ખમાસમણાણં, દેવસિયાએ આસાયણાએ તિત્તીસન્નયરાએ, જંકિંચિ મિચ્છાએ, મણદુક્કડાએ, વયદુક્કડાએ, કાયદુક્કડાએ, કોહાએ, માણાએ, માયાએ, લોહાએ, સવ્વકાલિયાએ, સવ્વમિચ્છોવયારાએ, સવ્વધમ્માઇક્કમણાએ, આસાયણાએ, જો મે દેવસિઓ અઇઆરો કઓ, તસ્સ ખમાસમણો પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ. ૭.**

એમ ગુરુ સમીપે વાંદણાં બે વાર દીજે. ત્યાં બીજી વારને વાંદણે **આવસ્સિઆએ** એ પદ ન કહેવું. અને રાઇપડિક્કમણે રાઇઓ વઇક્કંતો કહેવું, પક્ખિએ, પક્ખિઓ વઇક્કંતો કહેવું. ચઉમાસિયે ચઉમાસિઓ વઇક્કંતો કહેવું, સંવચ્છરિયે સંવચ્છરિઓ વઇક્કંતો કહેવું. એ વાંદણાં દેતાં જ્ઞાનાદિ ત્રણ નિર્મલ થાય. ઇહાં પોતાને મુખે સંધ્યા હોય તો ચઉવિહાર અને સવાર હોય તો નવકારસી પ્રમુખનું પચ્ચક્ખાણ મનને ભાવે ધારવું, તેથી તપાચાર નિર્મલ થાય.

એ ત્રીજું વંદનકાવશ્યક અને ચોથું ખમાસમણ પુરૂં થયું. ૩.

પછી એક જણ ઉભો થઇને ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ‘ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચોથા આવશ્યક ભણી અતિચાર આલોઉં જી’ એમ આદેશ માગીને નીચે મુજબ અતિચાર એક જણ બોલે અને બીજા બધા જણ જમણો ઢીંચણ ઉંચો રાખી બેસીને સાંભળે.

---

## લઘુ અતિચાર.

પ્રથમ નવકાર કહીને—

ઇચ્છ અરિહંતદેવ, સુસાધુ ગુરુ, જિનપ્રણીતધર્મ ભાવત' સમકિત પ્રતિપાલુ, દ્રવ્યતો લૌકિક લોકોત્તર દેવગત ગુરુગત પર્વગત, મિથ્યાત્વ વિષે જયણા કરૂં. એ શ્રી સમકિતતણા પાંચ અતિચાર ગોધુ, શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાસંડીપરસંસા, પરપાસંડીસંથુઓ, એ પાંચ અતિચાર માંહે જે કોઇ અતિચાર હુવો હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં

બારવ્રત માંહે પહેલું પ્રાણાતિપાત વિરમણવ્રત. સ્થૂલ બેંદ્રિયાદિક ત્રસ જીવ નિરપરાધ ઉપેતકરણ સંકલ્પી કરી હણવા નિયમ, આરંભે જયણા, એ પહેલા પ્રાણાતિપાતવિરમણવ્રતતણા પાંચ અતિચાર ગોધુ. બંધે, વહે, છવિચ્છેએ અઇભારે, ભત્તપાણવુચ્છેએ. એ પાંચ અતિચાર૦ ૧.

૨ બીજું સ્થૂલમૃષાવાદવિરમણવ્રત. પંચવિધિ, કન્નાલીએ ગોવાલીએ, ભુમાલીએ, નામાવહારે, કુડ સખિખજ્જે, એ પાંચ મોટકાં કુડાં આપણને કાજે, સ્વજનને કાજે, ધર્મને કાજે મૂકી, પરકાજે કુડું બોલવા નિયમ, સૂક્ષ્મ અલિક તણી જયણા કરૂં. એ બીજા૦ સહસ્સાભક્ખાણે, રહસ્સાભક્ખાણે, સદારામંતભેએ, મોસોવએસે, કૂડલેહકરણે૦ એ પાંચ૦ ૨.

૩ ત્રીજું સ્થૂલ અદત્તાદાન વિરમણવ્રત. સચિત્ત અચિત્ત, રાજનિગ્રહ, ચોરીકે, પીયારૂ, અણદીધું લેવા નિયમ. સૂક્ષ્મ તણ, કંઠણ, પથિપતિત વ્યવહારનિયોગે, દાણચોરી જયણા. એ ત્રીજા૦ તેનાહડે, તક્કરપ્પઓગે, વિરુદ્ધરજ્જાઇક્કમે, કૂડતુલકૂડમાણે, તપ્પડિરૂવગ વવહારે. એ પાંચ૦ ૩.

૪ ચોથું શીલવ્રત. યથાશક્તે, સ્વદારાસંતોષ, પરદારાવિવર્જના રૂપ. એ ચોથા૦ ઇતરપરિગ્ગહિયાગમણે, અપરપરિગ્ગહિયાગમણે. અનંગક્રીડા, પરવિવાહકરણે, કામભોગતિવ્વાભિલાસે એ પાંચ૦ ૪.

૫ પાંચમું પરિગ્રહપરિમાણવ્રત. નવવિધ, ખિત્ત, ઘર, હટ્ટ, વાડિય, કુવિય, ધણ, ધન્ન, હિરણ્ણ, સુવણ્ણ, અઇપરિમાણ દુપ્પય ચઉપ્પયમિય, નવવિહ પરિગ્ગહ વયંતો૦ એ પાંચમા૦ ખિત્ત વત્થુપમાણાઇક્કમે, હિરણ્ણસુવણ્ણપ્પમાણાઇક્કમે, ધણધન્નપમાણાઇક્કમે, દુપ્પયચઉપ્પયપમાણાઇક્કમે, કુવિયપ્પમાણાઇક્કમે. એ પાંચ૦ ૫.

૬ છઠું દિશિવ્રત, ત્રિવિધે જાણવું. ઉર્દ્ધદિસિવએ, અહોદિસિવએ, તિરિયદિસિવએ. એ છઠ્ઠા૦ ઉર્દ્ધદિસિપમાણાઇક્કમે, અહોદિસિપમાણાઇક્કમે, તિરિયદિસિપમાણાઇક્કમે, ખિત્તવુડ્ઢિ સયંતરદ્ધા. એ પાંચ૦ ૬.

૭ સાતમું ભોગોપભોગવ્રત. દ્વિવિધ ભોજનતઃ કર્મતશ્ચ તત્ર ભોજનતઃ—

સચિત્ત–દવ્વ–વિગઇ, ઉવાણ–તંબોલ–વીર–કુસુમેસુ;
વાહણ સયણ વિલેવણ, બંભ દિસિ ન્હાણ:ભત્તેસુ. ૧.

એ સાતમા૦ સચિત્ત આહારે, સચિત્ત પડિબદ્ધઆહારે, અપ્પોલાહભક્ખણયા, દુપ્પોલહિભક્ખણયા, તુચ્છોસહિભક્ખણયા. એ પાંચ અતિચાર૦ ૭.

કર્મતો પન્નરે કર્માદાન, ઇંગાલકમ્મે, વણકમ્મે, સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, દંતવાણિજ્જે, લક્ખવાણિજ્જે, રસવાણિજ્જે, વિસવાણિજ્જે, કેસવાણિજ્જે, જંતપીલણકમ્મે, નિલંછણકમ્મે, દવગ્ગિદાવણયા, સરદહતલાવસોસણયા, અસઇ-

પોમણયા એ પન્નર કર્માદાન સ્થૂલ નિયમ, સૂક્ષ્મતણી જયણા. એ પન્નર૦

૮ આઠમુ અનર્થદંડ વિરમણવ્રત, ચતુર્વિધ અવજઝાણાયરિએ, પમાયાયરિએ, હિંસપ્પયાણે, પાવકમ્મોવએસે, એ આઠમા૦ કંદપ્પે, કુક્કુઇએ, મુહરિએ, સંજુત્તાઅહિગરણે, ઉવભોગ-પરિભોગ-અઇરેગે, એ પાચ૦ ૮.

૯ નવમુ સામાયિકવ્રત સામાઇય નામ સાવજ્જજોગપરિવજ્જણ, નિરવજ્જજોગઆસેવણ ચ. એ નવમા૦ મણદુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે, કાયદુપ્પણિહાણે, સામાઇયસ્સ અકરણયા, સામાઇઅસ્સ અણવટ્ટિયસ્સ કરણયા, એ પાચ૦ ૯.

૧૦ દશમુ દેશાવગાશિકવ્રત. દિગિવયગહિયસ્સ, દિસાપરિમાણસ્સ, પઇદિણ પરિમાણકરણ. એ દશમા૦. આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઇ, રૂવાણુવાઇ, બહિયાપુગ્ગલપક્ખેવે, એ પાચ અતિચાર૦. ૧૦.

૧૧ અગ્યારમુ પૌષધવ્રત. ચિહુ ભેદે જાણવુ. આહારપોસહે, સરીરસક્કારપોસહે, બભચેરપોસહે, અવ્વાવારપોસહે. એ અગ્યારમા૦ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જાસંથારે, અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સિજ્જાસથારે, અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચારપાસવણભૂમિ, અપ્પમજ્જિઅ દુપ્પમજ્જિઅ ઉચ્ચારપાસવણભૂમિ, પોસહોવવાસસ્સ, સમ્મ અણણુપાલણયા. એ પાંચ૦. ૧૧.

૧૨ બારમુ અતિથિસંવિભાગવ્રત. અતિથિસંવિભાગો નામ, નાયાગયાણ, કપ્પણિજ્જાણ, અન્નપાણાણ દવ્વાણ

દેસ-કાલ-સદ્ધા-સક્કાર-કમ્મજોગ્ગે પરાઇભત્તિએ, આયાણુગ્ગહ-બુદ્ધિએ, સંજયાણં દાણં એ બારમા૦, સચિત્ત નિક્ખેવણયા, સચિત્તપિહણયા, કાલાઇક્કમદાણે, પરોવએસે, મચ્છરયા. એ પાંચ૦ ૧૨.

સંલેષણા તણા પાંચ અતિચાર શોધું, ઇહ લોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે, જીવિઆસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગાસંસપ્પઓગે, એ પાંચ૦.

એવંકારે શ્રી સમકિત મૂલ બારવ્રત વિષે પંચ્યાશી અતિચાર માંહે જે કોઇ અતિચાર, અનાચાર, અતિક્રમ, વ્યતિક્રમ, હુઓ હોય, તથા જાણતે, અજાણતે; સૂક્ષ્મ, બાદર, કાનો, માત્ર, મિંડી, પદ, અક્ષર, ઓછો, અધિકો, હલવો, ભારી, આગલ-પાછલ, કહ્યો કહેવાણો હોય તે સવિ હુ મન, વચન, કાયાયે કરી મિચ્છા મિ દુક્કડં.

દેસાવગાસિઅં ઉવભોગં, પરિભોગં, પચ્ચક્ખામિ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

ઇતિ લઘુ અતિચાર.

એ ચોથું પડિક્કમણનામે આવશ્યક અને પાંચમું ખમાસમણ પુરૂં થયું. ૪.

પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક હેઠા બેસીને "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂંજી. એમ કહીને 'ઇચ્છં', જય જય મહા પ્રભુ' એ ચૈત્યવંદન કહેવું. તે કહીને પછી ચાર સ્તવન અથવા અષ્ટોત્તરી તીર્થમાલા કહેવી. પછી ઉભા થઇને "ઉવસગ્ગહર" કહેવું. તે કહી રહ્યા પછી નીચા બેસીને "નમુત્થુણં" કહેવું. એ છઠ્ઠું ખમાસમણ પુરૂં થયું, પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક ઇચ્છાકારેણ

સંદિસહ ભગવન્ ! ગુરુવંદના કરું ? એમ કહી ગુરુવંદના કહીયે તે આ પ્રમાણે—

## ગુરુવંદના.

અઢ્ઢાઇજ્જેસુ દીવ-સમુદ્દેસુ, પનરસસુ કમ્મભૂમીસુ જાવંત કે વિ સાહૂ, રયહરણગુચ્છપડિગ્ગહધારા ૧. પંચમહવ્વયધારા. અઠ્ઠારસહસ્સસીલંગધારા અક્ખયાયારચરિત્તા, તે સવ્વે સિરસા મણસા મત્થએણ વંદામિ. ૨. પહેલે પાટે સુધર્માસ્વામી, બીજે પાટે જંબૂસ્વામી, ત્રીજે પાટે પ્રભવસ્વામી, ચોથે પાટે સિજ્જંભવસૂરિ, પાંચમે પાટે યશોભદ્રસૂરિ, છઠ્ઠે પાટે સંભૂતિવિજયસૂરિ, સાતમે પાટે ભદ્રબાહુસ્વામી, આઠમી પાટે સ્થૂલભદ્રસ્વામી, એવા પાટાનુપાટે છેલ્લા શ્રી દુપ્પસહનામા આચાર્ય થશે, તેમને મહારી એકમો આઠવાર ત્રિકાલ વંદના હોજો.

પુજ્જસિરિ અજ્જરક્ખિય, ગુરૂણો તપ્પટ્ટિ પુજ્જજયસિંહા;
સૂરિસિરિધમ્મઘોસા, મહિંદસિંહા તઓ ગુરૂણો. ૩

તપ્પય સિરિસિંહપહા, તેસિ પયે અજિયસિંહવરગુરૂણો,
દેવિંદસિંહ ગુરૂણો, તપ્પય સિરિધમ્મપહસૂરિ. ૪

સિરિસિંહતિલયસરિ, તપ્પય મિરિમહિંદપ્પહગુરૂણો,
સિરિમેરુતુંગગુરૂણો, તપ્પય જયકિત્તિગુરુરાઓ. ૫

સિરિજયકેસરિસૂરિ, તપ્પય સિદ્ધંતસાયરો સુગુરૂ,
સિરિભાવસાયર ગુરૂ, તપ્પય-સૂરિગુણ-નિહાણો. ૬

સિરિધમ્મમુત્તિસૂરિ, તપ્પય કલ્લાણસાયરમુણિંદા,
સિરિ અમરસાયરગુરૂ, કલ્લાણ કુણઉ સંઘસ્સ. ૭

તપ્પટ્ટિ પુન્ન પુન્નય-ભાણુ વિજ્જાયસાયર સૂરિ,
સિરિ-ઉદયસાયરસૂરિ, તપ્પયગુણમણિરૂહાણ. ૮

શ્રી કીર્તિસાગરસૂરિ, શ્રી પુણ્યસાગરસૂરિ, શ્રી રાજેંદ્રસાગરસૂરિ, શ્રી મુક્તિસાગરસૂરિ, શ્રી રત્નસાગરસૂરિ, શ્રી વિવેકસાગરસૂરિ, શ્રી જિનેંદ્રસાગરસૂરિયં વંદે. અચલગચ્છનાયકં વંદે, વિધિપક્ષગચ્છનાયકં વંદે.

એ સાતમું ખમાસમણ પુરૂં થયું. પછી—

ઇચ્છામિ ખમાસમણપૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજઝાય સંદિસાહું, સજઝાય કરૂંજી. અહીં નવકાર કહીને સજઝાય કહેવી. એમ આદેશ માગી દેવગુરુ ધર્મના મહિમાવાલી ગમે તે ભાષામાં સજઝાય કહેવી.

## ધમ્મોમંગલની સજઝાય.

ધમ્મો મંગલમુક્કિટ્ઠં, અહિંસા સંજમો તવો;
દેવાવિ તં નમંસંતિ, જસ્સ ધમ્મે સયા મણો. ૧

જહા દુમ્મસ્સ પુપ્ફેસુ, ભમરો આવિયઇ રસં;
ન ય પુપ્ફં કિલામેઇ, સોય પીણેઇ અપ્પયં. ૨

એ મે એ સમણા મુત્તા, જે લોએ સંતિ સાહૂણો;
વિહંગમા વ પુપ્ફેસુ, દાણભત્તેસણે રયા. ૩

વયં ચ વિત્તિં લબ્ભામો, ન ય કોઇ ઉવહમ્મઇ;
અહાગડેસુ રીયંતે, પુપ્ફેસુ ભમરા જહા. ૪

મહુકારસમા બુદ્ધા, જે ભવંતિ અણિસ્સિયા;
નાણાપિંડરયા દંતા,તેણ વુચ્ચંતિ સાહુણો ત્તિ બેમિ. ૫

ઇતિ પ્રથમ દ્રુમપુષ્પિકાધ્યયનં સંપૂર્ણમ્.

## પંચપરમેષ્ઠિની સજઝાય.

અરિહંતા મંગલં મુજઝ, અરિહંતા મુજઝ દેવયા;
અરિહંતા કિત્તિયં તાણં, વોસિરામિત્તિ પાવગં. ૧

સિદ્ધા ય મંગલં મુજ્ઝ, સિદ્ધા ય મુજ્ઝ દેવયા,
સિદ્ધા કિત્તિયં તાણં, વોસિરામિ ત્તિ પાવગં. ૨.

આયરિયા મંગલં મુજ્ઝ, આયરિયા મુજ્ઝ દેવયા,
આયરિયા કિત્તિયં તાણં, વોસિરામિ ત્તિ પાવગં. ૩.

ઉવજ્ઝાયા મંગલં મુજ્ઝ, ઉવજ્ઝાયા મુજ્ઝ દેવયા,
ઉવજ્ઝાયા કિત્તિયં તાણં, વોસિરામિ ત્તિ પાવગં. ૪.

સાહુ મંગલં મુજ્ઝ, સાહુ મુજ્ઝ દેવયા,
સાહુ કિત્તિયં તાણં, વોસિરામિત્તિ પાવગં. ૫.

એ પંચે મંગલં મુજ્ઝ, એ પંચે મુજ્ઝ દેવયા;
એ પંચે કિત્તિયં તાણં, વોસિરામિ ત્તિ પાવગં. ૬.

એસો પંચણમુક્કારો, સવ્વ-પાવપ્પણાસણો,
મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હોઇ મંગલં. ૭. ઇતિ.

એ પ્રમાણે કોઈ પણ એક સજ્ઝાય કહી વળી એક નવકાર કહેવો એ આઠમું ખમાસમણ થયું

પછી ઉભા થઈને ઇચ્છામિ ખમાસમણપૂર્વક 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન' પાંચમા આવશ્યક ભણી દૈવસિક પ્રાયશ્ચિત વિશોધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગ' અન્નત્થ૦ ઇત્યાદિક કહીને ચંદેસુ નિમ્મલયરા સુધી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ મનમાં કરવો પછી "નમો અરિહંતાણં" એ એક પદ કહીને કાઉસ્સગ્ગ પારીયે પછી પ્રગટ લોગસ્સ કહીયે એ નવમું ખમાસમણ થયું ફરી ઇચ્છામિ ખમાસમણપૂર્વક 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્' અભિભવ કાઉસ્સગ્ગ ઠાઉં ઇચ્છં અભિભવ અગો દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્ત કરેમિ કાઉસ્સગ્ગ' અન્નત્થ૦ ઇત્યાદિક કહીને સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ, પર્યંત પૂરેપૂરા પાંચ લોગસ્સનો કાઉસ્સગ્ગ મનમાં કરવો. પછી નમો અરિહંતાણં એ એક પદ કહીને કાઉસ્સગ્ગ પારવો પછી પ્રગટ લોગસ્સ કહેવો, એણે ફરી પડિક્કમણમાં

જે અશુદ્ધ આચાર રહ્યા, તે સર્વ એ પાંચ લોગસ્સના કાઉસ્સગ્ગ થકી શુદ્ધ થાય છે. એ પાંચમું કાઉસ્સગ્ગ નામે આવશ્યક અને દશમું ખમાસમણ પૂરૂં થયું. ૫

પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! છઠ્ઠા આવશ્યક ભણી પચ્ચક્ખાણ વાંદણાં કરૂં જી.' એમ કહી બે વાર વાંદણાં દીજે. પછી ગુરુ મુખે પચ્ચક્ખાણ કરીયે. ગુરુના અભાવે વડીલ પાસેથી લેવું અને તેના અભાવે પોતે લઇ લેવું. એ છઠ્ઠું પચ્ચક્ખાણ નામે આવશ્યક અને અગીયારમું ખમાસમણ પૂરૂં થયું. ૬. પછી ઉભા થકાજ કહેવું કે-પહેલે સામાયિક, બીજે ચઉવ્વિસત્થો, ત્રીજે વાંદણાં, ચોથે પડિક્કમણું, પાંચમે કાઉસ્સગ્ગ, છટ્ઠે પચ્ચક્ખાણું.

પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક હેઠા બેસીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારવા ત્રણ નવકાર ગણુંજી. એમ કહી પાથરણા ઉપર જમણો હાથ થાપી ત્રણ નવકાર મનમાં ગણવા. પછી 'નમો અરિહંતાણં' એ એક પદ પ્રગટ કહીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારવા ગાથા ભણુંજી, એમ કહી નીચે મુજબ ગાથા ભણવી.

## સામાયિક પારવાની ગાથા.

જં જં મણેણ બદ્ધં જં જં વાયાએ ભાસિયં પાવં;
કાએણ વિ દુક્કયં, મિચ્છા મિ દુક્કડં તસ્સ. ૧.
સવ્વે જીવા કમ્મવસ, ચઉદ રજ્જ ભમંત;
તે મેં સવ્વ ખમાવિયા, મુજ્ઝ વિ તેહ ખમંત. ૨.
ખમી ખમાવી મેં ખમી, છવ્વિહજીવનિકાય;
શુદ્ધ મને આલોવતાં, મુજ મન વેર ન થાય. ૩.
દિવસે દિવસે લક્ખં, દેઇ સુવન્નસ્સ ખંડિયં એગો;
એગો પુણ સામાઇયં, કરેઇ ન પહુપ્પએ તસ્સ. ૪.

કુણે પમાએ બોલઉં, હુઇ વિરૂઇ બુદ્ધિ,
જિણસાસણુમે બોલિયુ, મિચ્છા મિ દુક્કડ સુદ્ધિ. ૫.
સામાઇયવયજુત્તો, જાવ મણે હોઇ નિયમ-સંજુત્તો,
છિન્નઇ અસુહં કમ્મ, સામાઇય જત્તિયા વારા. ૬.
સામાઇયમ્મિ ઉ કએ સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા,
એએણ કારણેણ, બહુસો સામાઇય કુજ્જા. ૭.

સામાયિક વ્રત ભમિય, પાલિય, પુરિય, તીરિય કિત્તિય, આરાહિય, વિધે લીધુ, વિધે કીધુ, વિધિએ પાલ્યુ, વિધિ કરતા, કમી અવિધિ આશાતના હુઇ હોય, તે મનિ મને, વચને કાયાએ કરી મિચ્છા મિ દુક્કડ ૧ પાટી, પોથી, ઠવણી, દેવણી, નોકારવાળી, લખિત કાગળે પગ લગાડ્યો હોય, ગુરુને આસણે, એમણે, ઉપકરણે પગ લગાડયો હોય, જ્ઞાનદ્રવ્યતણી આશાતના થઇ હોય, તે સવિ મને, વચને, કાયાયે કરી મિચ્છા મિ દુક્કડ અઢીદ્વીપને વિષે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જે કોઇ પ્રભુ શ્રી વીતરાગદેવની આજ્ઞા પાળે, પળાવે, ભણે, ભણાવે અનુમોદે તેહને મહારી ત્રિકાલ વંદના હોજો સીમંધર પ્રમુખ વીશ વિહરમાન જિનને મહારી ત્રિકાલ વંદના હોજો અતીત ચોવીશી, અનાગત ચોવીશી, વર્તમાન ચોવીશીને મારી ત્રિકાલ વંદના હોજો, ઋષભાનન, ચંદ્રાનન વર્દ્ધમાન, વારિષેણ, એ ચાર શાશ્વત જિનને મહારી ત્રિકાલ વંદના હોજો દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીશ દોષ માહેલો સામાયિકવ્રત માહે જે કોઇ દોષ લાગ્યો હોય, તે સવિ મને, વચને કાયાએ કરી મિચ્છા મિ દુક્કડ તમેવ સચ્ચં નિસ્સંકં જં જં જિણેહિ પવેઇયં, તં તં ધમ્મં મવ્વ ફલ મમ હોઇ સાચાની સદ્દહણા, જુઠાનુ મિચ્છા મિ દુક્કડ, પછી ત્રણ નવકાર મનમા ગણી ખમાસમણ દેઇ જયણાપૂર્વક ઉઠવુ અને પુસ્તક વગેરેની સ્થાપના કરી હોય તે લઇ લેવી, એ બારમુ ખમાસમણ પુરૂ થયુ

ઇતિશ્રી દૈવસિક પ્રતિક્રમણવિધિ સમાપ્ત

## અથ શ્રાવકસ્ય રાઇપડિક્કમણ વિધિ.

પ્રથમ ત્રણ ખમાસમણ આપી ઇચ્છકારિ૦ કહીને પછી એક નવકારપૂર્વક પંચિંદિઅનો પાઠ (ગુરુના અભાવે) કહેવો. પછી ઇરિયાવહી પડિક્કમિ પછી તસ્સઉત્તરી કહી ગમણાગમણે આલોવવું. એટલે માર્ગને વિષે જાતાં આવતાં, એ કહીને પછી સામાયિક લેવા ત્રણ નવકાર ગણીયે. પછી જીવરાશિ ખમાવી, અઢાર પાપસ્થાનક આલોવી, પછી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ધારવા, પછી સામાયિક ઉચ્ચાર કરવા એક નવકાર ગણીને સામાયિક વ્રત ઉચ્ચાર કરીયે. પછી ફરી બીજા આવશ્યક ભણી ઇરિયાવહી તસ્સઉત્તરી કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી લોગસ્સ પ્રગટ કહેવો. પછી ત્રીજા આવશ્યક ભણી ઇચ્છં અભિભવ અશેષ દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્તે પાંચ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી લોગસ્સ એક પ્રગટ કહીને પછી કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણિ નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં એમ કહી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો પછી એક લોગસ્સ પ્રગટ કહીને ઉત્તરાસંગનો છેહડો પડિલેહવો. પછી, ચોથા આવશ્યક ભણી બે વાર વાદણાં દેવાં. પછી એક જણે પાંચમા આવશ્યક ભણી લઘુ અતિચાર કહેવા.

પછી ખમાસમણપૂર્વક ચૈત્યવંદન કરવું.

પછી કેવલનાણી નીચે પ્રમાણે બોલવી.

## જંગમ સ્થાવર શાશ્વત અશાશ્વત તીર્થવંદના.

**કેવલનાણિ શ્રી નિરવાણી, સાગર મહાજસ વિમલ તે જાણી;**
**સર્વાનુભૂતિ શ્રીધર ગુણખાણી, દત્ત દામોદર વંદો પ્રાણી. ૧.**
**સુતેજસ્વામી મુનિસુવ્રત જાણી, સુમતિ ને શિવગતિ પંચમનાણી,**
**અસ્તાગ નમિસર અનિલ તે જાણી, જશોધર સેવો મનમાંહે આણી.**
**કૃતાર્થ જપતાં નવિ હોવે હાણી, ધમીસર પામ્યા શિવપુરરાણી,**
**શુદ્ધમતિ શિવકર સ્યંદન ઠાણી, સંપ્રતિના ગુણ ગાએ ઇંદ્રાણી ૨.**

વાચક મૂલા કહે ઉગતે ભાણી, સ્તવન ભણો જિમ થાઓ નાણી,
એ ચોવીસી નિત્ય નિત્ય ગાણી, મુક્તિ તણાં સુખ જિમ લ્યો પ્રાણી. ૪

ઢાળ બીજી.

આદિ અજિત જ રે, સંભવ અભિનંદન ભણુ,
શ્રી સુમતિ જ રે, પદ્મપ્રભુજીના ગુણ થુણુ.
શ્રી સુપાસ્સ રે, ચંદ્રપ્રભ જિન જાણીયે,
સુવિધિ શીતલ રે, શ્રેયાંસ હરખે વખાણીયે. ૧

ત્રુટક—

વખાણીયે શ્રી વાસુપૂજ્ય, વિમલ અનંત ધર્મ શાંતિ એ,
કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત, નમિ નેમિ ધ્યાઉ ચિત્ત એ,
શૂર ધીર પાર્શ્વ વીર, વર્ત્તમાને જિનવરા,
કર જોડી વાચક ભણે મૂલા, સ્વામી સેવક સુખકરા. ૨

ઢાળ ત્રીજી.

પદ્મનાભ સુરદેવ, સુપાર્શ્વ સ્વયંપ્રભ હોઇ,
સર્વાનુભૂતિ દેવસુત, ઉદય પેઢાલ જ જોઇ. ૧
પોટિલ સતકીર્તિ, મુનિસુવ્રત, અમમ નિ કષાય,
નિપુલાયક નિર્મમ, ચિત્રગુપ્તિ વંદુ પાય. ૨
સમાધિ સુસંવર જગોધર વિજય મલ્લી દેવ,
અનંતવીરજ ભદ્રકૃત, તેહની કીજે સેવ. ૩
અનાગત જિનવર, હોશે તેહના નામ,
ભણે વાચક મૂલા, તેહને કરૂં પ્રણામ. ૪

ઢાળ ચોથી

મહાવિદેહ પંચ મઝાર, પ્રત્યેકે જિન ચાર,
સીમંધર જુગમંધર બાહુ, સુબાહુ એ સુખકાર. ૧

સુજાત સ્વયંપ્રભરવાસી, ઋષભાનન લેહું નામી;
અનંતવીરિય દેવ, સૂરપ્રભ કરૂં એ સેવ. ૨

વિશાલ વજ્રંધર સાહુ, ચંદ્રાનન ચંદ્રબાહુ;
ભુયંગ ઇશ્વર ગાઉં, નેમિ પ્રભુ ચિત્ત એ લાઉં. ૩

વીરસેન મહાભદ્ર વંદું, દેવજસા દીઠે આનંદું;
અજિતવીરિય વંદન, શાશ્વતા ઋષભ ચંદ્રાનન. ૪

વર્દ્ધમાન વારિષેણ ઇશ, એ હુઆ જિન ચોવીશ;
એવા છન્નું એ જિનવર, વાચક મૂલા કહે સુખકર. ૫

## ઢાળ પાંચમી.

હવે પાયાલે લોક મજ્ઝ, જિહાં અસુરકુમાર;
લાખ ચોસઠ જિનભવન અછે, તિહાં કરૂં જુહાર. ૧

નાગકુમારમાંહે કહ્યા, તિહાં લાખ ચોરાસી;
એતા જિનહર તિહાં નમું, થાઉં સમકિતવાસી. ૨

સોવનકુમાર મજ્ઝ લાખ, બહુંતેર પ્રાસાદ;
છન્નું લાખ વાયુ મજ્ઝ, સુણિયે સુરનાદ. ૩

દ્વીપકુમાર દિશાકુમાર, વલી ઉદધિકુમાર;
વિદ્યુત્ સ્તનિતકુમાર અને વલી અગ્નિકુમાર. ૪

એ છએ થાનક જાણિએ, પ્રત્યેકે જિનહર;
છહુંતેર છહુંતેર લાખ તિહાં, ભવિઅણ જિન સુખકર. ૫

એવંકારે સવિ મલી, બહુંતેર તિહાં લાખ;
સાત કોઠી જિનહર નમું, શ્રી જિનવર ભાખ. ૬

લાખ સાઠ નેવ્યાસી કોઠી, અને તેરસેં કોડી;
જિનપડિમા શ્રીજિન તણી, વંદું બે કર જોડી. ૭

અસંખ્યા વ્યંતર જોઇસી, અસંખ્યા જિનહર,
અસંખ્ય પડિમા જિન તણી, નમિયે નહિ દુર્ગતિ ડર. ૮
વાચક મૂલા કહે દેવ, દીઓ સુમતિ સદા મુજ,
જિનવચને હું લીન થઈ, ગાઉં જિનજી તુજ. ૯

ઢાળ છઠ્ઠી.

સોહમ ઈશાન સનતકુમાર એ, માહિંદ બંભ રે લાંતક સાર એ. ત્રુટક૦ સાર શુક્ર અને સહસારહ, આનત પ્રાણત આરણા, અચ્યુત નવ ગ્રૈવેયક ત્રિક તિહા, પંચ અનુત્તર તારણા, અનુક્રમે પ્રાસાદ કહીયે, લાખ સહસ સત સંખયા, બત્તીસ અઠ્ઠાવીસ બારહ, અઠ્ઠ ચઉલખ અક્ખયા. ૧. ચાલ૦ પચાસ ચાલીસ છ સહસ જિનહરા, ચૌ ચૌ ચૌઠજ ચૌઠજ સતવરા. ત્રુટક૦ વરા સત્તવરા ઇગ્યારોત્તર, સત્તોત્તરસો જાણીએ, એકસો ઉપર પંચ અનુત્તર, અનુક્રમે વખાણીયે, સર્વે મલી જિનહર જિનહર, લાખ ચોરાસી સાખ એ, સહસ સત્તાણુ આગલા તિહા, વીશ ને ત્રણ દાખ એ. ૨. ચાલ૦ એકસો કોડી રે, બાવન કોડી એ, લાખ ચોરાણુ રે, સંખ્યા જોડીએ. ત્રુટક૦ જોડીએ ચોસઠ્ઠ સહસ એકસો, ચાલીશ તિહા આગલી, જિન-પ્રાસાદ એકસો અસિઅ લેખે, વંદુ પ્રતિમા ઉજ્જલી, ચૈત્ય સંખ્યા ઉર્ધ્વલોકે, વીર વચન વિખ્યાત એ, વાચક મૂલા કહે ભણજો, સ્તવન એ પરભાત એ. ૩.

ઢાળ સાતમી.

વૈતઢ્યગિરિ સિતરિ સો જિનહર, વૃષધરના તિહા ત્રીશજી,
કુરુકુમના દશ જિનહર બોલ્યા, ગજદંતે તિહા વીશજી. ૧
અસિઅ તે જિનહર કુરુદ્રુમ પરિધે, અસિઅ વખારે જાણુ જી,
મેરૂતણા પંચાસી જિનહર, ઇક્ષુકારે ચાર વખાણુંજી. ૨

માનુષોત્તર પર્વત તિહાં ચારજ, નંદીસરના વીશજી;
કુંડલ રૂચક તિહાં ચાર ચાર જિનહર, ઋષભાદિક તિહાં ઈશજી. ૩
પંચ સયા ઇગ્યારે અધિકા, જિનહર તિર્છે લોકેજી;
પડિમા એકસઠ સહસ ચારસે, બોલી સઘલે થોકેજી. ૪
અધો ઉર્દ્ધ્વ ને તિર્છે લોકે, સર્વે મલી કોડી આઠેજી;
લાખ છપ્પન્ન ને સહસ સત્તાણું, પણસય ચોત્રીશ પાઠેજી. ૫
જિનપડિમા પન્નરસે કોડી, બેંતાલીશ વલી કોડીજી;
લાખ પંચાવન સહસ પણવીસ, પણસય ચાલીસ જોડીજી. ૬
એતા સ્તવન ભણે જે ભાવે, પ્રહ ઉગમતે સૂરેજી;
વાચક મૂલા કહે ગુણ ગાતાં, દુર્ગતિ નાસે દૂરેજી. ૭

## ઢાળ આઠમી.

અટ્ઠાવય સમેતશિખરગિરિ સાજિનજિઅ, રૈવતગિરિ સેત્તુંજ;
ગજપદે ધમ્મચક્ક કહું, સા૦ વૈભારગિરિ ઉત્તંગ. ૧
રાવતે કુંજરાવતે, સા૦ તિહુઅણગિરિ ગ્વાલેર;
કાશી અવંતી જાણીયે, સા૦ નાગોર જેસલમેર. ૨
સોરિપુર હત્થિણાઉરે, સા૦ અવલ ઇરાવણ પાસ;
પીરોજપુરે ભૂઅડ ભલો, સા૦ ફલવૃદ્ધિ પૂરે આશ. ૩
બિકાનેર ને મેડતે, સા૦ સીરોહી આબુશૃંગ;
રાણકપુર ને સાદડી, સા૦ વરકાણે મનરંગ. ૪
ભીનમાલ ને કોટડે, સા૦ બાહડમેર મુઝાર;
રાયધણપુર રળિઆમણું, સા૦ શાંતિનાથ દયોદ્ર જુહાર. ૫
સાચોર જાલોર રાડદ્રે, સા૦ ગોડીપુરવર પાસ;
પાટણ અમદાવાદ વલી, સા૦ શંખેશ્વર દીજે ભાસ. ૬

અમીઝરે નવ પલ્લવે, સા૦ નવખંડ થરાદ્રે ઠામ,
તારંગે બુરહાનપુરે, સા૦ વંદુ માણિકય શામ. ૭
ખંભાયત ને તારાપુરે, સા૦ માતર ને ગંધાર,
લોડણુ ચિંતામણિ વરુ, સા૦ સુરત ડભોઇ જુહાર. ૮
દેવકપાટણુ દેવગિરિ, સા૦ નવેનગર વંદી જોય,
દીવાદિક સવિ બંદરે, સા૦ અંતરિક સિરિપુર હોય. ૯
વડનગર ને ડુંગરપુરે, સા૦ ઇડર માલવદેશ,
કલ્યાણક જિહા જિન તણા, સા૦ મન સુધે પ્રણમેશ. ૧૦
કચ્છ દેશે શોભતા, સા૦ ભદ્રિકા નયરી મઝાર,
મહાવીરસ્વામી સમોસર્યા, સા૦ વંદુ વારવાર. ૧૧
પશ્ચિમ દિશે દીપતા, સા૦ સુથરી કીધો વાસ,
આશા પુરે સહુ તણી, સા૦ ઘૃતકલ્લોલ પ્રભુ પાસ. ૧૨
ગામ નગર પુર પાટણે, સા૦ જિનમૂરતિ જિહા હોય,
વાચક મૂલા કહે સુજ, સા૦ વંદતા શિવસુખ હોય. ૧૪

## કલશ.

છન્નુએ જિનવર છન્નુએ જિનવર, અધો ઊર્ધ્વ ને લોક તીર્ચ્છે જાણુ એ, શાસય અસાસય જૈન પડિમા, તે સર્વે વખાણુ એ, ગચ્છવિધિપક્ષ પૂજય પ્રગટ, શ્રી ધર્મમૂર્તિ સૂરીંદુ એ, વાચક મૂલા કહે ભણતાં, ઋદ્ધિવૃદ્ધિ આણંદુએ. ૧.

એમ કેવળનાણી કહી રહ્યા પછી, ઉવસગ્ગહર, નમુત્થુણુ અને જુગ્નંદના કહીને ખમાસમણપૂર્વક, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય સંદિસાહુ અને સજ્ઝાય કરુ, એમ આદેશ માગી નીચે મુજબ સજ્ઝાય બોલવી

વાનને મારી ત્રિકાલવંદના હોજો. સીમંધર પ્રમુખ વીશ વિહરમાન સ્વામી જ્યાં વિચરતા હોય તેમના ચરણકમળને વિષે મારી ત્રિકાલવંદના હોજો. શાશ્વતી અશાશ્વતી જિન-પ્રતિમાને મારી ત્રિકાલવંદના હોજો.

શ્રી વિધિપક્ષગચ્છશૃંગારહાર જંગમ યુગપ્રધાન દાદાશ્રી આર્યરક્ષિતસૂરિગુરુભ્યો નમઃ. શ્રી વિધિપક્ષગચ્છશૃંગારહાર જંગમ યુગપ્રધાન દાદા કલ્યાણસાગરસૂરિગુરુભ્યો નમઃ, સર્વ સુવિહિત આચાર્ય મહારાજોને, સર્વ સુવિહિત ઉપાધ્યાય મહારાજોને, સર્વ સુવિહિત-સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તથા સમકિતદૃષ્ટિવંત સર્વ જીવોને મારી ત્રિકાલ ત્રિકાલ વંદના હોજો.

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમપ્રભુઃ;
મંગલં સ્થૂલભદ્રાદ્યા, જૈનો ધર્મોઽસ્તુ મંગલમ્. ૧
એક જંબૂ જગ જાણીયે, બીજા નેમકુમાર;
ત્રીજા વયર વખાણીયે, ચોથા ગૌતમસ્વામ. ૨
અંગૂઠે અમૃત વસે, લબ્ધિતણો ભંડાર;
તે ગુરુ ગૌતમ સમરીએ, વાંછિત ફલ દાતાર. ૩
ગામતણે પેસારણે, ગોયમ ગુરુ સમરંત;
ઇચ્છા ભોજન ઘર કુશલ, લચ્છી લીલા કરંત. ૪
સર્વ-મંગલ-માંગલ્યં, સર્વ-કલ્યાણ-કારણમ્;
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ શાસનમ્. ૫

એવી રીતે 'ૐ નમો જંબૂદ્વીપે' કહી રહ્યા પછી નમુક્કારસી આદિ પચ્ચક્ખાણ યથાશક્તિ ગુરુનો જોગ હોય તો ગુરુ મુખેથી અને ગુરુનો જોગ ન હોય તો વડીલ પાસેથી લેવું. પછી દૈવસિકની પેઠે સામાયિક પારવું.

ઇતિ રાઇય પ્રતિક્રમણ વિધિ.

# નમસ્કાર મહામંત્ર મહિમા.

---

સમરો મંત્ર ભલો નવકાર, એ છે ચૌદપૂર્વનો સાર;
એના મહિમાનો નહિ પાર, એનો અર્થ અનંત ઉદાર. ૧

સુખમાં સમરો દુઃખમાં સમરો, સમરો દિવસ ને રાત;
જીવતાં સમરો મરતાં સમરો, સમરો સૌ સંઘાત. ૨

યોગી સમરે ભોગી સમરે, સમરે રાજા રંક;
દેવો સમરે દાનવ સમરે, સમરે સૌ નિઃશંક. ૩

અડસઠ અક્ષર એના જાણો, અડસઠ તીરથ સાર;
આઠ સંપદાથી પરમાણો, અડસિદ્ધિ દાતાર. ૪

નવપદ એનાં નવનિધિ આપે, ભવોભવનાં દુઃખ કાપે;
વીર વચનથી હૃદયે થાપે, પરમાતમ પદ આપે. ૫



હોય, અજાપડવો, બલેવ, ભાઈબીજ, અખાત્રીજ, વિણાયગ-ચોથ, નાગપાંચમ, જીલણાછઠ્ઠ, શીલસાતમ, ધ્રુઆઠમ, માહી-નોમ, અહવદશમી, વિજયાદશમી, ભીમએકાદશી, વચ્છ-બારશી, ધનતેરશી, શિવચતુર્દશી, પૈતૃકી અમાવાસ્યા, માહિ-પૂનમ, તથા સંક્રાંતિ, ગ્રહણ, વ્યતિપાત, વૈધૃત પ્રમુખ લૌકિ-કપર્વ, અને અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, અમાવાસ્યા તથા પર્યુષણાપર્વતણી ત્રીજ, ચોથ, પાંચમ ટાલી અનેરે દિવસે પર્વ બુદ્ધે તપ કીધું હોય, અનેરું જે કાંઇ જિનવચન વિરાધ્યું હોય, અનેરો સમ્યક્ત્વ વિષે પક્ષદિવસમાંહે જે કોઇ સૂક્ષ્મ, બાદર અતિચાર હુઓ હોય, તે સવિ હુ મને, વચને, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

૧ બાર વ્રતમાંહે પહેલું પ્રાણાતિપાતવિરમણવ્રત સ્થૂલ બેંદ્રિયાદિક ત્રસ જીવ નિરપરાધ ઉપેતકરણ સંકલ્પી કરી હણવા નિયમ, આરંભે જયણા. એ પહેલા પ્રાણાતિપાતવિ-રમણવ્રતતણા પાંચ અતિચાર શોધું.

બંધે, વહે, છવિચ્છેએ, અઈભારે, ભત્તપાણવુચ્છેએ. દ્વિપદ, ચતુષ્પદપ્રત્યેં નિબિડબંધ બાંધ્યા હોય, રીસવશેં ઢોર શ્વાન, માંજાર, દાસ, કુમાર, છોરું, વાછરૂપ્રત્યે ગાઢો પ્રહાર દીધો હોય. છવિચ્છેદઃ—કર્ણ કંબલાદિક તણો છેદ કીધો હોય, ચઉકડી કુંડલી પડાવી હોય, બલીવર્દ નથાવ્યા હોય, અતિભાર આરોપણ–પોઠીયા, વહીત્રા ઉંટ, બલદ, ખર, વેસરને અતિભાર આરોપ્યો હોય. ભક્તપાનવ્યવચ્છેદ-કુટુંબ નાયક હુંતે ભૂખ્યાં તરસ્યાં, ગ્લાન, વૃદ્ધ, છોરૂ, વાછરૂ-તણી સાર–સંભાળ કીધી ન હોય, લહેણે દેવે અજિમવો સોંહ દીધો હોય, લાંઘણ પાડી હોય; ખાલ વાહ્યા હોય, શલ્યાં ધાન દલાવ્યાં–ભરડાવ્યાં હોય; ગલણું વહેલું આપ્યું

ન હોય, નીલફુલની જયણા કીધી ન હોય, ધાબા માંડ્યા હોય, કોઉ ઘાતી હોય, પૂંજે આગ દીધી હોય; વરાગે દીવો ઉઘાડો મૂક્યો હોય, વાશી ગારે લીંપણું કીધુ કરાવ્યુ હોય, વરમાલે ખાત્ર ચલાવ્યુ હોય, તડકે માંકડ પખોડ્યો હોય, રાત્રે સ્નાન, અઘોલ કીધુ હોય, આખું ફોફલ દાતે ભાગ્યુ હોય, ઘરના માણસને જયણાવિષે શિખામણ દીધી ન હોય, અનેરૂ એ પહેલા પ્રાણાતિપાતવિરમણવ્રત વિષે પક્ષ દિવસમાંહિ જે કોઈ સૂક્ષ્મ બાદર અતિચાર હુઓ હોય, તે સવિ હુ મને વચને, કાયાયે કરી મિચ્છા મિ દુક્કડં.

૨ બીજુ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત પંચવિધ. કન્નાલીએ, ગોવાલીએ, ભૂમાલીએ, નાસાવહારે, કૂડસક્ખિજ્જે. એ પાંચ મોટકા કૂડાં આપણને કાજે, સ્વજનને કાજે, ધર્મ ધર્મને કાજે મૂકી, પરકાજે, કૂડ બોલવા નિયમ. સૂક્ષ્મ અલિકતણી જયણા. એ બીજા સ્થૂલ મૃષાવાદવિરમણવ્રતતણા પાંચ અતિચાર ગોધુ. સહસ્સાભક્ખાણે, રહસ્સાભક્ખાણે, સદારામતભેએ, મોસોવએસે, કૂડલેહકરણે. સહસાત્કારે-હારતે, ક્રીટને, કુણહપ્રત્યે કૂડ આલ દીધુ હોય એ અમુકતણુ કામ અમુકેજ કીધુ ઇમ્યુ ભણ્યુ હોય રહસ્સાભક્ખાણે-એ જણ એકાતે મત્ર મંત્રતા દેખી, મે જાણ્યુ, તુમે અમુક અમુક રાજવિરૂદ્ધ આલોચો છો, ઈમ્યુ બોલ્યુ હોય. સ્વકીય કલત્ર મિત્રતણો મત્ર અનેરા આગલે પ્રકાશ્યો હોય. મૃષા-કૂડા સિદ્ધાતતણો ઉપદેશ પરપ્રત્યે દીધો હોય, અથવા અનેરા પાસે કૂડ બોલાવ્યુ હોય, કૂડા લેખ લખાવ્યા હોય, મશીભેદ કીધો હોય, કૂડી હુડી, કૂડી મુદ્રા સચાગી હોય, તથા કૂબાદરુ કૂડા ઝગડા માડ્યો હોય, હુ જાણુ છુ તુજને નિધાન લાધુ છે. તુજ કને અમુકા અમુકતણુ દ્રવ્ય રહ્યુ છે. ઇમ્યું

ચાર શોધું-ઉડ્ઢદિસિપ્પમાણાઇક્કમે, અહોદિસિપ્પમાણાઇક્કમે, તિરિયદિસિપ્પમાણાઇક્કમે, ખિત્તવુડ્ઢી, સયંતરદ્ધા. ઉર્ધ્વદિસિ, અધોદિસિ, તિર્યગ્દિસિ-વિસ્મૃત કરી સહસાત્કારે ગમન-પ્રમાણ તણો અતિક્રમ કીધો હોય, ક્ષેત્રવૃદ્ધિઃ—એક પખા ભૂમિકા ઓછી કરી બીજી પખા વધારી હોય, સ્મૃતિ અંતર્ધાન-દિસિવ્રતતણું પ્રમાણ કરી વિસાર્યું હોય, વડ સફર કીધા હોય, લોભલગે અતિવિષમપંથ વાહ્યાં હોય. અનેરૂં એ છઠ્ઠા દિસિવ્રત વિષે૦ ૬.

૭ સાતમું ભોગોપભોગવ્રત દ્વિવિધ-ભોજનતઃ કર્મતશ્ચ, તત્ર ભોજનતઃ—ઇણે વ્રતે—

"પંચુંબરિ મહવિગઇ, હિમ વિસ કરગે ય સવ્વ મટ્ટી ય;
રાઇભોયણગં ચિય, બહુબીય, અણંતસંધાણં. ૧
ઘોલવડા વાયંગણ, અમુણિયનામાણિ ફુલફલયાણિ;
તુચ્છફલં ચલિયરસં, વજ્જય ભુજ્જાઇં બાવીસં." ૨

એ બાવીસ અભક્ષ્ય.

"સવ્વાઓ કંદજાઇ, સૂરણકંદો ય વજ્જકંદો ય;
અદ્દહલિદ્દા ય તહા, અદ્દં તહ અલ્લકચ્ચૂરો. ૧
સત્તાવરી વિરાલી, કુંઆરિ તહ થોહરી ગલોઇ ય;
લહસણ વંસકરિલ્લા, ગજ્જર તહ લૂણઓ લોઢો. ૨
ગિરિકણ્ણિ કિસલપત્તો, ખીરિસુઆ થેગ અલ્લમુત્થા ય;
તહ લોણરૂક્ખછલ્લી, ખિલ્લુહડો અમયવલ્લી ય. ૩
મૂલા તહ ભૂમિરુહા, વિરૂહાઇ ઢક્ક વત્થુલો પઢમો;
સૂઅરવલ્લો ય તહા, પલ્લંકો કોમલંબિલિયા. ૪
આલૂ તહ પિંડાલૂ, બત્તીસં જાણિઉણ ણંતાઇં;
ઇયાઇં બુદ્ધિમયા, પરિહરિયવ્વા પયત્તેણં." ૫

એ બત્રીશ અનંતકાય યથાશક્તે રોગ દુર્ભિક્ષાદિક મૂકી પરિહરૂ. એ સાતમા ભોજન વ્રતતણા પાંચ અતિચાર ગોધુ —

સચિત્ત આહારે, સચિત્તપડિબદ્ધઆહારે, અપ્પોલસહિભક્ખણયા, દુપ્પોલસહિભક્ખણયા, તુચ્છોસહિભક્ખણયા, સચિત્તતણો નિયમ લીધે અજાણતા અવિક્ક સચિત્ત લીધુ હોય. સચિત્ત પ્રતિબદ્ધ - રાયણ મુહ ઘાલી નિકોલી હોય, વૃક્ષતણો ગુંદ ઉખેડી તત્કાલ અચિત્તબુદ્ધે આહાર્યો હોય, અપ્પોપવિ-પોલીઆહેલો કણ ભખ્યો હોય, દુપ્પોપધિ-ઓલા, પહોંક અચિત્ત બુદ્ધે આહાર્યા હોય. તુચ્છોપવિ —કૂઅલી આમલી, કૂઅલા વાગરડા, મોહરી, કૂપલી, સૂક્ષ્મ કેરીતણું ભક્ષણ કીધુ હોય, અને રાત્રે ભોજન કીધુ હોય, લગભગ વેલાયે જિમ્યા હોઇએ. જિમવા અધાગે બેઠા હોઇએ, ગુલલે પાણી પીધુ હોય, "સચિત્તદવ્વ વિગઇ૦" એ ચૌદ નિયમ, દિવસગત, રાત્રિગત ચિંતવ્યા ન હોય, વર્ષાકાલે લુનુ ટોપરૂ, ખારેક, ખજુર, આહાર્યા હોય, આમણુબોર, જાબુ, પીલુ, આખી વાલ્ડોલી લીધી હોય, પહોંક સ્વહસ્તે કીધા હોય, કાચું લુણ, વાશી વડાં, વાશી પોલી, ગોળ પહોર ઉપરાંત દહી વાવર્યું હોય, સસક્ત ફુલ, ફલ, ઉપજ્યા હોય, અણગલ પાણી પીધુ હોય, અનેરૂ એ સાતમા ભોગોપભોગ વ્રત વિષે૦ ૭.

કર્મતો તલાર, કુસપાલ પ્રમુખ ખરકર્મ અને આજીવિકા અર્થે કૃવ્યવ્યાય પરિહરૂ. કર્મતો એ વ્રતતણા પન્નર અતિચાર ગોધુ-ઈંગાલકમ્મે, વણકમ્મે, સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, દંતવાણિજ્જે, લક્ખવાણિજ્જે, રસવાણિજ્જે, વિસવાણિજ્જે, કેસવાણિજ્જે, જંતપિલ્લણકમ્મે, નિલ્લંછણકમ્મે, દવગ્ગિદાવણયા, સરદહતલાવસોસણયા, અસઇપોસણયા,

૧ ઇંગાલકમ્મે-લાભાર્થે રાંગણ, લીહાલા, સોનારા, કંસારા, ઠંઠારા, ભાડભુંજા, ઇંટવાહ, નીમાહ, ધાતુધ્મનાદિક અગ્નિકર્મ કીધાં હોય.

૨ વણકમ્મે-કણ, કપાશીયા, ફુલ, ફલ, પાનતણો વિક્રય કીધો હોય, દલાવણું, લોઢાવણું મંડાવ્યું હોય. વાંસ, વલી, કાઠ વઢાવ્યા ફેડાવ્યા હોય.

૩ શકટકમ્મે-ગાડાવાહિની ધરી. ઊંધી પઇતણો વિક્રય કીધો હોય.

૪ ભાટકકમ્મે-પોઠીયા, વહીત્રા, ઉંટ, બલદ, ખર, વેસર, શકટતણું ભાડું કીધું હોય.

૫ ફોડીકમ્મે-આજીવિકાર્થે ખાણ, પાખાણ, માટી, સુરડ, ખણાવ્યા હોય, કરસણ કીધું હોય.

૧ દંતવાણિજજે-આગર જઇ ગજદંત, ચમર, કસ્તૂરી, નખ, રોમ, ચર્મ લીધાં હોય.

૨ લક્ખવાણિજજે-લાખ, ગલી, મણસિલ, ધાઉડી, મહુડા, સાજી, તૂરી, સાકરોડ, ભાંગ, સાબૂ, કંદાદિક વહોર્યાં હોય.

૩ રસવાણિજજે-રસ, મદ્ય, મદ્યાંગ, મધુ, માખણ, વેશાણતણો વિક્રય કીધો હોય.

૪ વિસવાણિજજે-વિષ, હલ, હથીયાર, લોહયંત્ર હરિયાલ, કાંકસી પ્રમુખ જીવઘાતક વસ્તુ વેચી વેચાવી હોય.

૫ કેસવાણિજજે-દ્વિપદ, ચતુષ્પદતણો વિક્રય કીધો હોય.

૧ યંત્રપીલણકમ્મે-અરહદ્દ, પાવદ્દ, કોલ્હું, લોઢણ, ઊખલ, સૂશલ, ઘંટી, ઘાણી વાહ્યાં હોય.

૨ નિલ્લછણકમ્મે-દ્વિપદ, ચતુષ્પદ પ્રત્યે આંક, ડાંભ, પાછણાં કર્ણ, કંબલ, મુષ્કચ્છેદ, પૃષ્ટિગાલન, નાસાવેધાદિક કીધાં કરાવ્યા હોય.

૩ દવગ્ગિદાવણયા-ખડ, અન્ન તણી ઘણી નિષ્પત્તિભણી દવ દીધા દેવરાવ્યા હોય.

૪ સરદહતલાવસોસણયા-સર રોષાવ્યા હોય. ખિટ્ટ ખેડાવ્યા હોય, ક્યારા ગહરાવ્યા હોય, દ્રહ, તલાવ ફોડાવ્યા હોય.

૫ અસતીપોષણ-શ્વાન, બિડાલ, સૂડા, સાલહિ, મોર કુર્કુટ, દુરાચાર, દાસ, દાસરૂ પોષ્યા હોય, અનેરા બહુ પાપ-વ્યાપાર વ્યવસાય કીધા હોય. એ પન્નરે કર્માદાન વિષે સ્થૂલનિયમ, સૂક્ષ્મ તણી જયણા. એ પન્નર અતિચાર માહે૦

૮ આઠમુ અનર્થદંડવિરમણવ્રત ચતુર્વિધ. અવજ્ઝાણા-યરિએ, પમાયાયરિએ, હિંસપ્પયાણે, પાવકમ્મોવએસે, ૧ આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, અંતર્મુહૂર્ત ઉપહરૂ ધર્યું હોય, અને વયર, કલહવાદ, વેઢિ, અબોલા, રૂષણા, સરાપ, ગાલ, કર્ક-શવચનતણુ ધ્યાન તે અપધ્યાનાચરિત.

૨ તથા જીલણુ, છાંટણુ, હીચવુ, દ્યૂત, હોડ, વાદ, વિક-થાદિક હાસ્યરસ પુણ્યપ્રભાવનાગ ટાલી નાટક, ગીત, ફાગ, ચાચર, ખેલવાઢી વેશ કરાવવા, અને મલ્લ, મહિષ, શ્વાન કુર્કુટ ઝુઝાડવા. રોગ, શ્રમ મૂકી સર્વ રાત્રે સૂઇ રહેવુ. આલે ફુલ, ફલ, પાનતણુ તોડવુ. દેહરે, પોશાલે, તાબૂલાદિક દશ આશાતનાતણુ કરવુ, તે પ્રમાદાચરિત.

૩ તથા દાક્ષિણપાખે કોશ, કોદાલો, પાવડો, ધનુષ, ખડ્ગ, આગ આપીયે, તે હિંસાપ્રદાન.

૪ તથા ઘોડા, કલ્હોડા સમરાવ, ક્ષેત્ર ખેડ, ગાડું વાહ, હાટ માઢ, ઇસ્યું જે બોલીયેં, તે પાપોપદેશ કહીયેં. એ અનર્થદંડ ચતુર્વિધ જે પરિહરિયેં. તે આઠમા અનર્થદંડ વિરમણવ્રત તણા પાંચ અતિચાર શોધું.

કંદપ્પે કુક્કુઇએ, મોહરિએ, સંજુત્તા અહિગરણે, ઉપભોગ-પરિભોગ-અઇરેગે, કંદર્પલગે-સવિકાર વચન બોલ્યાં હોય. કૌકુચ્ય-ભાંડચેષ્ટા, મુખ નયન વિકાર કરી લોક હસાવ્યા હોય. મૌખર્ય:-વાચાલપણે પીયારી તાંતી રાઢિ, મર્મ, મોસો બોલ્યો હોય. સંયુક્તાધિકરણં-ઉખલ, મૂશલ, ઘંટી, ઘાણી, નિસાહ, લોઢું, ધનુષ, બાણ, જોત્ર, પરાણો મેલી મેહલ્યાં હોય. સ્નાને, ભોજને, પહેરવે, ઓઢવે, અત્યાસક્તિ કીધી હોય, તથા રાત્રે માથું ગૂંથ્યું-ગૂંથાવ્યું હોય. વાસીગારે લીંપણું કર્યું-કરાવ્યું હોય, નિકર્કશવચન-અસત્ય વચન બોલ્યા હોય. અનેરું એ આઠમા અનર્થદંડવિરમણવ્રત વિષે૦ ૮.

એટલે ત્રણ ગુણવ્રત હુઆ. હવે ચાર શિક્ષાવ્રત કહે છે.

૯ પહેલું સામાયિક વ્રત, સમો રાગદ્વેષ રહિત ભાવ કીજે, તે સામાયિક કહીયે. એ નવમા સામાયિક વ્રતતણા પાંચ અતિચાર શોધું.

મણદુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે, કાયદુપ્પણિહાણે, સામાઇયસ્સ અકરણયા, સામાઇયસ્સ અણવુટ્ઠિયસ્સ કરણયા. સામાયિક કીધે આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, આહટ્ટ દોહટ્ટ ચિંતવી મનદુ:પ્રણિધાન કીધું હોય. વચને કરી જા, આવ, લે, દે, આણ, મૂક, ઇસ્યું સાવદ્ય વચન બોલ્યું હોય, ઉઘાડે મુખે વાત કીધી હોય, કાયાએ કરી પડિલેહ્યા-પ્રમાર્જ્યા પાખે ખમાસમણ, વાંદણાં દીધાં હોય. હાથ, પગ, આસણ હલાવ્યાં

હોય, છતી વેલાએ સામાયિક કીધુ ન હોય, કરીને વિસ્મૃત કીધુ હોય, અનવસ્થિત સામાયિક કરતા વેલા, અવેલા જોઇ ન હોય. બે ઘડી પૂગી પાખે પાર્યુ હોય, કરીને અરહુ પરહુ પરિભ્રમણ કીધુ હોય. કણ, કપાશીયા, ફુલ, ફલ, માટી, પાણી સ્ત્રી આદિકતણો સંઘટ્ટ ( સ્ત્રીઓ કહે-પુરુષાદિકતણો સંઘટ્ટ ) હુઓ હોય, નિદ્રા વિકથાદિક પ્રમાદ કીધા હોય, સચિત્તને સંઘટ્ટે ઈરિયાવહિ પડિક્કમી ન હોય. અનેરૂ એ નવમા સામાયિક વ્રત વિષે૦ ૯.

૧૦ દશમુ દેશાવગાશિકવ્રત. છટ્ઠે દિગ્વ્રતે જે દિગિ તણુ પ્રમાણ કીધુ હોય, તે પ્રતિ દિવસે સંક્રોઠીએ, અનેરા-એ સર્વ વ્રતતણા નિયમ સંક્ષેપિએ,તે દેશાવગાશિક વ્રત કહીયે. એ દશમા દેશાવગાશિક વ્રતતણા પાચ અતિચાર ગોધુ.

આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઇ રૂવાણુ-વાઇ, બહિયા પુગ્ગલપક્ખેવે દેશાવગાશિક કીધે નિયમી ભૂમિકા બાહેર હુતી જણપાહે વસ્તુ અણાવી હોય અથવા કોઇ પાહે વસ્તુ મોકલાવી હોય, સાદ કરી ખાસી છૂ કાગે કરી ગાઠે ગુણે રૂપ દેખાડી કાકરી નાખી આપણપુ છતુ જણાવ્યુ હોય, એ દશમા દેશાવગાશિકવ્રત વિષે૦

૧૧ અગ્યારમુ પૌષધવ્રત ચઉભેદે જાણવુ. ચતુર્વિધ આહારપોસહે-ચતુર્વિધ આહારતણો પરિહાર, શરીરસત્કાર-પોસહે -સર્વથા સ્નાનાદિક શરીરશુશ્રુષાતણો પરિહાર, બ્રહ્મ-ચેર પોસહે-સર્વથા ઔદારિક વૈક્રિય મૈથુનતણો પરિહાર. અવ્યાપારપોસહે-સર્વથા સાવદ્ય વ્યાપારતણો પરિહાર. એ અગ્યારમા પૌષધ વ્રતતણા પાચ અતિચાર ગોધુ.

અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જાસથારે. અપ્પમ-જ્જિય દુપ્પમજ્જિય સિજ્જાસથારે. અપ્પડિલેહિય દુપ્પડિ-

દેવ પૂજ્યા હોય, ગુરુને આસણે, બેસણે, ઉપગરણે પગ લગાડયો હોય, ગુરુ વચન દ્વેષ લગે વાલ્યું હોય, બિંબ હાથ થકી વિછુટયું હોય, બિંબનું વૈયાવચ્ચ કીધું ન હોય, દેવદ્રવ્ય આપણે વ્યવસાયે ઘાલ્યું હોય, દેવદ્રવ્ય વિણસતું ઉવેખ્યું હોય, અનેરું એ દર્શનાચાર વિષ૦ ૨.

૩ તપાચારે છતી શકતે પચ્ચક્ખાણ કીધું ન હોય, કરીને ભાંગ્યું હોય, પચ્ચક્ખાણ પાલ્યું ન હોય, નિયમ અભિગ્રહ લેઈ ભાંગ્યા હોય. છ ભેદ અભ્યંતર, છ ભેદ બાહ્ય-તપ, અવસરે સાચવ્યું ન હોય, અનેરું એ તપાચાર વિષ૦ ૩

૪ વીર્યાચારે છતી શકતે છ આવશ્યક સમ્યક્ સાચવ્યાં ન હોય, છતી વેલાયેં પોસહ સામાયિક કીધું ન હોય, બેઠાં વાંદણાં દીધાં હોય, કાઉસ્સગ્ગ અધિકા અધિકો વધાર્યો ન હોય, છતી શકતે તપ કીધું ન હોય; દ્વેષ કરતો કોઇ વાર્યો ન હોય, નવું પઢતાં, આગલું ગણતાં, અર્થવિચાર પૂછતાં, કહેતાં આલસ કીધું હોય, છતી સામગ્રીએ દાન દીધું ન હોય, દેવયાત્રા, ગુરુયાત્રા કીધી ન હોય, સાહમ્મી તણી ભક્તિ સાચવી ન હોય, ધર્મવંતની આપદા ભાંગી ન હોય, અનેરું એ વીર્યાચાર વિષ૦

અનેરું જે કાંઇ જિનવચન વિરુદ્ધ મન, વચન, કાયાએ, કરણ, કરાવણ, અનુમતિએ કરી સમાચર્યું હોય, તે સવિ હું મને, વચને, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.

"પડિસિદ્ધાણં કરણે, કિચ્ચાણમકરણે પડિક્કમણં;
અસદ્દહણે ય તહા, વિવરીયપરૂવણાએ ય." ૧.

વિધિ-એ પ્રમાણે બૃહદતિચાર કહી રહ્યા પછી "દેસાવગાસિયં" નું પચ્ચક્ખાણ લહિયે.

ઇતિ શ્રીમદ્વિધિપક્ષગચ્છાલંકારપૂજ્ય શ્રી જયશેખર-સૂરિવિરચિતં શ્રાવકસ્ય બૃહદતિચાર સૂત્રમ્.

વિધિ-એ પ્રમાણે બૃહદ્ અતિચાર કહ્યા પછી ખમાસમણુ દઇ, ચૈત્યવંદન કરતી વખતે જેમ બેસાય છે, તેમ બેસીને "ઇચ્છ જય જય મહાપ્રભુ" નું ચૈત્યવંદન કરીને "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અષ્ટોત્તરી તીર્થમાલા ભણુંજી" ત્યારે ગુરુ કહે "ભણેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છં" એમ કહી નીચે મુજબ અષ્ટોત્તરી તીર્થમાલા કહેવી

## શ્રી અચલગચ્છેશ્વર શ્રી મહેન્દ્રસિંહસૂરિ વિરચિતા શ્રી અષ્ટોત્તરી તીર્થમાલા

અરિહંત ભગવંત, સવ્વન્નુ સવ્વદંસિ તિત્થયર,
સિદ્ધ બુદ્ધ નિચ્ચ, પરમપયત્થ જિણ થુણિમો. ૧
જય જય તિહુઅણમંગલ-ભટ્ટારય સામિસાલ ભયચત્ત,
દેવાહિદેવ જગપહુ, પરમેસર પરમકારૂણિય. ૨
જય જય જગિક્કબંધવ, ભવજલહિદીવ તિહુઅણપઇવ,
જય જય જગચિંતામણિ, તિહુઅણચૂડામણિ જિણિંદ. ૩
જય જય સિવપહ-મંદણ, અસરણ-જણ-સરણ દીનઉદ્ધરણ,
જય જય ભવ-ભય-ભંજણ, જણરંજણ છિન્નજરમરણ. ૪
જય કમ્મજલહિ-તારણ-તરંડ, ગુણ-રયણ-ધારણ-કરંડ;
જય વિમમબાણવારણવરંડ, મુણિસુમણ-વણસંડ. ૫
ધન્નોહ પુણ્ણોહં, મહલો મહ એસ માણુમો જમ્મો,
જં જિણ તુહ પયપંકય-પમાયપામાયમભિરૂઢો. ૬
ધન્નો એમો દિવસો, જામ મુહુત્તોવિ એમ સુપવિત્તો,
જંમિ તુમ તિજગગુરૂ. ભવમરૂપહ-સુરતરુ પત્તો. ૭
અન્જ મએ ચિંતામણિ, ગુરુતરૂ સુરગાવિ ભદ્દકુંભાઇ,
મયલ ગુલાઇ જં પહુ, અલદ્ધપુવ્વો તુમ લદ્ધો ૮

નરય ભવ તિરિય નર સુર, વર સમુદય નમિય ચલણકમલદુગં;
તિહુઅણ જણ સુરતરૂસમ, મહનિસમવિ નમહ તિજગપહું. ૯

અટ્ઠદસ-દોસ-રહિએ, સહિએ ચઉતીસ-અઇસયવરેહિં;
હ ય કો હે ક ય સો હે, અ ટ્ઠ-મ હા પા ડિ હે રે હિં. ૧૦

જિયરાગે જિયદોસે, જિયમોહે અટ્ઠકમ્મ-નિમ્મહણે;
સિવપુરપહસત્થાહે, ગયબાહે થોમિ જિણનાહે. ૧૧

ભરહંમિ તીય કાલે, પઢમં વંદામિ કેવલિજિણિંદં;
નિવ્વાણી જિણ સાયર, મહાજસં ચેવ વિમલજિણં. ૧૨

સવ્વાણુભૂઇસિરિહર, દત્તં દામોયરં સુતેયં ચ;
સામિ જિણં મુણિસુવ્વય, સુમઇ સિવગઈ તહત્થાહં. ૧૩

નમિમો નમીસરજિણં, અનિલં જસોહરં કયત્થં ચ;
ધમ્મીસર સુદ્ધમઇ, સિવકર જિણ સંદણજિણિંદં. ૧૪

સંપઇ નામં વંદે, ચઉવીસઇમં જિણં સિવં પત્તં;
અહુણા ઉ વટ્ટમાણે, કમેણ થુણિમો જિણવરિંદે. ૧૫

નમિમો રિસહજિણિંદં, અજિયજિણં સંભવં ચ તિત્થયરં;
અભિણંદણજિણચંદં, સુમઇ પઉમપ્પહં સુપાસં. ૧૬

ચંદપ્પહં ચ સુવિહિં, સીયલનામં જિણં ચ સિજ્જંસં;
વાસુપુજ્જં વિમલં તહ, અણંત ધમ્મં જિણં સંતિં. ૧૭

કુંથુજિણં અરનાહં, મલ્લિં મુણિસુવ્વયં ચ નમિનાહં;
નેમિં પાસં વંદે, ચઉવીસઇમં ચ વીરજિણં. ૧૮

સિરિપઉમનાહ નાહં, વંદામિ; સુરદેવ તિત્થયરં;
તઈયં સુપાસનામં, સયંપહજિણં તહા તુરીયં. ૧૯

સવ્વાણુભૂઇ દેવં, દેવસુયં ઉદયસામિ પેઢાલં;
પોટ્ટિલ સયકિત્તિજિણં, મુણિસુવ્વય અમમસામિં ચ. ૨૦

પણમામિ નિક્કસાય, નિપુલાયં ચ નિમ્મમં તં ચ;
સિરિચિત્તગુત્તસામી, સમાહિજિણ સંવરજિણિંદ. ૨૧

જસહર વિજય મલ્લિ, દેવુવ્વાય અણંતવિરિય ચ;
ચઉવીસઇમ ભદ્દ, ઇય ભાવિ જિણે નમંસામિ. ૨૨

વંદે વેયડ્ઢેસુ, સાસયજિણ-ચેઇયાણિ સિતરિસય,
તીસ વાસહરેસુ, વીસં ગયદંત-સેલેસુ. ૨૩

દસ કુરૂતરૂ-સિહરેસુ, તેસિ પરિહિવણેસુ તહ અસિઇ;
વક્ખારગિરિસુ અસિઇ, પણસીઇ મેરુપણગ મ્મિ. ૨૪

ઉસુયારગિરિસુ ચઉરો, ચત્તારિ નમામિ મણુઅમેલ મ્મિ;
નંદીસરંમિ વીસં, કુંડલ-રૂઅગેસુ ચઉ ચઉરો. ૨૫

એવં ગિરિકુડેસુ, ગિરિણઇતરુસુ તરૂણ કૂડેસુ,
ઇક્કારાહિય પણસય, સાસય જિણભવણ મહીવલએ. ૨૬

બાવત્તરિ લક્ખાહિય, કોડી સત્તેવ ભવણ ભવણેસુ,
જિણભવણે ઉ અસંખે, વંતરનયરેસુ પણમામિ. ૨૭

વણચેઇય સંખગુણે, જોઇસિએસુ તહા વિમાણેસુ;
તેવીસાહિય સહસા, સગનઉઇ લક્ખચુલસીઇ. ૨૮

સુરઠાણેસુ સવ્વહિ, સભપણગે સટ્ટિ હોઇ પડિમાણ,
ચેઇય મજ્ઝટ્ઠસય, ચેઇયદ્દારેસુ બારસગં. ૨૯

મિલિય સય અસીય, ચઉવીસસય તુ નંદીસરદીવે,
પઇચેઇય મેમેસુ, વીસસય પડિમ તિરિયલોએ. ૩૦

ભવણવઇ ભવણેસુ, કપ્પાઇવિમાણ તહય મહિવલએ,
સાસયપડિમા પનરસ, કોડીસય બિચત્તકોડીઓ. ૩૧

પણપન્નલક્ખ પણવીસ, સહસ્સ પંચસયાઉ ચાલીસા,
તહ વણ-જોઇ-સુરેસુ, સાસય-પડિમા પુણ અસંખા. ૩૨

ઉસભા ચંદાણણ વદ્ધમાણ તહય સિરિવારિસેણા ય;
સવ્વા સાસય-પડિમા, પુણ પુણરવિ એ અચઉ નામા. ૩૩

જંબૂ ધાયઈ પુક્ખર, દીવેસુ વિજયાણ સત્તરિસયંમિ;
ભવિએ ભુવિ બોહંતે, વિહરંતે જુગવમરિહંતે. ૩૪

નમિમો ઉક્કોસપએ, સતરિસયં તહ જહન્નઓ વીસં;
કણગકલહોય વિદ્દુમ, મરગય-વર-રિટ્ઠરયણનિભે. ૩૫

જંબૂદીવે ધાયઇ-સંડે તહ ચેવ પુક્ખરદ્ધે ય;
સીમંધર જુગમંધર, બાહુ-સુબાહૂ સુજાઓ અ. ૩૬

છટ્ઠો સયંપહ પહુ, ઉસભાણણ તહ અણંતવિરિઓ અ;
સુરપ્પહો વિસાલો, વજ્જધરો તહ ઇગારસમો. ૩૭

ચંદાણણો સિરિચંદ, બાહુ દેવો ભુજંગ ઇસરઓ;
નેમિપહ વીરસેણો, મહભદ્દો દેવજસ સામી. ૩૮

સિરિ અજિયવીરિયજિણો, ઇય એએ સંપયં વિહરમાણે;
વંદે વીસ જિણિંદે, તિહુયણવંદે સુકયકંદે. ૩૯

ઈયતીય અણાગય, વટ્ટમાણા સાસયા ય વિહરંતા;
થુણિઆ જિણિંદચંદા, પયપંકયપણયમાહિંદા. ૪૦

અટ્ઠાવયસુજંતે, ગયઅગ્ગપએ અ ધમ્મચક્કે ય;
પાસ રહાવત્તણયં, ચમરુપ્પાયં ચ વંદામિ. ૪૧

અટ્ઠાવય ગિરિરાએ, પણમેમિ થુણેમિ તહય ઝાએમિ;
ધમ્મધુર ધરણ વસભં, ઉસભં પણમંત સુરવસભં. ૪૨

અજિયાઇણો વિ સેસે, વરઅઇસેસે જિણે ઉ તેવીસં;
તહ સાસય ચઉનામા, સોલસ પડિમા ઉ થુણેસુ. ૪૩

ઉસભસ્સ સમોસરણા, પયપંકય અંકણાઉ સિવગમણા;
તવ લદ્ધી રોહગસિદ્ધિ, ઉય અટ્ઠાવયંમિ થુણે ઉસભં. ૪૪

સુર અસુર ખયર નરવરનુ્સુરિંદ વ દિજજમાણ જિણભવણું;
અટ્ઠાવય ગિરિતિત્થ, નદઉ જા વીરજિણતિત્થં. ૪૫

જાયવકુલસિરિતિલઓ, નેમી વયગ્ગહણ નાણ નિવ્વાણે;
જહિં પત્તો સો નદઉ, ઉજ્જ તો તિગુણમિહ તિત્થ. ૪૬

તં રેવઈગિરિસિહર, તિલોયસાર તિલોયજણમહિય,
ઠાણ તિલોય-તિલઓ, તિલોયપહુ નેમિ જહિં પત્તો. ૪૭

રેવયગિરિમ્મિ ભવજલહિ, પોયભૂય મિ નેમિનિજ્જામો,
દુહિય દુત્થિયવગ્ગ, સગ્ગપવગ્ગ લહુ નેઈ ૪૮

સેલે દસણ્ણકૂડે, દસણ્ણભદ્દસ્સ ગવ્વહરણટ્ઠા,
સક્કો દેવાહિવઈ, નિયઇડ્ઢિ દસએ એવ. ૪૯

ચઉસટ્ઠિ કરિસહસ્સા, સવ્વે ચઉસટ્ઠિ અટ્ઠમુહજુત્તા,
પઈ મુહદંતા અટ્ઠ ઉ, પઈદંત અટ્ઠ વાવીઓ. ૫૦

પઈવાવી અટ્ઠ કમલા, પઈકમલ લક્ખપત્ત પઈપત્ત,
બત્તીસવિહ નાડય, પઈકણ્ણિઅ રયણપાસાઓ. ૫૧

પઈપાસાય અટ્ઠ ઉ, ભદ્દાસણયાઈ રયણચિત્તાઈ,
સીહાસણમેગેગં, સપાયપીઢ રયણમયચિત્તં. ૫૨

પઈસિહાસણમિંદા, પઈભદ્દાસણગમગ્ગમહિસીઓ,
ઈય તિપયાહિણપુવ્વ, ગયઅગ્ગપયાણિભુવિ ઠાવિ. ૫૩

પડિબિબિય તો સક્કો, વદઈ વીર તઓ દસણભદ્દો;
વિમ્હિયમણમો હરિયો-યણેણ વિલઉય પવ્વઈઓ. ૫૪

તો સુરવઈ મુણિચલણે, ખામિય ઉવબોહિય દિવ પત્તો,
ગયઅગ્ગપઓ એવ, જાઓ તહિં શુણહ વીરજિણ. ૫૫

તક્ખમિલાએ ઉસભો, વિઆલિઆગમ્મ પડિમ ઉજ્ઝાણે,
જા બાહુબલિ પભાએ, એઈ તા વિહરિઓ ભયવ. ૫૬

તો તહિયં સો કારઇ, જિણપયઠાણંમિ રયણમયપીઢં;
તદુવરિ જોયણમાણં, મણિરયણ-વિણિમ્મિઅં દંડં. ૫૭

તસ્સોવરિ રયણમયં, જોયણપરિમંડલં પવરચક્કં;
તં ધમ્મચક્કતિત્થં, ભવજલનિહિ-પવર-બોહિત્થં. ૫૮

સિવનયરી કુસગ્ગવણે, પાસો પડિમં ટ્ઠિઓ ય ધરણિંદો;
ઉવરિ તિરત્તં છત્તં, ધરિંસુ કાસીઅ વરસહિસં. ૫૯

તં હેઉ સા નયરી, આહિછત્તા નામઓ જણે જાયા;
તાહિયં નમિમો પાસં, વિગ્ઘવિણાસં ગુણાવાસં. ૬૦

પડિમાએ ઠિયં પાસં, કમઠો હરિ-કરિ-પિસાય-પમુહેહિં;
ઉવસગ્ગિયત્તો વરિસઇ, અખંડજ્જુગમુસલધારાહિં. ૬૧

ઉદ્દગં જિણનાસગ્ગં, પત્તંતો લહુ કરેઇ ધરણિંદો;
જિણ ઉવરિ ફણાછત્તં, ભોગેણ ય દેહમહિપરિહિં. ૬૨

ચરણાહો ગુરુનાલં, કમલંતો કમઠુ ખામિઉં નટ્ઠો;
ધરણો ગઓ સવાસં, જિય-ઉવસગ્ગં નમહ પાસં. ૬૩

સિરિ વયરસામિ પઢમા, રૂહિએ સેલંમિ તેસિં ખુડ્ડેણ;
પઢમં કયમારાહણ, લોગપાલો તઓ ચઉરો. ૬૪

રહરૂઢા પાયાહિણ, કાઉં મહિમં કરિંસુ ખુડ્ડસ્સ;
તં હેઉં તયં તિત્થં, રહઆવત્તં તિ તં નમિમો. ૬૫

સિરિ વયરસામિરાહણ, ગિરિમ્મિ સક્કો રહેણ અહ કરિણા;
પાયાહિણતો સોવિય, રહાવત્તો કુંજરાવત્તો. ૬૬

જત્થ ય વજ્જપલાણો, ચમરો વીરપયંતરે નિલુક્કો;
હરિણા મુક્કો તત્તો, જિણપુરઓ દંસએ નટ્ટં. ૬૭

તો તહિં તિત્થં જાયં, ચમરુપ્પાયં ચ સુસુમારપુરે;
સોમવણે તહિં વીરં, તિહુઅણજણવચ્છલં નમિમો. ૬૮

ઈય બહુવિહ અચ્છેરય, નિહીમુ અટ્ઠાવયાઇઠાણેસુ,
પણમહ જિણવરચ દે, સુભત્તિભર નમિરમાહિ દે. ૬૯

માસ પાઓવગયા, વગ્ઘારિય પાણિણો જિણા વીસ,
સિદ્ધિગયા જત્થ તહિં, નમિમો સંમેયગિરિસિહર. ૭૦

જં સંમેએ સઘા, અજિયજિણિંદા પરંપિ આઇસુ,
તેણ ય મો મહતિત્થ, તિલોયજણ-તારણ-સમત્થ. ૭૧

જત્થ ય પઢમ સિદ્ધો, પુંડરીઓ ણેગમુણિસહસ્સજુઓ,
તક્કાલો જા જબૂ, અસખકોડિઓ તો સિદ્ધા. ૭૨

જત્થ ય સિદ્ધા પંડવ, પજ્જુન્ન મબાઇ જાયવા બહવે,
ત વિમલ વિમલગિરિ, થુણિમો આઈવિમલપયહેઉ. ૭૩

જત્થ ય નેમિ મુત્ત, નૂણ ઉસભાઇણો જિણા રૂહિયા,
કહમન્નહ તેવીસ, જિણ-પય-જુયલાણ પડિમિબા. ૭૪

તહિય સિરિ સેત્તુંજે, સુરનરપુજ્જે અણેગવરચુજ્જે,
પણમહ જિણવર વેસભ, વસભક વમભમુમિણ ચ. ૭૫

તચ્ચ નિયાણવાએ, મેયપડાગા નિમાઈ જહિં જાયા,
ખવગપભાવા ત થુણિ, મહુરાઈ સુપાસજિણથુભ. ૭૬

ભરૂઅચ્છે કોરંટગ, સુવ્વય જિયસત્તુ તુરંગ જાઇસગે,
અણુગણ સુર આગ તુ, જિણમહિમમકાસિ તો તહિય. ૭૭

અસ્સાવબોહતિત્થ, જાય ત નામ પુણવિ બીયમિણ,
ગિરિ સમલિયાવિહાગે, મિહલધુયકારિ ઉદ્ધાગે. ૭૮

જિયગત્તુ આગ સમલી, પાગ સુપાસા સુદંસણા દેવી,
નિય નિય મુત્તિહિં અજ્જવિ, સેવતે સુવ્વય તહિય. ૭૯

ઇક્કાર લક્ખ ચુલસી, સહસ્સ કિચૂણ વરિસ જમ્સ તહિં,
ઉપ્પતસામિતિ વે, ભરૂઅચ્છે સુવ્વય નમિમો. ૮૦

સન્નિહિયપાડિહેરં, પાસં વંદામિ થંભણપુરંમિ;
પાવયગિરિવરસિહરે, દુહદ્દવનીરં થુણે વીરં. ૮૧

કન્નઊજજનિવ-નિવેસિય, વરજિણભવણંમિ પાડલાગામે;
અઇચિરમુત્તિં નેમિં, થુણિ તહ સંખેસરે પાસં. ૮૨

પારકરદેસમંડણ, ભુએ ગુડ્ડરગિરિમ્મિ ઉસભજિણો;
નંદઊ તિલોયતિલઓ, અવલોયણમિત્ત દત્તફલો. ૮૩

સૂરા ચંદે દુન્નિય દુન્નિય, છેવટ્ટણંમિ જિણભવણે;
ચઊરો બાહડમેરે, પાસં ચ થુણામિ રાડદહે. ૮૪

સિરિ કન્નઊજજ નરવઇ, કારિય ભવણંમિ કીરદારૂમએ;
તેરસ વચ્છર સઇએ, વીરજિણો જયઊ સચ્ચઉરે. ૮૫

બહુવિહ અચ્છરિય નિહિ, રહો ય પડહો ય પયડસાહિવ્વો;
બલ્લભિચ્ચગાઇ દુન્નિવિ, જાલઉરે વીરજિણભવણે. ૮૬

નવનવઇ લક્ખ ધણવઇ, અલદ્ધવાસે સુવન્નગિરિસિહરે;
નાહડનિવકાલીણં, થુણિ વીરં જક્ખવસહીએ. ૮૭

તહ ચિર ભવણ બીએ, વંદે ચંદપ્પહં તઓ તઇએ;
પણયજણપુરિયાસં, કુમરવિહારમ્મિ સિરિપાસં. ૮૮

બંભેવિ પલ્લિનાણય, દેવાણંદીસુ વીરનાહસ્સ;
પયપઉમજુઅલઅંકિય, થુભજુએ ચેઇએ વંદે. ૮૯

મેવાડદેસગામે, થુણેમિ ભત્તીઇ નંદિસમનામે;
સકડાલમતિકારિય, જિણભવણે નાયકુલતિલયં. ૯૦

સુક્કોસલમુણિ સુચરિય, પવિત્તસિહરંમિ મુગ્ગલગિરિંમિ;
સંપઇ ચિત્ત ઉડખ્ખે, ચિરતર બહુ ચેઇએ થુણિમો. ૯૧

અબ્બુઅ-ગિરિવર-સિહરે, જિણભવણં વિમલઠાવિયં વિમલં;
વિમલપિયરેહિં દસાહં, ગયંદરૂઢેહિં કયસહિમં. ૯૨

અઇરમ્મ મઇવિસાલ, મહિડ્ઢિય સુરકય વ પડિહાઇ,
વરજિણભવણ બીઅ, તત્થ સિરિવત્થુપાલકય. ૯૩

ધોયકલધોયનિમ્મિય, પયડ-ધયદંડ-મંડિય ઉભય,
વરસાયકુંભગયદંભ, કુંભમોભ તશુભગ્ગ. ૯૪

પઢમજિણભવણજલનિહિ, ગબ્ભે ચિંતામણિ થુણે ઉસભ,
અવર વર ભવણ સુરગિરિ, તડિઅમરતરુવ્વ નેમિજિણ. ૯૫

નયણદુગ્ગવ્વ સુતારં, સિરિ ઘર જુઅલ વ રયણ પડિપુણ્ણ,
રેહઇ જિણભવણદુગ, અબ્બુઅ-ગિરિવર-નરિંદસ્સ. ૯૬

અબ્બુઅ-ગિરિવર-મૂલે, મુંડથલે નદિરુક્ખ અહભાગે;
છઉમત્થકાલિ વીરો, અચલસરીરો ઠિઓ પડિમ. ૯૭

તો પુન્નરાયનામા, કોઇ મહપ્પા જિણસ્સ ભત્તીએ;
કારઇ પડિમં વરિમે, સગતીમે વીરજમ્માઓ. ૯૮

ઇગ્ચૂણા અટ્ઠારસ, વાસસયાએ ય પવરતિત્થમ્સ,
તો મિચ્છ-ઘણ-સમીર, થુણેમિ મુંડત્થલે વીર. ૯૯

મહઇ મહાલય અઇસય, નિમ્મલ અચ્છેરભૂય વરમુત્તી,
અજિયજિણો તારણગિરિ, કુમારનિવ-ઠાવિઓ જયઉ. ૧૦૦

વાયડનયરે મુણિસુવ્વયમ્સ, જીવતસામિ પડિમમહ,
વંદે તહ વીરજિણ, સત્તર મવચ્છર સયા જમ્સ. ૧૦૧

તહ સિરિમાલા રાસણ, બભાણણંદ સિદ્ધિપુર-પમુહે,
ડામદહ અજ્જાહર, પુરેસુ ચિર ચેઇએ થુણિમો. ૧૦૨

ગુજ્જર માલવ કુંકણ, મહુરટ્ઠ મોરટ્ઠ કચ્છ પંચાલે,
મરુમંભરિ મહુરાઉરિ, હત્થિણાપુર મોરિયપુરાઇ. ૧૦૩

તિહુઅણગિરિ ગોવગિરિ, કાસી અવંતિ મેવાડમાઇસુ,
દંગેસુ જિણે થુણિમો, દિટ્ઠ-અદિટ્ઠ સુએ અમુએ. ૧૦૪

તહ જંબૂદીવ ધાયઇ, પુક્ખરદીવદ્ધ વિજય સતરિસએ;
જે કેઇ ગામાગર નગ, નગરાઇય તહિયં તુ. ૧૦૫

જાણિ ગિહચેઇયાણિ ય, જાણિ ય જિણભવણ તેસુ જા પડિમા;
ગુરુઆ જા પણ ધણુ સય, લહુઆ અંગુટ્ઠ પવ્વ સમા. ૧૦૬

સુર-નર-કય-મણિકંચણ, રીરી રૂપ્પાઇ જાવ લિપ્પમયા;
છઉમત્થેહિં અસુણિય, સંખા ઉ નમામિ તા સવ્વા. ૧૦૭

જે અઇયા તિત્થયરા, જે અ ભવિસ્સા અણાગએ કાલે;
જે આવિ વટ્ટમાણા, તે સવ્વે ભાવઓ નમિમો. ૧૦૮

સુરકય મણુયકયં વા, ભુવણતિગે સાસયં ચ જં તિત્થં;
તં સયલમિહટ્ઠિઓ વિહુ, મણ-વયણ-તણુહિં પણમામિ. ૧૦૯

જત્થ જિણાણં જમ્મો, દિક્ખા નાણં નિસીહિયા આસી;
જાયં ચ સમોસરણં, તાઓ ભૂમિઓ વંદામિ. ૧૧૦

એવમસાસય સાસય,પડિમા થુણિયા જિણિંદચંદાણં;
સિરિમં મહિંદ ભવણિંદ, ચંદ-મુણિવંદ-થુઅમહિઆ. ૧૧૧

**ઇતિ શ્રીમદ્ અંચલગચ્છેશ્વર શ્રીમન્મહેન્દ્રસિંહસૂરિ-
વિરચિતા શ્રી અષ્ટોત્તરી તીર્થમાલા.**

**વિધિઃ**—એવી રીતે તીર્થમાલા કહી રહ્યા બાદ ઉભા થઇ 'ઉવસગ્ગહર" કહેવું, પછી 'જંકિંચિ' કહી, હેઠા બેસી 'નમુત્થુણં' કહેવું. પછી ઉભા થઇ કહેવું;—"ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પાક્ષિક પ્રતિક્રમણ સંબંધિ બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરૂં" ત્યારે ગુરુ કહે "કરેહ," ત્યારે શિષ્ય કહે "ઇચ્છં" એમ કહીને "તસ્સ ઉત્તરી" તથા "અન્નત્થ"નો પાઠ સંપૂર્ણ કહીને બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પાર્યા પછી પ્રગટ લોગસ્સ કહેવો. પછી એક ખમાસમણ દેઇને ગુરુવંદના કહેવી. પછી નીચે જણાવ્યા મુજબ નંદીસૂત્રની બે સજ્ઝાય કહેવી.

## શ્રી નંદીસૂત્રની પ્રથમ સજ્ઝાય.

જયઇ જગજીવ જોણી, વિયાણઓ જગગુરૂ જગાણંદો,
જગનાહો જગબંધુ, જયઇ જગપ્પિયામહો ભયવ. ૧

જયઇ સુયાણ પ્પભવો, તિત્થયરાણ અપચ્છિમો જયઇ,
જયઇ ગુરૂ લોગાણ, જયઇ મહપ્પા મહાવીરો. ૨

ભદ્દં સવ્વજગુજ્જો-યગસ્સ ભદ્દં જિણસ્સ વીરસ્સ,
ભદ્દં સુરાસુર-નમંસિયસ્સ ભદ્દં ધૂયરયસ્સ. ૩

ગુણભવણ-ગહણ-સુયરયણ, ભરિય-દંસણ-વિસુદ્ધ-રત્થાગા,
સંઘ-નયર ભદ્દં તે, અખંડ-ચરિત્તપાગારા. ૪

સંજમતવ તુંબારગસ્સ, નમો સમ્મત્ત પારિયલ્લસ્સ,
અપ્પડિચક્કસ્સ જઓ, હોઇ સયા સંઘચક્કસ્સ. ૫

ભદ્દં સીલપડાગુસિયસ્સ, તવ-નિયમતુરયજુત્તસ્સ,
સંઘરહસ્સ ભગવઓ, સિજ્ઝાય સુનંદીઘોસસ્સ. ૬

કમ્મરયજલોહ-વિણિગ્ગયસ્સ, સુયરયણદીહનાલસ્સ,
પંચમહવ્વય થિરક-ણ્ણિયસ્સ ગુણકેસરાલસ્સ. ૭

સાવગ-જણ-મહુઅરિ પરિવુડસ્સ જિણ સુરતેયબુદ્ધસ્સ,
સંઘપઉમસ્સ ભદ્દં, સમણગણ-સહસ્સ-પત્તસ્સ. ૮

તવ-સંજમ-મિયલંછણ, અકિરિય-રાહુ-મુહ-દુદ્ધરિસ નિચ્ચં,
જય સંઘચંદ નિમ્મલ, સમ્મત્ત-વિસુદ્ધ-જુણ્હાગા. ૯

પરતિત્થિયગહપહનાસગસ્સ તવ-તેઅ-દિત્ત-લેસસ્સ,
નાણુજ્જોયસ્સ જએ, ભદ્દં દમસંઘસૂરસ્સ. ૧૦

ભદ્દં ધિઇવેલા પરિગયસ્સ સજ્ઝાયજોગ મગરસ્સ,
અક્ખોહસ્સ ભગવઓ, સંઘસમુદ્દસ્સ રૂંદસ્સ. ૧૧

સમ્મદંસણ વર વઇર, દઢરૂઢ ગાઢાવગાઢપીઢસ્સ;
ધમ્મ-વર-રયણ-મંડિઅ, ચામીયર મેહલાગસ્સ. ૧૨

નિયમૂસિય કણયસિલા-યલુજ્જલજલંત ચિત્તકૂડસ્સ;
નંદણવણમણહર-સુરભિસીલ ગંધુધ્ધુમાયસ્સ. ૧૩

જીવદયા સુંદરકંદરૂ, દરિયમુણિવર મઇંદઇણસ્સ;
હેઉ સય ધાઉ પગલંત, રયણ દિત્તોસહિગુહસ્સ. ૧૪

સંવરવર જલ પગાલય, ઉજ્ઝર પવિરાયમાણહારસ્સ;
સાવગજણ પઉરરવંત, મોર નચ્ચંત કુહરસ્સ. ૧૫

વિણયણય પવર મુણિવર, ફુરંતવિજ્જુજ્જલંતસિહરસ્સ;
વિવિહ-ગુણ-કપ્પરૂક્ખગ, ફલભર-કુસુમાઉલવણસ્સ. ૧૬

નાણવર -રયણ-દિપ્પંત કંત, વેરૂલિય-વિમલ-ચૂલસ્સ;
વંદામિ વિણયપણઓ, સંઘમહામંદરગિરિસ્સ. ૧૭

ગુણરયણુજ્જલકડયં, સીલસુગંધિ તવ મંડિઉદ્દેસ;
સુય બારસંગસિહરં, સંઘમહામંદરં વંદે. ૧૮

નયર-રહ-ચક્ક-પઉમે, ચંદે સૂરે સમુદ્દ-મેરૂમ્મિ;
જો ઉવમ્મિજ્જઇ સયયં, તં સંઘગુણાયરં વંદે. ૧૯

વંદે ઉસભં અજિયં, સંભવમભિણંદણ સુમઇ પઉમપ્પહ સુપાસં;
સસિ પુપ્ફદંત સીયલં, સિજ્જંસં વાસુપુજ્જં ચ. ૨૦

વિમલમણંતં ચ ધમ્મં, સંતિ કુંથું અરં ચ મલ્લિં ચ;
મુણિસુવ્વય નમિ નેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૨૧

પઢમિત્થ ઇંદભૂઇ, બીએ પુણ હોઇ અગ્ગિભૂઇત્તિ;
તઇએ ય વાઉભૂઇ, તઓ વિયત્તે સુહમ્મે ય. ૨૨

મંડિય મોરિયપુત્તે, અકંપિએ ચેવ અયલભાયા ય;
મેયજ્જે ય પહાસે, ગણહરા હુંતિ વીરસ્સ. ૨૩

નિવ્વુઇપહસાસણય, જયઇ સયા સવ્વભાવદેસણય,
કુસમયમયણાસણય, જિણિંદવર-વીર-સાસણય. ૨૪

ઇતિ શ્રી નંદીસૂત્રની પ્રથમ સજ્ઝાય

## શ્રી નંદીસૂત્રની બીજી સજ્ઝાય

સુહમ્મ અગ્ગિવેસાણ, જંબૂનામ ચ કાસવ,
પભવ કચ્ચાયણ વંદે, વચ્છ સિજ્જંભવ તહા. ૧

જસભદ્દ તુંગીય વંદે, સંભૂય ચેવ માઢરે,
ભદ્દબાહુ ચ પાઇન્નં, થૂલભદ્દ ચ ગોયમં. ૨

એલાવચ્ચસગુત્ત, વંદામિ મહાગિરિ સુહત્થિં ચ,
તત્તો કોસિય ગુત્ત, બહુલસ્સ સિરિવય વંદે. ૩

હારિયગુત્ત સાઇ ચ, વંદિમો હારિય ચ સામજ્જં,
વંદે કોસિયગુત્ત, સંડિલ્લં અજ્જજીયધરં. ૪

તિસમુદ્દ-ખાયકિત્તિ, દીવ-સમુદ્દેસુ ગહિયપેયાલં;
વંદે અજ્જસમુદ્દ, અક્ખુભિય-સમુદ્દ-ગંભીરં. ૫

ભણગ કરગ ઝરગં, પભાવગ ણાણ-દંસણ-ગુણાણ,
વંદામિ અજ્જમંગુ, સુયસાગરપારગ ધીરં. ૬

વંદામિ અજ્જધમ્મ, વંદે તત્તો ય ભદ્દગુત્ત ચ,
તત્તો ય અજ્જવઇર, તવ-નિયમ-ગુણેહિં વઇરસમં. ૭

વંદામિ અજ્જરક્ખિય, ખમણે રક્ખિય ચરિત્ત સવ્વસ્સે,
રયણ-કરંડગભૂઓ, અણુઓગો રક્ખિઓ જેહિં. ૮

નાણમ્મિ દંસણમ્મિ અ, તવ વિણએ નિચ્ચ કાલમુજ્જુત્ત,
અજ્જાણંદિલખમણ, સિરસા વંદે પસન્નમણ. ૯

વડ્ઢઉ વાયગવંસો, જસ વંસો અજ્જનાગહત્થીણ,
વાગરણ કરણ ભંગીઅ, કમ્મપયડીપ્પહાણાણ. ૧૦

ૐનમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં;
ૐનમો સિદ્ધાણં, મુખે મુખપટં વરમ્. ૨

ૐનમો આયરિયાણં, અંગરક્ષાતિશાયિની;
ૐનમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયોર્દૃઢમ્. ૩

ૐનમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયો: શુભે;
એસો પંચ-નમુક્કારો, શિલા વજ્રમયી તલે. ૪

સવ્વપાવપ્પણાસણો, વપ્રો વજ્રમયો બહિ:;
મંગલાણં ચ સવ્વેસિં, ખાદિરાંગારખાતિકા. ૫

સ્વાહાંતં ચ પદં જ્ઞેયં, પઢમં હોઈ મંગલં;
વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણે. ૬

મહાપ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની;
પરમેષ્ઠિપદોદ્દભૂતા, કથિતા પૂર્વસૂરિભિ:. ૭

યશ્ચૈવં કુરુતે રક્ષાં, પરમેષ્ઠિપદૈ: સદા;
તસ્ય ન સ્યાદ્ ભયં વ્યાધિ-રાધિશ્ચાપિ કદાચન. ૮

ઇતિ શ્રી બૃહન્નમસ્કાર: પ્રથમ સ્મરણમ્.

---

## શ્રી અજિતશાંતિસ્તવ દ્વિતીય-સ્મરણમ્.

અજિઅં જિઅસવ્વભયં, સંતિં ચ પસંત-સવ્વગયપાવં;
જયગુરૂ સંતિ ગુણકરે, દોવિ જિણવરે પણિવયામિ. ગાહા. ૧

વવગયમંગુલભાવે, તેહં વિઉલ-તવ-નિમ્મલસહાવે;
નિરુવમ-મહપ્પભાવે, થોસામિ સુદિટ્ઠ-સબ્ભાવે. ગાહા. ૨

સવ્વદુક્ખપ્પસંતીણં, સવ્વપાવપ્પસંતિણં;
સયા અજિયસંતિણં, નમો અજિયસંતિણં. સિલોગો. ૩

અજિય-જિણ સુહપ્પવત્તણુ, તવ પુરિસુત્તમ નામકિત્તણં;
તહ ય ધિઈ-મઈપ્પવત્તણં, તવ ય જિણુત્તમ સંતિ કિત્તણં.
માગહિયા. ૪

કિરિઆવિહિસંચિઅ-કમ્મકિલેસવિમુક્ખયરં,
અજિયં નિચિયં ચ ગુણેહિં મહા-મુણિ-સિદ્ધિગયં,
અજિયસ્સ ય સંતિ-મહામુણિણોવિ અ સંતિકરં,
સયયં મમ નિવ્વુઇ-કારણયં ચ નમંસણયં. આલિંગણયં. ૫

પુરિસા જઈ દુક્ખવારણં, જઈ અ વિમગ્ગહ સુક્ખકારણં,
અજિયં સંતિં ચ ભાવઓ, અભયકરે સરણં પવજ્જહા.
માગહિયા. ૬

અરઈ-રઈ-તિમિર-વિરહિય-મુવરય-જરમરણં,
સુર-અસુર-ગરુલ-ભુયગવઇ-પયય-પણિવઇઅં,
અજિઅમહમવિ ય સુનયનયનિઉણમભયકરં,
સરણમુવસરિઅ ભુવિ-દિવિજ-મહિયં સયય-મુવણમે
સંગયયં. ૭

તં ચ જિણુત્તમ-મુત્તમ-નિત્તમ-સત્તધરં,
અજ્જવ-મદ્દવ-ખંતિ-વિમુત્તિ-સમાહિનિહિં,
સંતિકરં પણમામિ દમુત્તમ-તિત્થયરં,
સંતિમુણી મમ સંતિ-સમાહિવરં દિસઉ. સોવાણયં. ૮

સાવત્થિપુવ્વપત્થિવં ચ, વરહત્થિમત્થયપસત્થવિત્થિન્નસંથિઅં,
થિરસરિચ્છવચ્છં, મયગલલીલાયમાણ-વરગંધહત્થિપત્થાણ-
પત્થિઅં, સંથવારિહં, હત્થિહત્થબાહું, ધંતકણગરુઅગનિરુ-
વહયપિંજરં, પવરલક્ખણોવચિયસોમ-ચારુરૂવં, સુઈસુહ-
મણાભિરામપરમરમણિજ્જવર-દેવદુંદુહિનિનાયમહુરયરસુહ-
ગિરં. વેડ્ઢઓ. ૯

અજિઅં જિઅારિગણં, જિઅસવ્વભયં ભવોહરિઉં;
પણમામિ અહં પયઓ, પાવં પસમેઉ મે ભયવં.
રાસાલુદ્ધઓ. ૧૦

કુરુજણવયહત્થિણાઉરનરીસરો પઢમં તઓ મહાચક્કવટ્ટિભોએ મહપ્પભાવો, જો બાવત્તરિ પુરવર-સહસ્સ-વરનગર-નિગમ-જણવયવઇ, બત્તીસા-રાયવર-સહસ્સાણુયાયમગ્ગો, ચઉદસ-વર-રયણ-નવ-મહાનિહિ—ચઉસટ્ઠિ-સહસ્સ-પવર-જુવઇણ સુંદરવઇ, ચુલસી-હય-ગય-રહ-સય-સહસ્સ-સામી, છન્નવઇ-ગામ-કોડીસામી આસિ જો ભારહંમિ ભયવં.
વેઢ્ઢઓ. ૧૧

તં સંતિં સંતિકરં, સંતિણ્ણં સવ્વભયા;
સંતિં થુણામિ જિણં, સંતિં વિહેઉ મે. રાસાનંદિઅયં. ૧૨

ઇક્ખાગ-વિદેહ-નરીસર, નરવસહા મુણિવસહા,
નવસારયસસિ-સકલાણણ, વિગયતમા વિહુયરયા;
અજિઉત્તમ-તેઅગુણેહિં મહામુણિ અમિઅબલા વિઉલકુલા,
પણમામિ તે ભવભયમૂરણ, જગસરણા મમ સરણં.
ચિત્તલેહા. ૧૩

દેવ-દાણવિંદ-ચંદ-સૂરવંદ હટ્ઠ તુટ્ઠ જિટ્ઠ પરમ,-
લટ્ઠરૂવ ધંતરૂપ્પપટ્ટસેય-સુદ્ધ-નિદ્ધ-ધવલ;-
દંતપંતિ સંતિ;સત્તિ-કિત્તિ-મુત્તિ-જુત્તિ-ગુત્તિ-પવર,
દિત્તતેઅ-વંદધેય સવ્વલોઅભાવિઅપ્પભાવ ણેઅ પઇસ
મે સમાહિં. નારાયઓ. ૧૪

વિમલ-સસિકલાઇરેઅસોમં, વિતિમિરસૂરકરાઇરેઅતેઅં;
તિઅસવઇગણાઇરેઅરૂવં, ધરણિધરપ્પવરાઇરેઅ-સારં.
કુસુમલયા. ૧૫

સત્તે અ સયા અજિઅ, સારીરે અ બલે અજિઅં;
તવ સંજમે અ અજિઅ, એસ થુણામિ જિણં અજિઅ.
ભુઅગપરિરિંગિઅં ૧૬

સોમગુણેહિં પાવઇ ન તં નવસરયસસી,
તેયગુણેહિં પાવઈ ન તં નવસરયરવી,
રૂવગુણેહિં પાવઈ ન તં તિઅસગણવઇ,
સારગુણેહિં પાવઇ ન તં ધરણીધરવઇ. ખિજ્જિઅયં. ૧૭

તિત્થવરપવત્તયં તમરયરહિયં,
ધીરજણથુઅચ્ચિઅં ચુઅકલિકલુસં,
સંતિ-સુહપવત્તયં તિગરણપયઓ,
સંતિમહં મહામુણિં સરણમુવણમે. લલિઅયં ૧૮

વિણઓણયસિરરઇ-અંજલિ-રિસિગણ-સંથુઅં થિમિઅં,
વિબુહાહિવ-ધણવઈ-નરવઈ-થુઅમહિઅચ્ચિઅં બહુસો,
અઇરુગ્ગય-સરય-દિવાયર-સમહિઅ-સપ્પભં તવસા,
ગયણંગણ-વિયરણ-સમુઇઅ-ચારણવંદિઅં સિરસા.
કિસલયમાલા. ૧૯

અસુર-ગરુલ-પરિવંદિઅં, કિન્નરોરગનમંસિઅં,
દેવકોડિ-સય-સંથુઅં, સમણસંઘપરિવંદિઅં. સુમુહં. ૨૦

અભયં અણહં અરયં અરુયં,
અજિયં અજિયં પયઓ પણમે વિજ્જુવિલસિઅં. ૨૧

આગયા વરવિમાણ-દિવ્વ-કણગ-રહ-તુરય-પહકર-
સએહિં હુલિયં, સસંભમોઅરણ-ખુભિઅ-લુલિઅ-ચલકુંડલ-
ગયતિરીડસોહંત-મઉલિમાલા. વેડ્ઢઓ. ૨૨

જં સુરસંઘા સાસુરસંઘા, વેરવિઉત્તા ભત્તિસુજુત્તા,
આયરભૂસિઅ-સંભમપિંડિઅ-સુટ્ઠુ સુવિમ્હિઅ-સવ્વબલોઘા,

તં બહુગુણપ્પસાયં, મુક્ખસુહેણ પરમેણ અવિસાયં;
નાસેઉ મે વિસાયં, કુણઉ અપરિસાવિઅ-પસાયં. ગાહા. ૩૬

તં મોએઉ અ નંદિં, પાવેઉ અ નંદિસેણમભિનંદં;
પરિસા વિય સુહ-નંદિં, મમ ય દિસઉ સંજમે નંદિં. ગાહા. ૩૭

પક્ખિઅ-ચાઉમ્માસે, સંવચ્છરિએ અવસ્સ ભણિઅવ્વો;
સોઅવ્વો સવ્વેહિં, ઉવસગ્ગનિવારણો એસો. [ગાહા] ૩૮

જો પઢઇ જો અ નિસુણઇ, ઉભઓ કાલંપિ અજિઅસંતિથયં;
ન હુ હુંતિ તસ્સ રોગા, પુવ્વુપ્પન્ના વિ નાસંતિ. [ગાહા] ૩૯

વવગય-કલિકલુસાણં, વવગય-નિદ્ધંતરાગ-દોસાણં;
વવગય-પુણબ્ભવાણં, નમોત્થુ દેવાહિદેવાણં. ૪૦

સવ્વં પસમઇ પાવં, પુન્નં વઢ્ઢઇ નમંસમાણસ્સ;
સંપુન્ન-ચંદવયણસ્સ, કિત્તણે અજિઅસંતિસ્સ. ૪૧

જઇ ઇચ્છહ પરમપયં, અહવા કિત્તિં સુવિત્થડં ભુવણે;
તા તિઅલોગુદ્ધરણે, જિણવયણે આયરં કુણહ. ૪૨

સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણમ્;
પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્. ૪૩

ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ, છિદ્યંતે વિઘ્નવલ્લયઃ;
મનઃ પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે. ૪૪

શિવમસ્તુ સર્વ-જગતઃ પરહિતનિરતા ભવંતુ ભૂતગણાઃ;
દોષાઃ પ્રયાંતુ નાશં, સર્વત્ર સુખી ભવતુ લોકઃ. ૪૫

સ્મરણં યસ્ય સત્ત્વાનાં, તીવ્રતાપોપશાંતયે;
ઉત્કૃષ્ટ-ગુણરૂપાય, તસ્મૈ શ્રીશાંતયે નમઃ. ૪૬

ઇતિ શ્રી નંદિષેણસૂરિવિરચિતં અજિતશાંતિ સ્તવનં
દ્વિતીયં સ્મરણં સંપૂર્ણમ્.

## શ્રી વીરસ્તવનં તૃતીયં સ્મરણમ્.

જયઇ નવનલિણ-કુલવય,-વિઅસિઅ-સય-વત્તપત્તલદલત્થો,
વીરો ગયદ-મયગલ,-સુલલિઅ-ગઇવિક્કમો ભયવ. ૧

અજ્જવિ વહઇ સુતિત્થં, અખંડિઅં જસ્સ ભરહવાસંમિ,
સો વદ્ધમાણસામી, તિઅલુક્કદિવાયરો જયઉ. ૨

ગાહાજુઅલેણ જિણં, મય-મોહ-વિવજ્જિઅ જિઅકસાયં,
થોસામિ તિસંઝાગં, તં નિસ્સંગં મહાવીરં. ૩

સુકુમાલ-ધીર-સોમા, રત્ત-કિસન્ન-પંડુરા સિરિનિકેયા,
સીઅંકુસગહભીરૂ, જલથલનહમંડણા તિન્ની. ૪

ન ચયંતિ વીરલીલા, હાઉં જે સુરહિગત્ત પડિપુન્ના,
પંકય-ગયંદ-ચંદા, લોઅણુ-ચક્કમિય-મુહાણં. ૫

એવં વીરજિણિંદો, અચ્છર-ગણ-સંઘ-સંથુઓ ભયવં,
પાલિત્તય મયમહિઓ, દિસઉ ખયં સવ્વદુરિયાણં. ૬

ઇતિ શ્રી પાદલિપ્તસૂરિવિરચિત વીરસ્તવન તૃતીય સ્મરણ સંપૂર્ણમ્.

## શ્રી ઉપસર્ગહરસ્તોત્ર. ચતુર્થ સ્મરણમ્.

એ ઉપસર્ગહર સ્તોત્ર આ પુસ્તકમા આગળ આવી ગએલ છે, ત્યાથી જાણી લેવુ

ઇતિ શ્રી ભદ્રબાહુસ્વામી વિરચિત ઉપસર્ગહરસ્તોત્ર ચતુર્થ સ્મરણ સંપૂર્ણમ્.

## શ્રી નમિઊણ ભયહરસ્તોત્ર. પંચમં સ્મરણમ્.

નમિઊણ પણય-સુરગણ,-ચુડામણિ-કિરણ-રંજિઅ મુણિણો,
ચલણજુઅલં મહાભય,-પણાસણં સંથવં વુચ્છં. ૧

## શ્રી જીરાપલ્લીપાર્શ્વસ્તવ-નામકં ષષ્ઠં સ્મરણમ્.

ૐ નમો દેવદેવાય, નિત્યં ભગવતેઽર્હતે;
શ્રીમતે પાર્શ્વનાથાય, સર્વ-કલ્યાણકારિણે. ૧

હ્રીઁરૂપાય ધરણીંદ્ર,-પદ્માવત્યર્ચિતાંઘ્રયે;
શુદ્ધાતિશયકોટીભિ; સહિતાય મહાત્મને. ૨

અટ્ટે મટ્ટે પુરો દુષ્ટ, વિઘટ્ટે વર્ણપંક્તિવત્;
દુષ્ટાન્ પ્રેતપિશાચાદીન્, પ્રણાશયતિ તેઽભિધા. ૩

સ્તંભય સ્તંભય સ્વાહા, શતકોટીનમસ્કૃત;
અધિમથ્ કર્મણાં દૂરા,-દાપતંતીર્વિડંબના:. ૪

નાભિદેશોદ્ભવન્નાલે, બ્રહ્મરંધ્રપ્રતિષ્ઠિતે;
ધ્યાતમષ્ટદલે પદ્મે, તત્ત્વમેતત્ફલપ્રદમ્. ૫

તત્ત્વમત્ર ચતુર્વર્ણી, ચતુર્વર્ણવિમિશ્રિતા;
પંચવર્ણક્રમધ્યાતા સર્વ-કાર્યકરી ભવેત્. ૬

ક્ષિપ ૐ સ્વાહેતિ વર્ણૈ:, કૃતપંચાંગરક્ષણ:;
યોઽભિધ્યાયેદિદં-તત્ત્વં, વશ્યાસ્તસ્યાખિલશ્રિય:. ૭

પુરુષં બાધતે બાઢં, તાવત્ક્લેશપરંપરા;
યાવન્ન મંત્રરાજોઽયં, હૃદિ જાગર્તિ મૂર્તિમાન્. ૮

વ્યાધિબંધવધવ્યાલા,-નલાંઽભ:સંભવં ભયમ્;
ક્ષયં પ્રયાતિ શ્રીપાર્શ્વ-નામસ્મરણમાત્રત:. ૯

યથા નાદમયો યોગી, તથા ચેત્તન્મયો ભવેત્;
તદા ન દુષ્કરં કિંચિત્, કથ્યતેઽનુભવાદિદમ્. ૧૦

ઇતિ શ્રી જીરિકાપલ્લી-સ્વામી પાર્શ્વજિન: સ્તુત:;
શ્રી મેરુતુંગસૂરે: સ્તાત્, સર્વસિદ્ધિપ્રદાયક:. ૧૧

જીરાપલ્લીપ્રભુ પાર્શ્વં, પાર્શ્વયક્ષેણ સેવિતમ્
અર્ચિત ધરણેન્દ્રેણ, પદ્માવત્યા પ્રપૂજિતમ્. ૧૨
સર્વ-મંત્રમય સર્વ-કાર્યસિદ્ધિકરં પરમ્,
ધ્યાયામિ હૃદયાંભોજે, ભૂતપ્રેતપ્રણાશકમ્. ૧૩
શ્રી મેરુતુંગસૂરીંદ્ર શ્રીમત્પાર્શ્વપ્રભો પુર,
ધ્યાનસ્થિત હૃદિ ધ્યાયન્, સર્વસિદ્ધિં લભે ધ્રુવમ્. ૧૪

ઇતિ શ્રી મેરુતુંગસૂરિ-વિરચિત જીરાપલ્લી-પાર્શ્વસ્તવનામક
ષષ્ઠ સ્મરણ સમાપ્તમ્ ૬.

"જંકિંચિ નામ તિત્થ" કહીને "નમુત્થુણં કહેવું

ઇતિ શ્રી શક્રસ્તવનામક સપ્તમ સ્મરણમ્ ૭.

## શ્રી લઘુઅજિતશાંતિ-સ્તવનમ્.

ગબ્ભઅનયાર-મોહમ્મ-સુર-સામીઓ,
જણણિ જે ય સથુણઇ ભત્તિભરભાવિઓ,
તિ જિણ ઇક્ખાગકુરુ-વંસ-ભૂસણ-ધરા,
અજિઅ-સંતી અ નંદંતુ મંગલકરા. ૧

જમ્મકાલમિ જે અસુરસુરભાસુરે,
ન્હવિય બત્તીસ-ઇંદેહિં સુરગિરિસિંગે;
ખયર-નર-અમર-આણંદ-વદ્ધારયા,
જયઉ જગિ અજિઅ-સંતીય ભદ્દારયા. ૨

ખવિય-રિઉવગ્ગવર-રજ્જસુહ-માણિઉં,
પવરદાણેણ જગ-સયલ-સમ્માણિઉ,
જેહિં સુક્ખ કરી દિક્ખ કખીકયા,
તાહિં થુણિ અજિઅ-સંતીઅ-પયપંકયા. ૩

ઘોર-તવ-ચરણ-ઉવસગ્ગુ અહિયાસિઉં,
દુજ્જએ ઘાઇકમ્માઇં નિન્નાસિઉં;
જેહિં નાણં સમુપ્પાડિઅં વિમલયં,
દુઇય-સોલસમ-જિણ તિજણમહ-સુવિણયં. ૪

પવર-દેસણય-તિહુઅણ-વિપડિબોહિયં,
ભવોવગ્ગાહિ-કમ્માઇં મસમૂરિઅં;
પવર-સુહ-પરમ-નિવ્વાણપુરિ જે ગયા,
હટ્ઠ તે નમહ જિણ અજિઅ-સંતી સયા. ૫

કુવિઅ-રિઉવગ્ગ-હરિ-સરહ-ગય-જોઇણી,
ભૂય-વેયાલ-અહિ-રક્ખસી-ડાયણી;
તાસુ ઉવસગ્ગ કીરેઇ નાસેસયં,
હિયઇ જો એહુ સમરેઇ જિણ-જુઅલયં. ૬

જઇ ન અહિલસહ દાલિદ્દ-દોહગ્ગયં,
તુમ્હ અહિલસહ જઇ લચ્છિ સોહગ્ગયં;
ભવહ જઇ ભીઅ જઇ સિવ-સુહા-સત્તયા,
હવહ એયસ્સ જિણદુગઇતો ભત્તયા. ૭

એય સંવચ્છરિય-પક્ખિય-ચઉમાસિએ,
અજિઅ-સંતિત્થયં ભણઇ જો નિસુણઇ;
કહઇ કવિવીરગણિ ભવિઅ-જણ-અગ્ગએ,
અસુહ તસુ જાઇ સુહ સયલ સંપજ્જએ. ૮

ઇતિ શ્રી વીરગણિકૃત લઘુ અજિતશાંતિ સ્તવન સંપૂર્ણમ્.



## શ્રી બૃહદજિતશાંતિ સ્તવનમ્

સકલસુખનિવહદાનાય સુરપાદપ,
પાદપ કજનતાનેકનાકાધિપ,
અચલશિવનિલયમપ્રલયગુણગોભિત,
નૌમિ જિનમજિતમહમજિતમુદિતોદિતમ્. ૧

શાતિમુપશાતભવભૂરિભયપરિભવ,
ભુવનવનસુઘનઘનવારિવરવૈભવમ્,
પરમશમમિ દુસમમગમમહિમોદધે,-
ર્ન તુમીહામન તામહ સ દધે ૨

પુણ્યરથસુપથનયનાય વૃપભક્ષમૌ,
વિપુલસ સારસરિદાઘપુલિનોપમૌ,
સિદ્ધિસિમ તિનીશ્રુતિવત સાયિતૌ,
સ પદે જિનપતી અજિતશાતિયુતૌ. ૩

ય સમૂહો મુદામજનિ જનકાબ્યયો,—
સ્તારમવતારમવગમ્ય સમ્યગ્યયો,
ગજવૃપપ્રમુખસુસ્વપ્નસ દર્શનાત્,
તમલમવગ તુમન્યે ન મન્યે જના'. ૪

જનનસમયે યયોરસુરસુરનાયકા,
નવનવાનેકનેપથ્યપરિધાયકા,
વિદધુરુત્સવમતુચ્છ ગિરૌ મ દરે,
વાસયે તૌ જિનૌ નિજમનોમ દિરે. ૫

કોશલા-પુરવરે પૂતવિજયોદર,
ભૂપજિતશત્રુકુલકમલવનદિનકર,
દ્વિગુણનવગતકરપ્રમિતવરભૂધન,
નૌમિ કનકાભમિભચિહ્નમજિત જિનમ્. ૬

ગજપુરે વિશ્વસેનેશકુલભૂષણં,
રુચિરમચિરાંગરુહમનઘમૃગલક્ષણં;
ષષ્ઠ્યધિકહસ્તશતવપુષમુત્તમસુખં,
શાંતિનાથં ચ ગાંગેયગેયત્વિષમ્. ૭

જલધિરશનાવનીવિતતવરશાસનં,
ચિંતિતોપસ્થિતદ્વિરદતુરગાસનમ્;
લલિતલલનાજનાબ્દ્બહુબર્કરં,
યૌ ચિરં રાજ્યમવત: સ્મ વિસ્મયકરમ્. ૮

તદનુ દનુજાહિતપ્રથિતમહિમોદયં,
વર્ષદાનેન પરિતુષ્ટજનસમુદયમ્,
જગૃહતુ: સ્વહિતકામાવકામવ્રતં,
તૌ નમસ્કૃત્ય તોષં ભજેઽનવરતમ્. ૯

તમસિ જીને યયોરખિલદોષોદિતે,
નિપુણનીરજવને નિબિડમામોદિતે;
ઉદિતવતિ કેવલજ્ઞાનભાનૌ કુતં,
દિવસપતિનાપિ ખદ્યોતપોતાયિતમ્. ૧૦

યત્પદાંભોજભજનાય જાતત્વરૈ:,
સંઘસંઘટ્ટઘનઘૃષ્ટભૂષણભરૈ:;
વ્યૂઢમપિ રુચિરચિરરૂઢરસનિર્ભરૈ:,
પાણિતલમાનમભવન્નભોનિર્જરૈ:. ૧૧

ભરિતભવદુરિત–દવદહનપરિતાપિતા:,
સદસિ યદ્વાચમતિપુણ્યબુદ્ધ્યાપિતા:;
સત્યસંધા: સુધાસારસેકં નરે—,
શામરેશા મુદા સર્વદા મેનિરે. ૧૨

આતપત્રત્રયં ચારવશ્ચામરા:,
કોટિસંખ્યા ભજંતેઽભિતશ્ચામરા:;

અનુપહતદુંદુભિધ્વનિતમચ્યુતપદે,
યદતિશયરાજિરેષા ન કેષાં મુદે. ૧૩

બોધયિત્વાથ તત્ત્વાનિ ધીર જન,
યોગતો યૌ ગતૌ ધામ નીરજન,
તમહમજિત ચ શાંતિ ચ ચ ચદ્દ્યુતિ,
સુચિરમર્ચામિ પ ચેષુવિજયોદ્યતમ્. ૧૪

દ્વિપરિપુવ્યાલવેતાલરોગાનલા,
નીરચૌરાદયોઽન્યેઽપિ સકલા ખલા,
ત ન લુપતિ કચુકિન ઇવ વજુલ,
નમતિ યો વિમદમિદમેવ જિનયામલમ્. ૧૫

પાક્ષિકે કિલ ચાતુર્માસિકે વાર્ષિકે,
પર્વણિ પ્રકૃતવરપુણ્યનરનાયકે,
યોઽમુમતિસોમમતિરજિતશાતિસ્તવ,
પઠતિ નિશૃણોતિ લભતે સુખ સ ધ્રુવમ્. ૧૬

ગુણરાજિવિરાજિતમરિપુપરાજિત,-
મજિતશાતિજિનયુગલમિદમ્,
મતિશુભ્રસભાજનમતિશયભાજન,-
મુપજનયતુ સઘસ્ય મુદમ્. ૧૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃત બૃહદજિતશાતિસ્તવનામક
નવમ સ્મરણ સપૂર્ણમ્. ૯

વિધિ —આ પ્રમાણે નવ સ્મરણ કહી રહ્યા પછી ઉભા થઇ છઠ્ઠા આવશ્યકના બે વાદણા દેવા, તે દીધા પછી પચ્ચક્ખાણ લેવુ, પછી એક ખમાસમણ દેઇને ઉભા થઇ કહેવુ કે “ઇચ્છાકારેણ સદિસહ ભગવન્' પાખીખામણા નિમિત્તે વાદણા દઉ ” એમ આદેશ માગીને “ઇચ્છ ” કહી બે વાદણા દેવા, તેમા એટલુ વિશેષ

કે 'દેવસી' શબ્દ આવે; તેને બદલે "પક્ખી" શબ્દ કહેવો. એમ બે વાંદણાં દીધા પછી ગુરુને અબ્ભુટ્ઠિઓ ખમાવવો. પછી સર્વ સંઘને પોતાથી થયેલ અપરાધ ખમાવવો. પછી સામાયિક પારવાની વિધિ માફક સામાયિક પારવું, પછી ખામણાં કહેવા, તે નીચે પ્રમાણે—

## શ્રી પક્ખીખામણાં.

અરિહંતજીને ખમાવીયે રે,
જેહના ગુણ છે બાર, ખમો ભવિ ખામણા રે;
સર્વે સિદ્ધને ખમાવીયે રે,
ગુણ આઠોયે મનોહાર. ખમો ભવિ૦ ૧

આચારજને ખમાવીયે રે,
જેહના ગુણ છત્રીશ. ખમો ભવિ૦
ઉપાધ્યાયજીને ખમાવીયે રે,
જેહના ગુણ પચ્ચીશ. ખમો ભવિ૦ ૨

સાધુ સર્વેને ખમાવીયે રે,
શોભે ગુણ સત્તાવીશ. ખમો ભવિ૦
શ્રાવક-શ્રાવિકાને ખમાવીયે રે,
જેહના ગુણ એકવીશ. ખમો ભવિ૦ ૩

આઠમ પાખી ખમાવીયે રે,
ચોમાસું ત્રણ વાર. ખમો ભવિ૦
સંવત્સરી શુદ્ધ ખમાવીયે રે,
ખમાવીયે વારંવાર. ખમો ભવિ૦ ૪

રૂઠડા સંઘ મનાવીયે રે,
મનાવીયે વારંવાર. ખમો ભવિ૦
આર્યરક્ષિતસૂરિ ખમાવીયે રે,
વિધિપક્ષગચ્છ શણગાર. ખમો ભવિ૦ ૫

ચોમાસી ગુરુને ખમાવીયે રે,
(વર્તમાન ગુરુને ખમાવીયે રે,)
વાચે સૂત્ર સિદ્ધાંત. ખમો ભવિ૦
ઇતિ શ્રી વિધિપક્ષગચ્છ શ્રાવકપક્ખી પ્રતિક્રમણમ્.

---

શ્રી વિધિપક્ષગચ્છીય શ્રાવકસ્ય

## ચાતુર્માસિક પ્રતિક્રમણ વિધિ.

વિધિ –ચાતુર્માસિક પ્રતિક્રમણની વિધિ પણ પાક્ષિક પ્રતિક્રમણની પેઠે જ જાણવી પરંતુ એટલું વિશેષ કે જ્યાં જ્યાં "પક્ખિ" શબ્દ આવે, ત્યાં ત્યાં તેને બદલે "ચઉમાસી" શબ્દ કહેવો અને બાર લોગસ્સના કાઉસ્સગ્ગને બદલે વીશ લોગસ્સ અને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો બાકીની સર્વ વિધિ પાક્ષિક પ્રતિક્રમણની પેઠે જાણવી

ઇતિ શ્રી ચાતુર્માસિક પ્રતિક્રમણ વિધિ.

---

શ્રી વિધિપક્ષગચ્છીય શ્રાવકસ્ય

## સાંવત્સરિક પ્રતિક્રમણ વિધિ.

વિધિ -સાંવત્સરિક પ્રતિક્રમણની વિધિ પણ પાક્ષિક પ્રતિક્રમણની વિધિ પ્રમાણે જાણવી પરંતુ એટલું વિશેષ કે જ્યાં જ્યાં "પક્ખિ" શબ્દ આવે, ત્યાં ત્યાં "સંવચ્છરિ" શબ્દ કહેવો અને બાર લોગસ્સના કાઉસ્સગ્ગને બદલે ચાલીસ લોગસ્સ અને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો બાકીની સર્વ વિધિ પાક્ષિક પ્રતિક્રમણની વિધિ પ્રમાણે જાણવી

ઇતિ સાંવત્સરિક પ્રતિક્રમણ વિધિ.

---

# પૌષધવિધિ

## પોસહમાં જોઇતા ઉપકરણો

દિવસ પોસહમાં જોઇતા નીચે પ્રમાણે ઉપકરણો સ્વાધીન કરી લેવાં–પોંજણી (ચરવલો) ૧, કટાસણુ (પાથરણું) ૨, ધોતીઉં ૩, ઉત્તરાસંગ ૪, સૂતરનો કંદોરો ૫. માત્રુ કરવા જવા વખતે પહેરવાનું વસ્ત્ર ૬, ખેળીયું એટલે નાક સાફ કરવાનું વસ્ત્ર ૭, માત્રુ કરવાની કુંડી તથા પોંજણી ૮, કામલી ૯, એટલી ચીજ ઉપરાંત પણ પોસહમાં ખપતી વસ્તુઓ લેવી તથા જો અહોરાત્રિનો પોસહ લેવો હોય તો રાત્રિ માટે વધારે લેવાનાં ઉપકરણો નીચે પ્રમાણે જાણવાં–ઉનની કામલી (શીતકાલે બે, તથા ઉષ્ણકાલે એક). ઉનનો સંથારો ૨, સૂતરનો ઉત્તરપટો ૩, કુંડલ એટલે કાનમાં રાખવા માટે કાપુસ ૪, દંડાસણ ૫, રાત્રે પાણી રાખવાનું પાત્ર ૬, પાણીમાં નાંખવા માટે કલીચુનો ૭, લોટો ૮, વાટકો ૯ એ કરતાં વધારે જોઇતી વસ્તુઓ પણ યોગ્ય રીતે લઇ લેવી.

## શ્રી પૌષધ લેવાનો વિધિ.

પ્રથમ સામાયિક લેવાનો વિધિ આજ પુસ્તકની શરૂઆતમાં આવી ગયો છે, ત્યાંથી જાણી લેવો. તેમાં એટલું વિશેષ કે, જ્યાં જ્યાં સામાયિક શબ્દ આવે ત્યાં પોસહ શબ્દ કહેવો. (તથા દ્રવ્ય ક્ષેત્ર ધારતી વખતે જોઇતાં ઉપકરણો ધારવાં, સ્થંડિલ, માત્રુ જવાની જગ્યા તથા દિશાઓ, તથા જેટલા ઘરનું પાણી મોકલું રાખવું હોય તે ઘર પણ ધારી લેવું. ઉપકરણ વગેરે ધાર્યા વિના પોતાની મેળે જ પૌષધમાં લેવાય નહી, સ્વામીભાઈ પાસેથી જાચીને લેવાય. દેવવંદન કે ગુરુવંદન અર્થે જવા માટે દિશાઓ ધારવાની જરૂર નથી) જ્યાં સામાયિક

લેવામા 'કરેમિ ભતે'નુ પચ્ચક્ખાણુ લેવામા આવે છે ત્યા તેને બન્ને ગુરુ આદિકના મુખથી નીચે પ્રમાણે પૌષધનું પચ્ચક્ખાણુ લેવુ

## શ્રી પોસહનું પચ્ચક્ખાણુ–કરેમિ ભતે

કરેમિ ભતે પોસહ સવ્વઓ, આહારપોસહ દેસઓ સવ્વઓ, સરીરસક્કારપોસહ સવ્વઓ, બભચેરપોસહ સવ્વઓ, અવ્વાવારપોસહ સવ્વઓ, ચઉવ્વિહ પોસહ ઠામિ, જાવ દિવસ, જાવ રત્ત, જાવ અહોરત્ત (રાત્રિ પૌષધ લેતા જો દિવસ હોય તો કરેમિ ભતે લેતી વખતે "જાવ સેસદિવસ રત્ત પજ્જુવાસામિ એવો પાઠ કહેવો) પજ્જુવાસામિ, દુવિહ તિવિહેણ, મણેણ, વાયાએ, કાએણ, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભતે પડિક્કમામિ નિદામિ ગરિહામિ અપ્પાણ વોસિરામિ.

વિધિ —પૌષધનુ પચ્ચક્ખાણુ લીધા પછી એક ખમાસમણ દઈ ઉભા થઇ કહે કે "ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! પોસહ સામાયિક સદિસાહુ" ત્યારે ગુરુ કહે "સદિસાવેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છ" વળી એક ખમા૦ દેઈ ઉભા થઈ કહે કે "ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! પોસહ સામાયિક ઠાવા ત્રણ નવકાર ગણુ," ત્યારે ગુરુ કહે "ગણેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છ" એમ કહી નીચા બેસી પાયરણા ઉપર જમણો હાથ થાપીને ત્રણ નવકાર મનમા ગણવા પછી વળી ઉભા થઇ એક નવકાર મનમા ગણી, ઉભા થકા જ કહે કે "ઇચ્છાકારેણ સદિસહ ભગવન્ પસાઓ કરી પોસહ સામાયિકવ્રત ઉચ્ચરાવોજી" એમ આદેશ માગીને ગુરુ આદિકના મુખથી પોસહ સામાયિકવ્રતનું પચ્ચક્ખાણુ નીચે પ્રમાણે લેવુ

## શ્રી પૌષધમાં સામાયિકનું પચ્ચક્ખાણુ.

કરેમિ ભતે સામાઇય, સાવજ્જ જોગ પચ્ચક્ખામિ, જાવ પોસહ પજ્જુવાસામિ, દુવિહ તિવિહેણ મણેણ વાયાએ

**કાએણં ન કરેમિ ન કારવેમિ, તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.**

**વિધિ:**—એ પ્રમાણે પોસહ સામાયિકનું પચ્ચક્ખાણ લીધા પછી એક ખમા૦ દેઈ ઉભા થઇ કહે કે "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બહુવેલ સંદિસાહું**" ત્યારે ગુરુ કહે "સંદિસાવેહ" ત્યારે શિષ્ય કહે "**ઇચ્છં**" વળી એક ખમા૦ દેઇ ઉભા થઇ કહે કે "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બહુવેલ કરશું**" ત્યારે ગુરુ કહે "કરેહ" ત્યારે શિષ્ય કહે "**ઇચ્છં**" પછી બે વાંદણાં દેવાં.

---

## પૌષધ લીધા પછી પ્રભાતનો પડિલેહણ વિધિ.

પ્રથમ એક ખમા૦ દેઈ, ઉભા થઈ કહે કે "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! રાઇ-પડિલેહણ-નિમિત્તં ઇરિયાવહિયં પડિક્કમું**" ત્યારે ગુરુ કહે પડિક્કમેહ, ત્યારે શિષ્ય કહે "**ઇચ્છં**" એમ કહી ઇરિયાવહી પડિક્કમીને તસ્સુત્તરી, અન્નત્થ, એ પાઠ સંપૂર્ણ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી કાઉસ્સગ્ગ પારીને પ્રગટ લોગસ્સ કહેવો. પછી એક ખમા૦ દેઇ, ઉભડક આસને હેઠા બેસી કહેવું કે—"**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! રાઈ પડિલેહણ ઉત્તરાસંગના છેડાની પડિલેહણ કરું,**" એમ આદેશ માંગીને છેડાની પડિલેહણા કરવી. પછી દશ બોલ વડે ઉત્તરાસંગની પડિલેહણા કરવી. ૧. પછી દશ બોલ વડે પુંજણી એટલે ચરવલાની પડિલેહણા કરવી. ૨. પછી દશ બોલ વડે સુતરના કંદોરાની પડિલેહણા કરવી. ૩. પછી પચીસ બોલ વડે ધોતિયાની પડિલેહણા કરવી. ૪. પછી પચીસ બોલ વડે પાથરણું એટલે કટાસણાની પડિલેહણા કરવી. ૫. એમ પાંચ વાનાની પડિલેહણા કર્યા પછી ધોતીયું પહેરીને સુતરનો કંદોરો કેડે બાંધી લેવો, પછી જમીન પુંજી, પાથરણું પાથરી, ઉત્તરાસંગ કરી, પાથરણા ઉપર ઉભીને એક ખમા૦ દેઈ ઉભા થઇ આજ્ઞા

માગી ઇરિયાવહિ પડિક્કમી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહેવો. પછી એક ખમા૦ દેઇ ઊભા થઇ કહે કે 'ઇચ્છાકા૦ સ૦ ભ૦ પમાય કરી પડિલેહણા પડિલેહાવોજી,' ત્યારે ગુરુ કહે "પડિલેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છ," એમ કહી પછી પ્રતિષ્ઠિત આચાર્યજીની જો સ્થાપના હોય, તો તેની એક જણે નીચે પ્રમાણે તેર બોલ વડે પડિલેહણા કરવી

## શ્રી સ્થાપનાચાર્યજીની પડિલેહણાના તેર બોલ.

**શુદ્ધ સ્વરૂપના ધારક ગુરુ ૧. જ્ઞાનમયી ૨, દર્શનમયી ૩, ચારિત્રમયી ૪, શુદ્ધ શ્રદ્ધામયી ૫, શુદ્ધ પ્રરૂપણામયી ૬, શુદ્ધ સ્પર્શનામયી ૭ પચાચાર પાલે ૮, પંચાચાર પલાવે ૯, પચાચાર અનુમોદે ૧૦, મનગુપ્તિ ૧૧, વચનગુપ્તિ ૧૨, કાયગુપ્તિ ધારક ૧૩.**

અને પ્રતિષ્ઠિત સ્થાપનાચાર્યનો અભાવ હોય અને સ્થાપનાચાર્યને સ્થાનકે જ્ઞાનની જે સ્થાપના કરેલ હોય તો તેની તેર બોલથી પડિલેહણા કરવાની જરૂર નથી પણ ગુરુપડિલેહણાનો આદેશ માગીને પૌષધધારી ગુણરત્નાધિક વૃદ્ધ શ્રાવકના ઉત્તરાસંગની પડિલેહણા કરવી કદી એકલાજ પોષધમા હોય તો ગુરુપડિલેહણાનો આદેશ માગીને પછી એક ખમા૦ દેઇ બાકીની અણપડિલેહી ઉપધિ એટલે વસ્ત્રાદિકનુ પચીસ બોલથી પડિલેહણ કરવુ પછી દડાસણની દાંડીને પુંજણીથી દશ બોલવડે પડિલેહીને યતનાપૂર્વક સઘળી પૌષધશાલામાંથી કાજો કઢાવો (યતનાપૂર્વક કાજો કઢાવનારને એક આયંબિલનો લાભ છે) પછી તે એકઠો કરેલ કાજો સૂપડીમા પુંજણીથી યતનાપૂર્વક લેઇ નિરવદ્ય જગાએ આવી "અણુજાણહ જસ્સુગ્ગહો" કહી છૂટો છૂટો કાજો પરઠવો પછી ત્રણવાર "વોસિરે" કહેવુ પછી તે સુપડી તથા પુંજણીને યતનાથી ઠેકાણે મૂકવી પછી ગુરુ અથવા સ્થાપનાચાર્યજીની પાસે આવી કાજામાંથી સચિત્ત આદિક જે કાઇ

નીકળ્યું હોય, અથવા કોઇ જીવ દુહાણો હોય, તે પ્રકાશવું. અને તે માટે ગુરુ મહારાજ જે આલોયણા આપે તે મુજબ શુદ્ધ ભાવથી તપ કરવો. પછી એક ખમા૦ દેઈ ઉભા થઇ ઇરિયાવહિનો આદેશ માગી ઇરિયાવહી પડિક્કમી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી એક ખમા૦ દેઈ ઉભા થઈ કહેવું કે "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ સજ્ઝાય સંદિસાહું**" ત્યારે ગુરુ કહે "સંદિસાવેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છં," વળી એક ખમા૦ દઈ ઉભા થઇ કહે કે "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ સજ્ઝાય કરૂં**" ત્યારે ગુરુ કહે "કરેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છં" એમ કહી ઉભડક આસને હેઠા બેસી એક નવકાર કહી "**અરિહંતા મંગલં**" એ સજ્ઝાય કહેવી. પછી એક નવકાર કહેવો. પછી એક ખમા૦ દઈ ઉભા થઇ કહે કે "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ રાઇ પડિલેહણ કરતા જે કાંઇ અવિધિ થઇ હોય, તે સવિ હુ મને, વચને, કાયાએ કરી મિચ્છા મિ દુક્કડં.**"

**ઇતિ પડિલેહણ વિધિ.**

---

## પૌષધમાં દેવવંદન વિધિ.

પ્રથમ એક ખમા૦ દેઇ આદેશ માગીને ઇરિયાવહિ પડિક્કમવી. પછી ત્રણ ખમા૦ દેઈ ચૈત્યવંદન કરતી વખતે જેમ બેસાય છે તેમ હેઠા બેસી કહેવું:કે—

"**ઇચ્છાકા૦ સં૦ ભ૦ ચૈત્યવંદન કરૂં**" એમ આદેશ માગીને ચૈત્યવંદન કરવુ, તેનો વિધિ આજ પુસ્તકની શરૂઆતમાં છે, તે મુજબ અહિં પણ દેવવંદનવિધિ કરવો. તેમાં એટલું વિશેષ કે સ્તવન ચાર કહેવાં.

**ઇતિ દેવવંદન વિધિ:**

## શ્રી પૌષધધારી શ્રાવકને
## ઉઘાડા પોરસી ભણાવવાનો વિધિ•

૭ ઘડી દિનસ ચડયા પછી ગુરુ પાસે આદેશ માગીને ઇરિયાવહિ પડિક્કમવી પછી એક ખમા૦ દેઇ આદેશ માગીને ઉભડક આસને બેસી પચાસ બોલ વડે ઉત્તરાસગના છેડાની પડિલેહણ કરવી (ગુરુનો અભાવ હોય તો એ સર્વ આદેશ સ્થાપનાચાર્ય પાસે માગીને સર્વ વિધિ કરવો) પછી બે વાદણા દેવા, પછી બે ખમા૦ દેઇ "ઇચ્છકારી સુહરાઈ" એ પાઠ વડે સુખસાતા પૂછી "અબ્ભુટ્ઠિઓ" ખમાવવો

**ઇતિ પૌષધવ્રતધારી શ્રાવકને ઉઘાડા પોરસીનો વિધિ**

---

## પૌષધવ્રતધારી શ્રાવકને
## લઘુનીતિ કરવા જવાનો વિધિ

પૌષધવ્રતધારીને જો લઘુનીતિ કરવા જવુ હોય તો પ્રથમ ધોતીયુ બદલવુ અને કામળીનો કાળ હોય તો કામળી ઓઢવી પછી અચિત્ત જલનો લોટો લઇને પૌષધશાળાની બહાર જ્યા લઘુનીતિ કરવાનુ મકાન હોય ત્યા આવી માત્રુ કરવું પછી જલથી શરીરને શુદ્ધ કરીને લઘુનીતિ પરઠવવા જતા બહાર નીકળતી વખતે મનમા કહેવુ કે "આવસ્સહી" પછી જીવાત વિનાની જગ્યા દૃષ્ટિથી જોઇને "અણુજાણહ જસ્સુગ્ગહો" એમ મનમા કહી પછી થોડુ થોડુ પરઠવવુ પછી ત્રણ વાર "વોસિરે" કહેવુ પછી પાછા પૌષધશાળામા પેસતા "નિસીહી" મનમા કહેવુ (લઘુનીતિ કરતા, તથા લઘુનીતિની કુંડી જ્યાસુધી હાથમા હોય ત્યાસુધી મોઢે મોઢે કઇ પણ શબ્દ બોલવો નહિ બોલવાથી જ્ઞાનાવરણીય કર્મનો બંધ થાય છે માટે જે અવશ્ય કહેવાનુ છે, તે મનમા જ કહેવુ)

પછી લઘુનીતિની કુંડી યતનાપૂર્વક યોગ્ય સ્થાનકે જલથી સાફ કરીને મૂકવી, તથા હાથ પણ જલથી ધોઇ સાફ કરવા પછી માત્રુ કરવા જવાનું ધોતિઉં બદલીને પૌષધમાં પહેરવાનું ધોતિઉં પહેરી સ્થાપનાજી સન્મુખ આવીને એક ખમા૦ દઇને આદેશ માગી, ઇરિયાવહિ પડિક્કમવી.

## ઇતિ લઘુનીતિ જવાનો વિધિ:

---

## શ્રી પૌષધવ્રતધારી શ્રાવકને સ્થંડિલ જવાનો વિધિ.

પૌષધ લીધા પછી કદાચ જો સ્થંડિલ જવું પડે તો ધોતીઉં બદલાવીને જો કામળીનો વખત હોય તો ઉનનું વસ્ત્ર એટલે કામળી ઓઢીને જવું, સાથે ડાબી કાખમાં ચરવલો રાખવો, અચિત્ત જલનો લોટો ભરી લેવો, માર્ગમાં ચાલતાં ઇર્યાસમિતિથી ચાલવું, અવ્રતી સાથે બોલવું નહિ, કદી કારણે બોલવું પડે તો ઉભીને જયણાથી બોલવું, ઉઘાડે મુખે બોલવું નહિ. કદી રાત્રે જરૂર પડે તો સાથે દંડાસણ લઇને જવું. રાત્રે પૌષધશાલાથી એકસો હાથ ઉપરાંત જાવું નહિ. પૌષધશાલામાંથી નીકલતી વખતે "**આવસ્સહિ**" એમ કહેવું. જીવાત વિનાની જગામાં '**અણુજાણહ જસ્સુગ્ગહો**' કહીને સ્થંડિલ બેસવું, વડીનીતિની આ બાધા ટલ્યા પછી શરીર જળથી શુદ્ધ કરવું. પછી ઉઠતી વખતે "**વોસિરે**" એમ ત્રણવાર કહેવું. પછી પૌપધશાલાએ પેસતાં "**નિસીહિ**" એમ એકવાર કહીને પેસવું. પછી જલથી હાથપગ ધોઇને શુદ્ધ કરવા. પછી વડીનીતિનું ધોતિઉં બદલાવી પૌષધમાં પહેરવાનું ધોતિઉં પહેરવું. પાસે આવીને કટાસણા ઉપર ઉભી એક ખમાસમણ દેઈ આદેશ માગી ઇરિયાવહિ પડિક્કમવી. પછી ઉભા થકાં જ ગમણાગમણનો પાઠ કહેવો. પછી યતનાથી બેસી સ્વાધ્યાય કરવો.

## ઇતિ સ્થંડિલ વિધિ.

## પૌષધ લીધા પછી પડિલેહણ કરીને દેવવંદન કરવું.

પછી જ્યાં ગુરુ મહારાજ વ્યાખ્યાન વાંચતા હોય ત્યાં જઈ વ્યાખ્યાન સાંભળવું, જિનચૈત્યોમાં જઈ ત્યાં પ્રથમની પેઠે દેવવંદન કરવું, જ્યાં જ્યાં મુનિરાજ બિરાજતા હોય ત્યાં ત્યાં જઈ ગુરુવંદન કરવું, જો છતી શક્તિયે પ્રમાદથી દેવવંદન અથવા ગુરુવંદન કરવા ન જાય તો તેને આલોયણ આવે મધ્યાહ્ન દેવવંદન તો અવશ્ય કરવું, તે દેવવંદનનો વિધિ પ્રથમની પેઠે જ જાણવો મધ્યાહ્નના દેવવંદન કર્યા પછી જો તિવિહાર ઉપવાસ હોય તો પચ્ચક્ખાણ પારીને પાણી વાપરવું મધ્યાહ્નના દેવ વાંદ્યા સિવાય પચ્ચક્ખાણ પારી શકાય નહીં, હવે તે પચ્ચક્ખાણ પારવાનો વિધિ નીચે પ્રમાણે છે

## પૌષધવ્રતધારીને પચ્ચક્ખાણ પારવાનો વિધિ.

પ્રથમ એક **ખમા૦** દેઇ ઉભા થઈ આદેશ માગી **ઇરિયાવહી** પડિક્કમીને **એક લોગસ્સનો કાઉસ્સગ્ગ** કરવો પછી ત્રણ **ખમા૦** દઈ હેઠા બેસી ચૈત્યવંદનનો આદેશ માગી પછી "**ચૈત્યવંદન**" "**જંકિંચિ નામ**" "**નમુત્થુણં**" પછી "**જાવંતિ**" તથા "**જાવંત કે૦**" કહીને કહે કે "**ઇચ્છાકા૦ સ૦ ભ૦ સ્તવન ભણું**" એમ કહી એક નવકાર ગણી "**ઉવસગ્ગહર**" કહેવું પછી "**જય વીયરાય**" કહેવા પછી એક **ખમા૦** દેઇ ઉભડક આગને બેસી કહેવું કે "**ઇચ્છા૦ સ૦ ભ૦ પચ્ચક્ખાણ પારવા છેડા પડિલેહણ કરૂ**" એમ આદેશ માગ્યા પછી ઉત્તરાસંગના છેડાની પચાસ બોલવડે પડિલેહણા કરવી પછી એક **ખમા૦** દેઇ, ઉભડક આસને હેઠા બેસીને જમણા હાથની મુઠી વાળી કટાસણા ઉપર સ્થાપીને કહેવું કે "**ઇચ્છાકા૦ સ૦ ભ૦ પચ્ચક્ખાણ પારૂં**" એમ આદેશ માગીને, એક નવકાર કહી કહેવું કે "**તિવિહાર ઉપવાસ પચ્ચક્ખાણ કર્યું પાણહાર નમુક્કારસહિઅ પોરિસિ સાડ્ઢપોરિસિં પુરિમડ્ઢ મુટ્ઠિસહિઅ પચ્ચક્ખાણ ચોવિહાર**"

## પૌષધવ્રતધારીને ત્રીજા પોહોરનો પડિલેહણ વિધિ:.

પ્રથમ એક ખમા૦ દેઇ, ઉભા થઇ કહે કે "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ પડિપુન્ના પોરિસી પ૦ સંદિસાહું**" ત્યારે ગુરુ કહે "**સંદિસાવેહ,**" ત્યારે શિષ્ય કહે "ઇચ્છં," કહી વલી એક ખમા૦ દેઇ ઉભા થઈ કહે કે "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ પડિપુન્ના પોરિસી પ૦ કરૂં,**" ત્યારે ગુરુ કહે "**કરેહ,**" ત્યારે શિષ્ય "ઇચ્છં" કહી ઇરિયાવહિ પડિક્કમી પછી ગમણાગમણનો પાઠ કહેવો. પછી એક ખમા૦ દેઈ ઉભડક આસને હેઠા બેસી કહે કે "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ પડિપુન્ના પોરિસી છેડા પડિલેહું,**" "ઇચ્છં" કહીને પચાસ બોલ વડે છેડાની પડિલેહણ કરવી. એવી રીતે છેડાની પડિલેહણથી માંડીને છેવટ ગુરુપડિલેહણ સુધી પ્રભાતની પડિલેહણ પ્રમાણે જ જાણવું (તિવિહાર ઉપવાસવાલાએ છેડાની પડિલેહણ કરવી. ચૌવિહાર ઉપવાસવાલાએ ન કરવી, આયંબિલ, નીવી કે એકાસણું જેણે કર્યું હોય, તેણે છેડાપડિલેહણ કર્યા પછી બે વાંદણાં દેવા. જો પાણી ન વાપરવું હોય તો "દિવસચરિમં" નું પચ્ચક્ખાણ લેવું. કદાચ પાણી વાપરવું હોય તો ગંઠસીનું પચ્ચક્ખાણ લેવું. પાણી પીવા વખતે ત્રણ નવકાર ગણીને પીવું.) પછી બાકીની ઉપધિ પડિલેહવાનો આદેશ માંગવાથી માંડીને છેક અવિધિ આશાતનાના મિચ્છામિ દુક્કડં સુધીનો વિધિ પ્રભાતના પડિલેહણ પ્રમાણે જાણી લેવો, તેમાં એટલું વિશેષ કે સજ્ઝાયને ઠેકાણે "**ધમ્મો મંગલ**" ની સજ્ઝાય કહેવી.

### ઇતિ ત્રીજા પોહોરનો પડિલેહણનો વિધિ:.

---

ત્રીજા પહોરની પડિલેહણ કર્યા પછી ચાલતાં સુધી પાણી ન વપરાય તો સારૂં. વાપરવું પડે તો આસન ઉપર બેસી ત્રણ નવકાર

ગણી ગરમીનું પચ્ચક્ખાણ પારીને પાણી વાપરવું અને પછી પાણી ન પીવું હોય તો તે વખતે જ "દિવસચરિમં" નું પચ્ચક્ખાણ કરી લેવું

## પૌષધ પારવાનો વિધિ.

ઇરિયાવહી પડિક્કમીને પછી પૌષધ પારવો, તે પૌષધવ્રત પારવાનો વિધિ સામાયિક પારવાના વિધિ પ્રમાણે જ જાણવો પણ તેમાં એટલું વિશેષ છે કે-જ્યાં જ્યાં સામાયિક પારવાના આદેશ મંગાય છે, તેને બદલે "પૌષધ સામાયિક" એ શબ્દ કહેવો પરંતુ પ્રથમ નીચે પ્રમાણે ગાથા ૩ કહેવી—

## પૌષધવ્રત પારવાની ત્રણ ગાથા.

સાગરચંદો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો,
જેસિં પોસહ-પડિમા, અખંડિયા જીવિયંતે વિ. ૧
ધન્ના સલાહણિજ્જા, સુલસા-આણંદ-કામદેવા ય,
જેસિં પસંસઇ ભયવં, દઢવયત્તં મહાવીરો. ૨
પોસહ સામાઇય સં-ઠિયસ્સ જીવસ્સ જાઇ જો કાલો,
સો સફલો બોધવ્વો, સેસો સંસાર-ફલ-હેઉ. ૩

એ પ્રમાણે ત્રણ ગાથા કહીને પછી "જં જં મણેણ બદ્ધં" એ આદિ સંપૂર્ણ પાઠ કહેવો, અને પછી યતનાથી ઉઠવું

ઇતિ પૌષધ પારવાનો વિધિ.

---

## રાત્રિના ચાર પોહોરનો પૌષધ કરવાનો વિધિ.

રાત્રિ પૌષધ કરનારે દિવસે વહેલા આવવું, કેમકે પૌષધ લીધા પછી પડિલેહણ કરવી જોઇએ, તથા દેવ વાંદવા જોઇએ, રાત્રિનો પૌષધ લેવાનો વિધિ દિવસના પૌષધ લેવાના વિધિ પ્રમાણે જ જાણવો,

પરંતુ તેમાં એટલું વિશેષ છે કે 'કરેમિભંતે' નો પાઠ ઉચ્ચારતાં, તેમાં જે ઠેકાણે "**દિવસં પજ્જુવાસામિ**" એવો પાઠ આવે છે, ત્યાં તેને બદલે "**જાવ સેસં દિવસં રત્તં પજ્જુવાસામિ**" એમ પાઠ કહેવો. પછી ત્રીજા પોહોરની પડિલેહણની વિધિ પ્રમાણે પડિલેહણ કરવી, પછી દેવ વાંદવા. પ્રતિક્રમણ કરતા પહેલાં નીચે મુજબ ચોવીશ માંડલા કરવા તે આ પ્રમાણે—

## ચોવીશ માંડલાની વિધિ

**આઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે ૧**
**આઘાડે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ૨**
**આઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ૩** (૧)

**આઘાડે આસન્ને પાસવણે અણહિયાસે ૧**
**આઘાડે મજ્ઝે પાસવણે અણહિયાસે ૨**
**આઘાડે દૂરે પાસવણે અણહિયાસે ૩** (૨)

**આઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે ૧**
**આઘાડે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અહિયાસે ૨**
**આઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે ૩** (૩)

**આઘાડે આસન્ને પાસવણે અહિયાસે ૧**
**આઘાડે મજ્ઝે પાસવણે અહિયાસે ૨**
**આઘાડે દૂરે પાસવણે અહિયાસે ૩** (૪)

**અણાઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે ૧**
**અણાઘાડે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ૨**
**અણાઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે ૩** (૫)

**અણાઘાડે આસન્ને પાસવણે અણહિયાસે ૧**
**અણાઘાડે મજ્ઝે પાસવણે અણહિયાસે ૨**
**અણાઘાડે દૂરે પાસવણે અણહિયાસે ૩** (૬)

અણાઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે ૧
અણાઘાડે મજ્ઝે ઉચ્ચારે પાસવણે અહિયાસે ૨
અણાઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે ૩ (૭)

અણાઘાડે આસન્ને પાસવણે અહિયાસે ૧
અણાઘાડે મજ્ઝે પાસવણે અહિયાસે ૨
અણાઘાડે દૂરે પાસવણે અહિયાસે ૩ (૮)

## શ્રી રાઇ સંથારા પોરસી ભણાવવાનો વિધિ.

રાત્રિનો અથવા અહોરાત્રિનો પૌષધ કરવાવાલાએ પ્રતિક્રમણ કર્યાં બાદ ભણવું, ગણવું તથા સ્વાધ્યાય કરવો, તથા નવકારવાળી ગણવી, પરંતુ નિદ્રા–પ્રમાદ કરવો નહિ બાદ સ્થાપનાચાર્યજીની સન્મુખ રહીને, કટાસણા ઉપર ઉભી એક **ખમા૦** દેઇ ઉભા થઇ કહે કે **ઈચ્છાકા૦ સં૦ ભ૦ બહુ પડિપુન્ના પોરિસી રાઇય સંથારાએ ઠાએમિ** " એમ આદેશ માગીને યતનાપૂર્વક સંથારો કરવાની ભૂમિને દંડાસણથી પ્રમાર્જીને ત્યાં સંથારો કરવો પછી સંથારા ઉપર ઉભીને, એક **ખમા૦** દેઇ, ઊભા થઇ આદેશ માગીને ઇરિયાવહિ પડિક્કમીને **ગમણાગમણે**નો પાઠ કહી આદેશ માગીને હેઠા બેસી વડીલો નીચે જણાવ્યા મુજબ " **ચઉક્કસાય** " નું ચૈત્યવંદન કહે

## શ્રી ચઉક્કસાય ચૈત્યવંદન.

**ચઉક્કસાયપડિમલ્લુલ્લૂરણુ, દુજ્જયમયણબાણમુસુમૂરણુ,**
**સરસપિઅંગુવન્નુ ગયગામિઉ જયઉ પાસુ ભુવણત્તયસામિઉ ૧**
**જસુ તણુકંતિકડપ્પસિણિદ્ધઉ, સોહઇ ફણિમણિકિરણાલિદ્ધઉ,**
**નં નવજલહરતડિલ્લયલંછિઉ, સો જિણુ પાસુ પયચ્છઉ વંછિઉ ૨**

વિધિ —પછી " **જંકિંચિ** " તથા " **નમુત્થુણં** " તથા " **જાવંતિ** " અને " **જાવંત કે૦** " કહ્યા પછી કહેવું કે " **ઇચ્છાકા૦**

**સં૦ ભ૦ સ્તવન ભણું** " એમ કહી "**ઉવસગ્ગહરં**" તથા "**જય વીયરાય**" કહેવા. પછી આદેશ માગી ઉભડક આસને બેસી બહુ પડિપુન્ના પોરિસિ રાઇસંથારા છેડા પડિલેહણ કરીને પછી એક "**નવકાર**" તથા એક "**કરેમિ ભંતે**"નો પાઠ ત્રણ વખત કહેવો. પછી "**ઇચ્છાકા૦ સં૦ ભ૦ રાઈ સંથારા પાઠ ભણુ**" એમ આદેશ માગી નીચે પ્રમાણે રાઇય સંથારા ભણાવવાની વીસ ગાથા કહેવી.

## શ્રી રાઇય સંથારા પોરિસીની વીશ ગાથા.

**આસિજ્જ આસિજ્જ આસિજ્જ નિસીહી નિસીહી,**
**નિસીહી નમો ખમાસમણાણં ગોયમાઇણં મહામુણીણં,**
**અણુજાણહ જિટ્ઠિજ્જા, અણુજાણહ પરમગુરૂ, ગુરૂગુણરયણેહિં**
**મંડિઅસરીરા બહુપડિપુન્ના પોરિસી, રાઇય સંથારએ ઠામિ ૧.**
**અણુજાણહ સંથારં, બાહુવહાણેણ વામપાસેણં;**
**કુક્કુડિ પાયપસારણ, અતરંત પમજ્જએ ભૂમિં. ૨.**
**સંકોઇઅ સંડાસા, ઉવટ્ટંતે ય કાયપડિલેહા;**
**દવ્વાઇ-ઉવઓગં, ઉસાસ-નિરૂંભણા-લોએ. ૩.**
**જઇ મે હુજ્જ પમાઓ, ઇમસ્સ દેહસ્સિમાઇ રયણીએ;**
**આહારમુવહિદેહં, સવ્વં તિવિહેણ વોસિરિઅં. ૪.**
**પાણાઇવાયમલિયં, ચોરિક્કં મેહુણં દવિણમુચ્છં;**
**કોહં માણં માયં, લોહં પિજ્જં તહા દોસં. ૫.**
**કલહં અબ્ભક્ખાણં, પેસુન્નં રઇ-અરઈ-સમાઉત્તં;**
**પરપરિવાયં માયા-મોસં મિચ્છત્તસલ્લં ચ. ૬.**
**વોસિરસુ ઇમાઇં, મુક્ખમગ્ગ-સંસગ્ગ-વિગ્ઘભૂઆઇં;**
**દુગ્ગઇ-નિબંધણાઇં, અટ્ઠારસ પાવટ્ઠાણાઇં. ૭.**
**એગોહં નત્થિ મે કોઇ, નાહમન્નસ્સ કસ્સઇ;**
**એવં અદીણમણસો, અપ્પાણમણુસાસઇ. ૮.**

એગો મે સાસઓ અપ્પા, નાણદંસણસંજુઓ;
સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગલક્ખણા. ૯.
સંજોગમૂલા જીવેણ, પત્તા દુક્ખપરંપરા;
તમ્હા સંજોગસંબંધ, સવ્વ તિવિહેણ વોસિરિઅ. ૧૦.
અરિહંતો મહદ્દેવો, જાવજ્જીવ સુસાહુણો ગુરૂણો;
જિણપન્નત્ત તત્ત, ઈય સમ્મત્ત મએ ગહિય. ૧૧.
ચત્તારિ મંગલં, અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં,
સાહૂ મંગલં, કેવલિ-પન્નત્તો ધમ્મો મંગલં. ૧૨.
ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા,
સાહૂ લોગુત્તમા, કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો. ૧૩.
ચત્તારિ સરણં પવજ્જામિ, અરિહંતે સરણં પવજ્જામિ;
સિદ્ધે સરણં પવજ્જામિ, સાહૂ સરણં પવજ્જામિ.
કેવલિપન્નત્ત ધમ્મ સરણં પવજ્જામિ. ૧૪.
ચઉરંગો જિણધમ્મો, ન કઓ ચઉરંગસરણમવિ ન કય,
ચઉરંગો ભવચ્છેઓ, ન કઓ હા હારિઓ જમ્મો. ૧૫.
અરિહંત-સિદ્ધ-સાહૂ, કેવલિ-કહિઓ સુહાવહો ધમ્મો;
એએ ચઉરો ચઉ ગઈ, હરણા સરણ લહઇ ધન્નો. ૧૬.
એગો વચ્ચઇ જીવો, એગો ચેવુવવજ્જઈ,
એગસ્સ હોઇ મરણ, એગો સિજ્ઝઇ નીરઓ. ૧૭.
જં જં મણેણ બદ્ધ, જં જં વાયાએ ભાસિય પાવ,
કાએણવિ દુક્કય, મિચ્છા મિ દુક્કડ તસ્સ. ૧૮.
સવ્વે જીવા કમ્મવસ, ચઉદહ રજ્જ ભમંત,
તે મે સવ્વ ખમાવિયા, મુજ્ઝવિ તે ખમંત. ૧૯.
ખમિ ખમાવી મે ખમી, છવ્વિહ જીવ નિકાય;
શુદ્ધ મને આલોવતાં, મુઝ મન વેર ન થાય. ૨૦.
ઈતિ રાઇઅ સંથારા પોરિસી ભણાવવાની વીશ ગાથાઓ.

**વિધિ:**—પછી મનમાં સાત નવકાર કહેવા. પછી ધર્મ-ધ્યાન ચિંતવવું. અને પ્રથમ પૂર્વ દિશા સન્મુખ સંથારા ઉપર ઉભીને કહે કે "**કર્મનિર્જરાનિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં. અન્નત્થ૦**" કહીને "**ચંદેસુ નિમ્મલયરા**" સુધી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી કાઉસ્સગ્ગ પારીને પ્રગટ લોગસ્સ કહેવો. એ પ્રમાણે એકેક પહોર એકેકી દિશાયે બાર બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. કદી તેમ ન બની શકે તો પૂર્વ અને દક્ષિણ બે દિશાયે કાઉસ્સગ્ગ કરવા. અને પશ્ચિમ તથા ઉત્તર બે દિશાના રાઇય પ્રતિક્રમણ કર્યા પહેલાં કરી લેવા. જો નિદ્રા પીડા કરતી હોય તો કરેલ સંથારાને ચરવલાથી પુંજીને શયન કરવું. શયન કરતી વખતે ડાબે પડખે ડાબી ભૂજા મસ્તક નીચે રાખીને સુવું. ચરવલો પોતાથી દૂર ન મૂકવો. સુવાની વિશેષ વિધિ ઉપર લખેલ ગાથાઓથી અથવા ગુરુમુખથી જાણી લેવી. નચિંતપણે નિદ્રા ન કરવી. શ્વાનવત્ નિદ્રાની પીડા ટાલવી. લઘુનીતિ કરતા જે ધોતીઉં પહેરવાનું છે, તે પહેરી શયન કરવું, કટાસણું તથા ઉત્તરાસંગ એ બન્ને નજીક રાખવાં. નિદ્રામાંથી ઉઠતા વિચારવું કે હું કોણ છું? ક્યાં સૂતો છું? શું વ્રતમાં છું? ઇત્યાદિ વિચારવું.

**ઇતિ રાઇય સંથારા ભણાવવાનો વિધિ:**

---

## સામાયિકમાં બત્રીશ દોષ.

### [ પ્રથમ મનના ૧૦ દોષ ]

૧ સામાયિકની શૈલી સમજ્યા વિના સામાયિક કરે તે દોષ.

૨ સામાયિક કરીને યશકીર્તિની વાંછા રાખે તે દોષ.

૩ સામાયિકના પસાયથી ધનની વાંછા કરે તે દોષ.

૪ સામાયિક કર્યાનો ગર્વ કરે તે દોષ
૫ લોકનિંદાના ભયથી સામાયિક કરે તે દોષ
૬ સામાયિક કરીને ધનાદિક પામવાનું નિયાણું કરે તે દોષ
૭ સામાયિકના ફલનો સંદેહ કરે તે દોષ
૮ કષાય સહિત મનથી સામાયિક કરે તે દોષ
૯ સામાયિકમાં ગુરુનો તથા સ્થાપનાચાર્યનો વિનય ન સાચવે તે દોષ
૧૦ ભક્તિભાવપૂર્વક સામાયિક ન કરે તે દોષ

ઇતિ મનના દશ દોષ.

---

## [ વચનના દશ દોષ. ]

૧ સામાયિકમાં અપશબ્દ બોલવો તે દોષ
૨ ઉપયોગ વિના અણવિચાર્યું બોલે તે દોષ
૩ સામાયિકમાં કોઈની ઉપર ખોટું આળ મૂકે તે દોષ
૪ સામાયિકમાં શાસ્ત્રની અપેક્ષા વિના સ્વચ્છંદે બોલે તે દોષ
૫ સૂત્રપાઠના વચનો સંક્ષેપે કરીને બોલે તે દોષ
૬ સામાયિકમાં કોઈ સાથે કલહ કરે તે દોષ
૭ સામાયિકમાં ચાર પ્રકારની વિકથા કરે તે દોષ
૮ સામાયિકમાં કોઈની હાંસી-મશ્કરી કરે તે દોષ
૯ સામાયિકમાં સૂત્રપાઠનો ઉચ્ચાર અશુદ્ધ કરે તે દોષ
૧૦ સામાયિકમાં સૂત્રપાઠ ઉતાવળો બોલે તે દોષ

ઇતિ વચનના દશ દોષ.

## [ કાયાના બાર દોષ. ]

૧ સામાયિકમાં પગ ઉપર પગ ચઢાવીને બેસે, તથા ઉચે આસને બેસે તે દોષ.

૨ સામાયિકમાં પુંજ્યા વિના વારંવાર આસન ફેરવે, તથા ચપલતાપણું રાખે તે દોષ.

૩ સામાયિકમાં ચપલ દૃષ્ટિથી જુએ તે દોષ.

૪ સામાયિકમાં કાયાથી કાંઈ પણ સાવદ્ય ક્રિયાની સંજ્ઞા કરે તે દોષ.

૫ સામાયિકમાં થાંભલા આદિકને ઊઠીંગણુ દેઈને બેસે તે દોષ.

૬ સામાયિકમાં વિના કારણે હાથ-પગ સંકોચે અને પગ પસારે તે દોષ.

૭ સામાયિકમાં આલસ મરડે, તથા કમરને વાંકી ચુંકી કર્યા કરે તે દોષ.

૮ સામાયિકમાં આંગળી પ્રમુખના ટચાકા ફોડે તે દોષ.

૯ સામાયિકમાં પુંજ્યા વિના ખરજ કરે તે દોષ.

૧૦ સામાયિકમાં હાથનો ટેકો દઈને બેસે, તથા ગાલે હાથ દઈને બેસે તે દોષ.

૧૧ સામાયિકમાં બેઠા બેઠા નિદ્રા કરે તથા ઝોકા ખાય તે દોષ.

૧૨ સામાયિકમાં આખું શરીર ઢાંકી બેસે તે દોષ.

એમ સર્વ મલી બત્રીસ દોષ સામાયિકના કહ્યા. સામાયિકમાં તેમજ પોસહમાં તે સર્વ દોષને ટાળવાનો ખપ કરવો.

**ઇતિ પૌષધવ્રત લેવા-પાળવા વગેરેની વિધિઃ**

## શ્રાવકોને દેશાવગાશિક કરવાનો વિધિ:

**દેશાવગાશિકનું સ્વરૂપ** સર્વ વ્રતનો નિયમ સંક્ષેપ કરી સંવરભાવમાં વર્તવું તેને દેશાવગાશિક કહીએ હવે જેમ શ્રાવકો એવડી કાળવાળા નવમા સામાયિકવ્રતને તથા ચાર પહોર અથવા આઠ પહોરના કાળવાળા અગિયારમા પૌષધવ્રતને કરે છે, તેમજ આ દશમું દેશાવગાશિકવ્રત બે ઘડીના કાળથી માંડી જેટલી ઘડીનો કાળ ધારે ત્યાંસુધી શ્રાવકોએ કરવું તેમાં ૭ ઘડીના કાળથી ઓછું નહીં જ કરવું એવી હાલ આચાર્યોની મર્યાદા છે એ દેશાવગાશિકવ્રત લીધા પછી સામાયિકની પેઠે સંવરભાવમાં રહી સ્વાધ્યાય વગેરે કરવું અને જો દેશાવગાશિકવ્રત લીધા પછી લઘુનીતિ અથવા વડીનીતિ જવું હોય તો "પોસહની વિધિ" માં છે તે પ્રમાણે લઘુનીતિ તથા વડીનીતિની વિધિ કહેલ છે, તે પ્રમાણે જવું તેમાં આટલું વિશેષ-જે ક્ષેત્રની મર્યાદા કરેલ હોય તેની અંદર જવું તે ઉપરાંત જવું નહિ હવે પ્રથમ સામાયિક લેવાની વિધિ-પ્રમાણે "કરેમિ ભંતે" ના પાઠ સુધી વિધિ જાણવી તેમાં એટલું વિશેષ કે-જ્યાં જ્યાં સામાયિક શબ્દ આવે ત્યાં ત્યાં **દેશાવગાશિક** શબ્દ કહેવો તથા દ્રવ્ય-ક્ષેત્રાદિ ધારવી વખતે (દેશાવગાશિકવ્રતમાં જોઈતા ઉપકરણો ધારવા તથા સ્થંડિલ-માત્રા માટે જગ્યા તથા દિશાઓ તથા પાણી કળીચૂનો વગેરે તથા પીવા માટે પાણી વગેરે અવશ્ય જોઈતી ચીજો ધારવી દેરાસર કે ગુરુવંદન કરવા જવું હોય તો દિશાઓ ધારવાની જરૂર નથી ) ત્યાં સામાયિક લેવામાં "કરેમિ ભંતે" નું પચ્ચક્ખાણ લેવાનું આવે છે, ત્યાં તેને બદલે ગુરુ આદિકના મુખથી નીચે પ્રમાણે "દેશાવગાશિક" નું પચ્ચક્ખાણ લેવું

## શ્રી દેશાવગાશિકનું પચ્ચક્ખાણ

**દેશાવગાસિયં** **અહન્ન ભંતે તુમ્હાણં સમીવે દેસાવગાસિયં પચ્ચક્ખામિ, તં જહા-દવ્વઓ, ખિત્તઓ, કાલઓ ભાવઓ,**

**દવ્વઓ ણં દેસાવગાસિયં ખિત્તઓ ણં ઇત્થં વા અન્નત્થં વા, કાલઓ ણં મુહુત્તં પરિમાણં જાવ ધારણાપમાણં પજ્જુવાસામિ, ભાવઓ ણં જાવ ગહેણં ન ગહિજ્જામિ, જાવ છલેણં ન છલિજ્જામિ, અન્નેણ કેણ રોગાયંકેણ વા પરિણામં ન પરિવડઇ, તાવ મે અભિગ્ગહો. અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ. ૧.**

**વિધિઃ**–એ પ્રમાણે દેશાવગાશિકવ્રતનું પચ્ચક્ખાણ લીધા પછી એક ખમાસમણ દઇ ઉભા થઇ કહે કે– "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેશાવગાસિક સામાયિક સંદિસાહું**" ત્યારે ગુરુ કહે–"**સંદિસાવેહ**" ત્યારે શિષ્ય કહે–"**ઇચ્છં**" એમ કહી વળી એક ખમાસમણ દઇ ઉભા થઇ કહે કે–"**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેસાવગાસિક સામાયિક ઠાવા ત્રણ નવકાર ગણું**" ત્યારે ગુરુ કહે–"**ગણેહ**" ત્યારે શિષ્ય કહે "**ઇચ્છં**" એમ કહી હેઠા બેસી પાથરણા ઉપર જમણો હાથ થાપીને ત્રણ નવકાર મનમાં ગણવા. પછી ઉભા થઇ એક નવકાર મનમાં ગણી ઉભા થકાં જ કહે કે–"**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પસાઓ કરી દેશાવગાશિકવ્રત ઉચ્ચરાવોજી**" ત્યારે ગુરુ કહે–"**ઉચ્ચરાવેમિ**" ત્યારે શિષ્ય કહે–"**ઇચ્છં**" પછી ગુરુ આદિકના મુખથી "દેશાવગાશિક સામાયિકવ્રત"નું પચ્ચક્ખાણ નીચે પ્રમાણે લેવું.

## દેશાવગાશિક સામાયિકવ્રતનું પચ્ચક્ખાણ

**કરેમિ ભંતે સામાઇયં, સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવ દેસાવગાસિઅં પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં, મણેણં વાયાએ કાએણં, ન કરેમિ ન કારવેમિ, તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.**

વિધિ —એ પ્રમાણે પચ્ચક્ખાણ લીધા પછી એક ખમાસમણ દઈ ઉભા થઇ કહે—"ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! બેસણે સદિસાહુ'" ગુરુ કહે "સદિસાવેહ" ત્યારે શિષ્ય કહે—"ઇચ્છ" વળી એક ખમાસમણ દઇ ઉભા થઇ કહે કે—"ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! બેસણે ઠાઉં" ત્યારે ગુરુ કહે "ઠાવેહ" ત્યારે શિષ્ય કહે—"ઇચ્છ" વળી એક ખમાસમણ દઈ ઉભા થઇ કહે કે "ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! સજ્ઝાય સદિસાહુ" ત્યારે ગુરુ કહે "સદિસાવેહ" ત્યારે શિષ્ય કહે—"ઇચ્છ" વળી એક ખમાસમણ દઇ ઉભા થઇ કહે કે—"ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! સજ્ઝાય કરું" ત્યારે ગુરુ કહે "કરેહ" ત્યારે શિષ્ય કહે "ઇચ્છ" એમ કહી નીચે બેસી ત્રણ નવકાર ગણીને અવસરમાનમા સ્વાધ્યાય વગેરે કરવુ પછી જ્યારે દેશાવગાસિકવ્રત સપૂર્ણ થાય ત્યારે સામાયિક પારવાની વિધિ મુજબ પારવુ તેમા આટલુ વિશેષ કે જ્યા સામાયિક શબ્દ આવે ત્યા દેશાવગાસિક શબ્દ કહેવો.

ઇતિ દેશાવગાસિકવ્રતની વિધિ સપૂર્ણ.



# દશ પચ્ચક્ખાણ.

---

## પ્રથમ નમુક્કારસહિયંનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિયં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહં પિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં વોસિરઇ.

## બીજું પોરિસિ–સાડ્ઢપોરિસિનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ પોરિસિં સાડ્ઢપોરિસિં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ.

## ત્રીજું પુરિમડ્ઢનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ.

## ચોથું એકાસણાનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅં પોરિસિં સાડ્ઢપોરિસિં પુરિમડ્ઢં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં

ખાઈમ સાઇમ અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં એકાસણં પચ્ચક્ખાઇ, તિવિહં પિ આહાર અસણં ખાઈમ સાઇમ અન્નત્થણાભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં આઉંટણપસારેણં ગુરુઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા વોસિરઇ.

## પાંચમું એકલઠાણાનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅ પોરિસિ સાડ્ઢપોરિસિ પુરિમડ્ઢ પચ્ચક્ખાઇ, ચઉવ્વિહં પિ આહાર અસણં પાણં ખાઇમ સાઇમ અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં એકલઠાણં પચ્ચક્ખાઇ, તિવિહં પિ આહાર, અસણં ખાઈમ સાઇમ અન્નત્થણાભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં ગુરુઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા વોસિરઈ.

## છઠ્ઠું વિગઈ–નિવિગઇનું પચ્ચક્ખાણ.

વિગઇઓ નિવિગઈઅ પચ્ચક્ખાઇ, અન્નત્થણાભોગેણં મહસાગારેણં લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં ઊક્ખિત્તવિવેગેણં પડુચ્ચમક્ખિએણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં ( ઉષ્ણ પાણી પીનારાએ "પાણસ્સ લેવેણ વા૦" આદિ છ આગારો કહેવા ) વોસિરઇ. ૬

## છઠ્ઠું નિવિગઇનું એકાસણા સહિત પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅં પોરિસિં સાડ્ઢપોરિસિં પુરિમડ્ઢં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિ-આગારેણં નિવિગઇ એકાસણં પચ્ચક્ખાઇ, તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં ઉક્ખિત્તવિવેગેણં પડુચ્ચમક્ખિ-એણં સાગારિઆગારેણં, આઉંટણપસારેણં, ગુરુઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆ-ગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા વોસિરઇ.

## સાતસું આયંબિલનું એકાસણાના આગાર સહિત પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅં પોરિસિં સાડ્ઢપોરિસિં પુરિમડ્ઢં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઇમં સાઇમં, અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્ન-કાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમા-હિવત્તિયાગારેણં આયંબિલં એગાસણં પચ્ચક્ખાઇ, તિવિહંપિ આહારં, અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસા-ગારેણં લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં ઉક્ખિત્તવિવેગેણં સાગારિ-આગારેણં, આઉંટણપસારેણં, ગુરુઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિ-આગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા વોસિરઈ.

## આઠમું ચઉવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ, ચઉવ્વિહ પિ આહાર અસણ પાણ ખાઇમ સાઇમ અન્નત્થણાભોગેણ સહસાગારેણ પારિટ્ઠાવણિઆગારેણ મહત્તરાગારેણ સવ્વસમાહિવત્તિઆગારેણ વોસિરઇ.

## આઠમું તિવિહાર ઉપવાસનુ પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ, તિવિહ પિ આહાર અસણ ખાઇમ સાઇમ અન્નત્થણાભોગેણ સહસાગારેણ પારિટ્ઠાવણિઆગારેણ મહત્તરાગારેણ સવ્વસમાહિવત્તિઆગારેણ પાણહાર નમુક્કારસહિઅ પોરિસિ સાડ્ઢપોરિસિ પુરિમડ્ઢ પચ્ચક્ખાઇ. ચઉવ્વિહ પિ આહાર, અસણ, પાણ, ખાઇમ, સાઇમ, અન્નત્થણાભોગેણ સહસાગારેણ પચ્છન્નકાલેણ દિસામોહેણ સાહુવયણેણ મહત્તરાગારેણ સવ્વસમાહિવત્તિઆગારેણ પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા વોસિરઇ.

## આઠમું ચઉત્થ છટ્ઠ ભત્તાદિકનુ પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ ચઉત્થભત્ત અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ, સૂરે ઉગ્ગએ છટ્ઠભત્ત અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ૦ સૂરે ઉગ્ગએ અટ્ઠમભત્ત અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ૦ સૂરે ઉગ્ગએ દસમભત્ત અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ૦ સૂરે ઉગ્ગએ બારસભત્ત અભત્તટ્ઠ પચ્ચક્ખાઇ૦ ઈત્યાદિ પ્રકારે આગાર સહિત કહેવુ.

## નવમુ રાત્રે ચઉવિહારનું પચ્ચક્ખાણ.

દિવસચરિમ પચ્ચક્ખાઇ, ચઉવ્વિહ પિ આહાર અસણ

પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરઇ. ૯.

## દશમું ગંઠસહિયાદિ અભિગ્રહોનું પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ ગંઠસહિઅં મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરઇ.

ઇતિ દશ પચ્ચક્ખાણ.



# ઢાળીયા વગેરેનો સંગ્રહ

## શ્રી આદિનાથજીનું ચોઢાળીયુ.

### ઢાળ પહેલી

(રાયજી અમે તો હીંદુયાણી કે, રાજ ગરાશીયા રે લો–એ દેશી)

જિનજી રૂષભ પ્રભુ મહારાજ કે, નિત નિત વંદીએ રે લો,
જિનજી સમકિતદાયક દેખી કે, મન આણંદીએ રે લો,
જિનજી દીઠો તુજ મુખ શારદ કે, ચંદ સમોવડ રે લો,
જિનજી બીજો આવે કોણ કે, તુજ તડોવડ રે લો. ૧

જિનજી પામે મન ઉલ્લાસ કે, તુજ સેવને રે લો,
જિનજી નિરખી ચંદ ચકોર કે, મોર ઘનાઘને રે લો,
જિનજી તેમ હું હરખ્યો આદિ પુરૂષ કે, તુમને દેખીને રે લો,
જિનજી ભવ ભમતા વિસામો કે, તુજ પદ પેખીને રે લો. ૨

જિનજી દરિસણ તાહરે આવ્યા કે, અજરામર લહે રે લો,
જિનજી આજ લગે તુમ આણ કે, અખંડ શિર વહે રે લો;
જિનજી જુગલા નીતિ નિવારી કે, ધર્મ બતાવીયો રે લો,
જિનજી વરત્યો જગ વ્યવહાર કે, તે ઉપજાવીયો રે લો. ૩

જિનજી તાહરા બહુ ઉપગાર કે, કોઇ ન શકે કહી રે લો,
જિનજી ચાહે તુજ પદ સેવ કે, હરિ હર સુર સહી રે લો,
જિનજી આપો અનુભવ સ્વાદ કે, મિથ્યાત્વ નિવારીયે રે લો,
જિનજી જેહથી આતમ શુદ્ધ કે, સ્વરૂપ સંભારીયે રે લો. ૪

## ઢાળ બીજી.

( આદિ જિનેશ્વર વિનતિ હમારી—એ દેશી. )

આદીસર અરિહંત અનોપમ, લોકાલોક પ્રકાશી રે;
નાભિ નરેસર નંદ નિરંજન, કેવલ લીલ વિલાસી રે. આ૦ ૧
મન મોહન મહારાય મનોહર, દેવ દયા–પર સ્વામી રે;
તજી સંસાર અસાર સ્વભાવી, લહી કેવલ સુખ કામી રે. આ૦ ૨
શિવપુર રાજ લહ્યો જિનરાજે. જન્મ મરણ નિવારી રે;
શ્રી જિનપ્રતિમા જિનવર સરખી, આગમ વચન વિચારી રે.
આ૦ ૩
ભાવ સહિત ઉલટ અધિકે રે, શ્રી જિનમત અનુસારી રે;
તેહથી નરભવ સફલ કરીજે, શુદ્ધ સ્વરૂપ સંભારી રે. આ૦ ૪

## ઢાળ ત્રીજી.

( સૂરત સુવિધિ જિણંદની રે લો—એ દેશી. )

પર ઉપકારને કારણે રે લો, વિચરે શ્રી જિનરાજ;
ભવી પૂજીએ રે, પરમાતમ પરમેસરૂ રે લો. એ આંકણી૦
તેમ હવે શાસન દેવતા રે લો, વંછીત પૂરણ કાજ. ભવી૦ ૧
પુરાણ હોઇ જેહને રે લો, શ્રાવક કુલ શણગાર; ભવી૦
જિન પ્રતિમા થાપે તીહાં રે લો, સફળ કરે અવતાર. ભવી૦ ૨
ઇણ વિધિ આદિ જિનેસરૂ રે લો, વિચરંતા દેશ અનેક; ભવી૦
રીષભપુરે કચ્છ દેશમાં રે લો, પધાર્યા સુવિવેક. ભવી૦ ૩
શ્રાવક સહુ જિન વાંદવા રે લો, આવ્યા ભાવ અનુપ; ભવી૦
થોભ કરણ મન તું મલ્યો રે લો, દેખી શુદ્ધ સ્વરૂપ. ભવી૦ ૪

## ઢાળ ચોથી.

( આણા મોકલ રે મોરારિ—એ દેશી )

પ્રભુજી પધરાવ્યા ઘરે રે, વરત્યા મંગલ ચાર;
ગુરુ વચને મૂરત કીઓ રે, તેડાવ્યા ગજધાર.
શ્રી જિન પૂજો સહુ નરનાર. ૧
વિત્ત ખરચે મન ગહગહે રે, સચે જશનો માલ,
શિખર કલશ ધ્વજ શોભતો રે, દહેરે ઝાકઝમાલ. શ્રી૦ ૨
વિધિ કરી શ્રી જિન થાપીઆ રે, મૂલ ગભારામાંહી,
સ્નાત્ર મહોચ્છવ મહુ કીઆ રે, થોભણશા ઉછાહી. શ્રી૦ ૩
યાચક જન સંતોપીઆ રે, જુગતો દેઈ દાન,
સાહમીવચ્છલ પણ કીઓ રે, વંશ વધાર્યો વાન. શ્રી૦ ૪
ગામ રીપભપુર શોભતો રે, ઓશવંશ અધિકાર,
ગાંધી ગોત્ર ગુણાકરૂ રે, ગચ્છ વિવિપક્ષ વિચાર. શ્રી૦ ૫
ભાવિક શાહ ભારા તણો રે, પત્રામલ પુન્યવંત,
તેહના સુત જીવરાજ રે, થોભણ બુદ્ધિ મહંત. શ્રી૦ ૬
સંવત અઢારમો જાણીએ રે, છેતાલીશ સાલ,
વૈશાખ શુદિ તેરશ દિને રે, થાપ્યા દેવ દયાલ. શ્રી૦ ૭
યાત્રા કરે સાજન સહુ રે, પૂજે ભાવ ઉદાર,
વંછિત ? ચક્રેશ્વરી રે, સુખ સંપત્તિ ભંડાર. શ્રી૦ ૮
પુન્યસાગર સૂરીસરૂ રે, ગચ્છનાયક ગુણખાણ,
આજ્ઞાકારી શોભતા રે, મુનિવર સુગુરુ સુજાણ. શ્રી૦ ૯

કલશ

ઇમ ધર્મનાયક સુગતિદાયક કર્મઘાયક ભયહરૂ,
ભવ તરણ તારણ દુખવારણ સુખકારણ સુરતરૂ,
સુર કરે વંદન નાભિનંદન ઋપભપુર મંડન વરૂ,
સૌભાગ્યચંદ ગુરુ ચરણ સેવક સરૂપચંદ જય જયકરૂ. ૧૦

## શ્રી ગોડી પાર્શ્વનાથજીનું ચોઢાળીયું.

પાસ જિણંદ પ્રસિદ્ધ સિદ્ધ, ગોઠીપુર મંડણ,
મહિમા મંદિર મોહ મથણ, મિથ્યાત વિહંડણ;
એકલ મલ્લ અનેકરૂપ, અગણિત ગુણ આગર,
ત્રિભુવન બંધવ ધવલ ધિંગ, કરૂણારસ સાગર. ૧

જિન તુમ અજબ સરૂપ સકલ, કલ અકલ અગોચર,
ન લહે અલહે ઉતપતિ થગિત, થિતિ ભટકે જો ચર;
વૃદ્ધ વચન જીરણ લિખિત, અનુસારે જાણી;
થુણશું સ્વામી નિરીહપણે, સુણજો ભવિ પ્રાણી. ૨

વિધિપક્ષ ગચ્છ મહેન્દ્રસૂરિ, ગચ્છેસ નિર્દેશે,
શાખા ચારજ અભયસિંહ, સૂરિ ઉપદેશે;
ગોત્ર મીઠડીયા ઓસવંશ, પાટણપુરવાસી.
શાહ મેઘો જેણે સાત ધાત, જિન ધર્મે વાસી. ૩

ચૌદ બત્રીસે (૧૪૩૨) ફાગણ શુદિ, બીજ ને ભૃગુવારે,
ખેતા નોઢી તાત માત, નિજ સુકૃત સારે;
તેણ પઈટૂ પાર્શ્વ બિંબ, લેહવા નરભવ ફલ,
ચઉવ્વિહ સંઘ હજૂર હરખે, ખરચી ધન પરિગલ. ૪

ભક્તિ યુક્તિ અતિ શક્તિ ચિત્ત, નિત્ય નિર્મલ સારી,
પણ પસતાલે તુરક ભયે, પ્રતિમા ભંડારી;
મલક મહાબલ હુસનખાન, કીધો ઉતારો,
પાંસઠે તેણે ઠામ જોર, ગુજરાતી વારો. ૫

તરલ તુરંગ કિશોર અસુર, કરતા હય હણતા,
કેઇ એરાકી ઉછલંત, ખુરીયે ભૂંઇ ખણતા,
બાંધણ ત્યાંહિં ઘોડારમાંહિ, ખીલી ખોસંતા,
પ્રગટ થયા તિમાં પાસ બિંબ, સુખદાયક સંતા. ૬

ખિજમતગાર નફર ફજર, નજરે ગુજરાવે,
હોઇ ખુશાલ નિહાલ મલક, યા કોણ કહેલાવે,
ખાન પડિલ કોઇ વણિક સુતા, તસુ હુરમ ભણે ઈમ,
કીજે ઈસકુ દડવત, સદા તાજિમ દાજિમ. ૭
યહ મજબૂત બહુત કૌત, હે ભૂત હિંદુકા,
ધરિયે ઈસ શિર જાફરાન, સિંદૂલકા ભૂકા,
ઈણી પરે રહેતા તેણે ઠામે, વોહોલ્યા દિન કેઈ,
સિંતેરે જે વાત હુઈ, સુણજો મન દેઈ. ૮

ઢાળ ૨ લી.

( ચુનડીની દેશીમા )

ઇણે અવસરે પુર પારકરે, રાણો ખેંગાર રાજાન રે;
તેહને દરબારે દીપતો, સંઘવી કાજલ પરધાન રે. ઈણે૦ ૧
તસ બન્હેવી નિજ કુલતિલો, દેવાણંદ શા છે દયાલ રે,
મેઘો ખેતા ઉત પાટણે, વ્યાપાર કરે ધૃતાલ રે. ઈણે૦ ૨
સુપનંતર સુર કહે શાહને, છે મ્લેચ્છ મહોલ જિનબિંબ રે,
તસ દામ સવાગો દેઇને, લેજો મ કરજો વિલંબ રે. ઈણે૦ ૩
પ્રાતમા લેઇ આવે ગુરુ કન્હે, જોઇ કહે શ્રી મેરૂતુંગ રે,
તુમ દેગે એ અતિ અતિશયી, તીરથ થાશે ઉત્તંગ રે. ઈણે૦ ૪
કરિયાણું લઇ પહોંચે ઘરે, મૂરતિ ઠવેરૂ માંહે રે,
પંથે કોઇ ન ગણે પોઠીઆ, વાધ્યો ઘણો મોહ ઉચ્છાહે રે. ઈણે૦ ૫
મમ્માવે નાણું ગોઠને, જપે દેજો મુજ રામ રે,
માંડો એ નામે માહરે, પ્રતિમા રહેગે અમ પાગ રે. ઈણે૦ ૬
મેઘો કહે લેખો રાખશું, પણ તે સબલો તિણ ઠામ રે,
ગાડું ભગી ચાલે થલ દિશે, વાગો વમે ગોઠી ગામરે. ઈણે૦ ૭
સુહણે સુર કહે ગડુલી જિહાં, માંડો પ્રાસાદ મંડાણ રે,
નાણું તિહાં ઘણું શ્રીફલ તલે,મીઠું જલ પહાણની ખાણરે. ઈ૦ ૮

### ઢાળ બીજી

( નિંદ્રડી વેરણ હુઇ રહી—એ દેશી )

હાં જી ઉદયપાલ ઠાકુર તિહાં, જોરાવર હો ખેતશી લૂણોત કે; ઇહાં રહો નિરભય શાહજી, આદરશું હો કહે દેઇ મોહત કે; ધન ધન ગોડી જગધણી, પુહવીપાલે હો પ્રાજો જસ પીઠ કે. ધન૦ ૧. એ આંકણી. આવે શિલાટ દેશાંતરી, યક્ષ પ્રેર્યા હો કરે પ્રથમ તેયાર કે; ભૂમિ કરૂં પ્રભુ બેસવા, રહે ચિહું દિશિ લશકર હુશિયાર કે. ધન૦ ૨. પુખતી બંધાવી પીઠિકા, વર દિવસે હો જાણે અહિનાણ કે; સખર ગંભારો શિખર શું, મધ્ય મંડપ હો સહિ મોક્ષ મંડાણ કે. ધન૦ ૩. પદ્માસણે બેઠા પાસજી, ભરેઆ કરી હો પૂજે ભાવ કે; સજલ મધુર જલ લહકતી, વરદાયી હો બંધાવી વાવ કે. ધન૦ ૪. એહવે ચઉદ ચોરાણુયે, આયુ યોગે હો કર્યો મેઘે કાલ કે; ભાણેજો આણી ધરે, કાજલશા હો કરે ચૈત્યની ચાલ કે. ધન૦ ૫. રંગમંડપ રચના બની, અતિ ઉંચા હો થંભ ઠામોઠામ કે; કોડે કરાવે કોરણી, વિત્ત વાવરી હો થિર કીધું છે નામ કે. ધન૦ ૬. વલી રે મહાજનની સહાયશું, મેઘાના હો સુત ચલવે કામ કે; મુખ્ય મંડપ શુભ માંડણી, કરી જિનહર હો છાબંધ અભિરામ કે. ધન૦ ૭. ચોવીશ પક્ષો પંચાણુંએ, તેણે થાપ્યો હો આગલ રહી જેહ કે; ચોવીશ ગોત્રની દેહરી, મહાજનની હો ફરતી છે તેહ કે ધન૦ ૮.

### ઢાળ ત્રીજી

( ધરણા ઢોલા—એ દેશી. )

ઇણી પરે વર્તે બેહુને રે, માંહોમાંહે વિવાદ; ગિરૂઆ ગોડી,
ગોડી ગાજેજી જિણંદ, તેજે દીપેજી દિણંદ,
જગ મહિમા અગમ અપાર. ગિરૂ૦ એ આંકણી-

પણ સરખા રાખે પ્રભુ રે, વધવા ન દીયે વિખવાદ. ગિરૂ૦ ૧
બનેવી મહોટો હશે રે, એ છે પૂજક પ્રાય, ગિરૂ૦
મેઘાનાં સતત હજી રે, તેણે ગોઠી કહેવાય. ગિરૂ૦ ૨
શિખર દંડ વહી ધ્વજા રે, ચઢતાં કરે રે કલેશ, ગિરૂ૦
આજ લગે છે એહને રે, ઇમ બહુ વચન વિશેષ. ગિરૂ૦ ૩
અંગુલી બાધી એકઠી રે, પૂજન લીજે કદાપ, ગિરૂ૦
ઠાકુર લે નહી મૂકે રે, એ બિહુનુ અધાપ. ગિરૂ૦ ૪
ઉદયવંત અતિ ઉજલા રે, વિધિપક્ષ શ્રાવક એહ, ગિરૂ૦
તેખહાર દિલ દોલતી રે, પ્રભુજી શુ પૂરણ સનેહ. ગિરૂ૦ ૫
સમકિતધારી જાગતો રે, ધિંગ ધવલ ધર ધીર, ગિરૂ૦
સહાય કરી આગલ રહ્યો રે, ખગધર ખેતલ વીર. ગિરૂ૦ ૬
અવિરૂ ઓછુ જે કહ્યુ રે, તે ખમજો મહારાજ, ગિરૂ૦
ટેકાણાબંધ પણ ખરી રે, વાત છે ગરીબ નિવાજ. ગિરૂ૦ ૭
પહેલા સ્તવન ભણ્યા ઘણાં રે, તિહાં ઝાઝા સંવાદ, ગિરૂ૦
સજજન સાચો સદ્દહજો રે, શો રે જૂઠામા સ્વાદ? ગિરૂ૦ ૮

ઢાળ ચોથી.

(રાગ ધનાશ્રી, અથવા આશાવરી)

જયો જયો ગોઠીશ્રી પાસ જિનેસર, ભક્તિ વત્સલ ભગવાન રે,
દેવલ બાર ને બીજી પ્રતિમા, વિષમા થલ વિચ થાન રે. જયો૦ ૧
આયુધ ધારી નીલે ઘોડે, આપ થઇ અસવાર રે,
કિહાં રે બાલક અવધૂત ભુજ ગમ, દેખાડે દીદાર રે. જયો૦ ૨
આવે સંઘ અનેક વિદેશી, નિરૂપમ મહિમા માટ રે,
ચોર ચરડનુ કાંઇ ન ચાલે, વિઘ્ન નિવારે વાટ રે. જયો૦ ૩

જંગલ ભૂલ્યા રાત્રે જાત્રુ, તત્ક્ષણ લેતા નામ રે;
દીવી રે ધરી માર્ગ દેખાડે, મૂકે ચિંતિત ઠામ રે. જયો૦ ૪

દરિયા વચમાંહે વહાણુ ડોલંતા, સમરંતા દીયે સાદ રે;
સયલ અસુર સુર નરવર સેવે, નવિ લોપે મરજાદ રે. જયો૦ ૫

વિષહર વૈરી વ્યાધિ વૈશ્વાનર, ભય ભાંજે હરિ ભ્રાંત રે;
પ્રાયે કોઇને અધિક ન રાખે, પંચ દિવસ ઉપરાંત રે. જયો૦ ૬

આ ભવે વંછિત સકલ હોવે પણ, કર્મ નિબિડ બંધ કોય રે;
ધ્યાન શુધ્ધે સમકિત નિર્મલતા, સ્વર્ગ મુક્તિ ફલ હોય રે.
જયો૦ ૭

દ્રવ્ય ભાવ વિધિ પૂજો પ્રણમો, નામ જપો નરનાર રે;
સ્તવન ભણો મદ મત્સર મૂકી, ઉત્પત્તિ સાચી મન ધાર રે.
જયો૦ ૮

કલશ.

ઇમ થુણ્યો ગોડી પાસ સ્વામી, હુકુમ પામી જેહનો,
દશ દિશે પસરતો, અરતિ હરતો, પ્રગટ પરતો જેહનો;
શ્રી અમરસાગર સૂરિ અંચલ,-ગચ્છપતિ રાઉ પસાઉલે,
પય નમી લક્ષ્મીચંદ્ર વાચક, શિષ્ય લાવણ્ય ઇમ ભણે. ૯

---

## શ્રી મહાવીરસ્વામીનું પંચકલ્યાણકનું ચોઢાળીયું.

દોહા.

પ્રેમે પ્રણમું સરસ્વતી, માગું અવિરલ વાણી;
વીર તણા ગુણ ગાયશું, પંચ કલ્યાણક જાણી. ૧

ગુણ ગાતાં જિનજી તણા, લહીએ ભવનો પાર;
સુખ સમાધિ હોય જીવને, સુણજો સહુ નરનાર. ૨

( ચાલો ગરબો રમીએ રૂડા રામશુ જો—એ દેશી )

જંબૂદ્વીપના ભરતમાં જો, રૂડં માહણકુંડ છે ગામ જો;
ઋષભદત્ત માહણ તિહાં વસે જો, તસ નારી દેવાનંદા નામ જો. ૧
ચરિત્ર સુણો જિનજી તણા એ. આંકણી.

જેમ સમકિત નિર્મલ થાય જો, અષ્ટ મહાસિદ્ધિ સંપજે જો,
વલી પાતક દૂર પલાય જો. ચરિત્ર૦ ૨

ઉજલી છઠ આષાઢની જો, યોગે ઉત્તરાફાલ્ગુની સાર જો;
પુષ્પોત્તર સુવિમાનથી જો, ચવી કુખે લીયો અવતાર જો.
ચરિત્ર૦ ૩

દેવાનંદા તેણી રયણીયે જો, સૂતાં સુપન લહ્યા દશ ચાર જો,
ફલ પૂછે નિજ કંતને જો, કહે ઋષભદત્ત મન ધાર જો. ચરિત્ર૦ ૪

ભોગ અરથ સુખ પામશુ જો, તમે લહેશો પુત્ર રતન જો,
દેવાનંદા તે સાંભલી જો,કીધુ મનમા તહત્તિ વચન જો ચરિત્ર૦ ૫

સાંસારિક સુખ ભોગવે જો, સુણો અચરજ હુઓ તેણીવાર જો;
સુધર્મ ઇંદ્ર તિહાં કણે જો, જોઈ અવધિ તણે અનુસાર જો.
ચરિત્ર૦ ૬

ચરમ જિણેસર ઉપના જો, દેખી હરખ્યો ઇંદ્ર મહારાજ જો;
સાત આઠ પગ સામો જઈ જો, એમ વંદન કરે શુભ સાજ જો.
ચરિત્ર૦ ૭

શક્રસ્તવ વિધિશું કરી જો, ફરી બેઠા સિંહાસન જામ જો,
મન વિમાસણમાં પડયુ જો, ચિત્ત ચિંતવે સુરપતિ તામ જો
ચરિત્ર૦ ૮

જિન ચક્રી હરિ રામજી જો, અંત પંત માહણકુલે જોય જો,
આવ્યા નહીં નહી આવને જો, એ તો ઉગ્ર ભોગ રાજકુલે
હોય જો. ચરિત્ર૦ ૯

અંતિમ જિણેસર આવિયા જો, એ તો માહણકુલમાં જોણ જો;
એ તો અછેરાભૂત છે જો, થયું હુંડા અવસર્પિણી તેણ જો.
ચરિત્ર૦ ૧૦

કાલ અનંત જાતે થકે જો, એહવાં દશ અછેરાં થાય જો;
ઇણ અવસર્પિણીમાં થયા જો, તે કહીયે જે ચિત્ત લાય જો.
ચરિત્ર૦ ૧૧

ગર્ભ હરણ ઉપસર્ગનો જો, મૂલ રૂપે આવ્યા રવિચંદ જો;
નિષ્ફલ દેશના જે થઇ જો, ગયો સૌધર્મે ચમરેંદ્ર જો. ચરિ૦ ૧૨

એ શ્રી વીરની વારમાં જો, કૃષ્ણ અમરકંકા ગયા જાણ જો;
નેમનાથને વારે સહી જો, સ્ત્રી તીર્થ મલ્લિ ગુણ ખાણ જો.
ચરિત્ર૦ ૧૩

એકસો અઠ સિધ્યા ઋષભને જો, વારે સુવિધિને અસંયતિ જો;
શીતલનાથ વારે થયું જો, કુલ હરિવંશની ઉત્પત્તિ જો.
ચરિત્ર૦ ૧૪

એમ વિચાર કરે ઇંદલો જો, પ્રભુ નીચ કુલે અવતાર જો;
તેહનું કારણ શું અછે જો, ઇમ ચિંતવે હૃદય મોઝાર જો.
ચરિત્ર૦ ૧૫

ઢાળ બીજી

( આસો માસે શરદ પૂનમની રાત જો—એ દેશી. )

ભવ મોહોટા કહીએ પ્રભુના સત્તાવીશ જો,
મરિચિ ત્રિદંડી તે માંહે ત્રીજે ભવે રે જો;
તિહાં ભરત ચક્રીશ્વર વાંદે આવી જોય જો,
કુલનો મદ કરી નીચ ગોત્ર બાંધ્યું તેહવે રે જો. ૧

એ તો માહણકુલમાં આવ્યા જિનવર દેવ જો,
અતિ અણજુગતું એહ થયું થાશે નહીં રે જો;

જે જિનવર ચક્રી નીચકુલ માંહે જો,
છે મહારો આચાર ધરૂ ઉત્તમ કુલે સહી રે જો. ૨
એમ ચિતવી તેઓ હરિણગમેષી દેવ જો,
કહે માહણકુંડ જઇને એ કારજ કરો રે જો;
છે દેવાનંદાની કુખે ચરમ જિણંદ જો,
હર્ષ ધરીને પ્રભુને તિહાથી સહરો રે જો. ૩
નયર ક્ષત્રીકુંડ રાય સિદ્ધારથ ગેહ જો,
ત્રિશલા રાણી તેહની છે રૂપે ભલી રે જો,
તસ કુખે જઇ સક્રમાવો પ્રભુને આજ જો,
ત્રિશલાનો જે ગર્ભ અછે તે માહણકુલે રે જો. ૪
જેમ ઇદ્રે કહ્યુ તેમ કીધુ તત્ક્ષણ તેણ જો,
બ્યાશી રાતને અતરે પ્રભુને સહર્યા રે જો,
માહણી સુપના જાણે ત્રિશલા હરીને લીધ જો,
ત્રિશલા દેખી ચૌદ સુપન મનમા ધર્યા રે જો. ૫
ગજ વૃષભ અને સિંહ લક્ષ્મી ફૂલની માલ જો,
ચદો સૂરજ ધ્વજ કુભ પદ્મસરોવરૂ રે જો,
સાગર ને દેવવિમાન જ રત્નની રાશિ જો,
ચૌદમે સુપને દેખી અગ્નિ મનોહરૂ રે જો. ૬
શુભ સુહણા દેખી હરખી ત્રિશલા નાર જો,
પરભાતે ઉઠીને પીયુ આગલ કહે રે જો,
તે સાભલી દિલમા રાય સિદ્ધારથ નેહ જો,
સુપન પાઠક તેડીને પૂછે ફલ લહે રે જો. ૭
તુમ હોશે રાજ અરથ ને સુત સુખ ભોગ જો,
સુણી ત્રિશલા દેવી સુખે ગર્ભ પોષણ કરે રે જો;
તત્ર માતા હેતે પ્રભુજી રહ્યા સલીન જો,
તે જાણીને ત્રિશલા દુખ દિલમા ધરે રે જો, ૮

મેં કીધાં પાપ અઘોર ભવોભવ જેહ જો,
દૈવ અટારો દ્રોપી દેખી નવિ શકે રે જો,
મુજ ગર્ભ હર્યો જે કેમ પામું હવે તેહ જો,
રાંક તણે ઘર રત્નચિંતામણિ કિમ ટકે રે જો. ૯

પ્રભુજી એ જાણી તત્ક્ષણ: દુઃખની વાત જો,
મોહ વિડંબન જાલીમ જગમાં જે લહું રે જો;
જુઓ દીઠા વિણ પણ એવડો જાગે મોહ જો,
નજરે બાંધ્યા પ્રેમનું કારણ શું કહું રે જો. ૧૦

પ્રભુ ગર્ભ થકી હવે અભિગ્રહ લીધો એહ જો,
માત-પિતા જીવતાં સંયમ લેશું નહીં રે જો;
એમ કરૂણા આણી તુરત હલાવ્યું અંગ જો,
માતાને મન ઉપન્યો હર્ષ ઘણો સહી રે જો. ૧૧

અહો ભાગ્ય અમારૂં જાગ્યું સહિયર આજ જો,
ગર્ભ અમારો હાલ્યો સહુ ચિંતા ગઈ રે જો;
એમ સુખભર રહેતાં પૂરણ હુવા નવ માસ જો,
તે ઉપર વલી સાઢી સાત રયણી થઇ રે જો. ૧૨

તવ ચૈત્ર તણી શુદિ તેરસ ઉત્તરા રિક્ખ જો,
જન્મ્યા શ્રી જિન વીર હુઈ વધામણી રે જો;
સહુ ધરણી વિકસી જગમાં થયો પ્રકાશ જો,
સુર નરપતિ ઘર વૃષ્ટિ કરે સોવનતણી રે જો. ૧૩

ઢાળ ૩ જી.

( માહરી સહી રે સમાણી રે–એ દેશી. )

જનમ સમય શ્રી વીરનો જાણી, આવી છપ્પન કુમારી રે;
જગજીવન જિનજી, જનમ મહોત્સવ કરી ગીત જ ગાવે,
પ્રભુજીની જાઉં બલિહારી રે. જગ૦ ૧.

તત્ક્ષણ ઇદ્ર સિહાસન હાલ્યુ, ઘોષ ઘટા વજડાવી રે, જગ૦
મળિયા કોટી સુરાસુર દેવા, મેરૂ પર્વતે આવી રે. જગ૦ ૨
ઇંદ્રો પચ રૂપે પ્રભુજીને, સુરગિરિ ઉપર લાવે રે; જગ૦
યત્ન કરી હિયડામા રાખે, પ્રભુને શિષ નમાવે રે. જગ૦ ૩
એક કોટી સાઠ લાખ કલશલા, નિર્મલ નીરે ભરિયા રે, જગ૦
નહાનો બાલક એ કેમ સહેશે, ઇદ્રે સશય ધરિયા રે. જગ૦ ૪
અતુલ બલ જિન અવધે જોઇ, મેરૂ અંગુઠે ચંપ્યો રે; જગ૦
પૃથિવી હાલકલોલ થઈ તવ, ધરણીધર તિહા કપ્યો રે. જગ૦ ૫
જિનનુ બલ દેખીને સુરપતિ, ભક્તિ કરીને ખમાવે રે, જગ૦
ચાર વૃષભના રૂપ ધરીને જિનવરને નવરાવે રે. જગ૦ ૬
અમૃત અગુઠે થાપીને, માતા પાસે મેલે રે, જગ૦
દેવ સહુ નદીસર જાયે, આવતાં પાતક ઠેલે રે. જગ૦ ૭
હવે પ્રભાતે સિદ્ધારથ રાજા, અતિ ઘણા ઉચ્છવ મડાવે રે, જગ૦
ચકલે ચકલે નાચ કરાવે, જગતના દાણ છડાવે રે. જગ૦ ૮
બારમે દિવસ સજ્જન સતોષી, નામ દીધુ વર્દ્ધમાન રે, જગ૦
અનુક્રમે વધતા આઠ વરસના, હુઆ શ્રી ભગવાન રે. જગ૦ ૯
એક દિન પ્રભુજી રમવા ચાલ્યા, તેન-તેવઠા મ ઘાતી રે, જગ૦
ઇદ્ર મુખે પ્રશસા નિસુણી, આવ્યો સુર મિથ્યાતી રે. જગ૦ ૧૦
પન્નગરૂપે ઝાડે વળગ્યો, પ્રભુએ નાખ્યો ઝાલી રે, જગ૦
તાઠ સમાન વલી રૂપ જ કીધુ, મુઠીએ નાખ્યો ઉછાલી રે.
જગ૦ ૧૧
ચરણે નમીને ખમાવે તે સુર, નામ ધરે મહાવીર રે, જગ૦
જેહવા તુમને ઇદ્રે વખાણ્યા, તેહવા છો પ્રભુ ધીર રે. જગ૦ ૧૨
માતા પિતા નિશાલે ભણવા, મૂકે બાલક જાણી રે, જગ૦
ઇદ્ર આવી તિહા પ્રશ્ન જ પૂછે, પ્રભુ કહે અર્થ વખાણી રે.
જગ૦ ૧૩

જોવન વય જાણી પ્રભુ પરણ્યા, નારી જસોદા નામે રે; જગ૦
અઠ્ઠાવીશ વરષે પ્રભુના, માત પિતા સ્વર્ગ પામે રે. જગ૦ ૧૪
ભાઇજીનો આગ્રહ જાણી, દોય વરસ ઘરવાસી રે. જગ૦
તેહવે લોકાંતિક સુર બોલે, પ્રભુ કહો ધર્મ પ્રકાશી રે.
જગ૦ ૧૫

## ઢાળ ચોથી.

તારે માથે પંચરંગી પાઘ, સોનારો છોગલો મારૂજી—એ દેશી.

પ્રભુ આપી વરસીદાન ભલું રવિ ઉગતો જિનવરજી,
એક કોટી ને આઠ લાખ સોનઇયા દિન પ્રતે; જિન૦
માગસર વદિ દશમી ઉત્તરા યોગે મન ધરી, જિન૦
ભાઇજીની અનુમતિ માગીને દીક્ષા વરી. જિન૦ ૧

તેહ દિવસ થકી ચઉનાણી પ્રભુજી થયા, જિન૦
સાધિક એક વરસ તે ચીવર ધારી પ્રભુ રહ્યા, જિન૦
પછી દીધું બંભણને બે વાર ખંડો ખંડે કરી, જિન૦
પ્રભુ વિહાર કરે એકાકી અભિગ્રહ ચિત્ત ધરી. જિન૦ ૨

સાડા બાર વર્ષમાં ઘોર પરિસહ જે સહ્યા, જિન૦
શૂલપાણી ને સંગમ દેવ ગોશાલાના કહ્યા; જિન૦
ચંડકોશી ને ગોવાલે ખીર રાંધી પગ ઉપરે, જિન૦
કાને ખીલા ઓસ્યા તે દુષ્ટ સહુ પ્રભુ ઉદ્ધરે. જિન૦ ૩

લઈ અડદના બાકળા ચંદનબાલા તારિયા, જિન૦
પ્રભુ પર ઉપકારી સુખ-દુઃખ સમ ધારીયા; જિન૦
છ માસી બે ને નવ ચોમાસી કહીયે રે, જિન૦
અઢી માસ ત્રિમાસ દોઢ માસ એ બે બે લહીયેરે. જિન૦ ૪

ખટ કીધા બે બે માસ પ્રભુ સોહામણા, જિન૦
બાંર માસ ને પખ બહોંતર તે રળીયામણા; જિન૦

છઠ્ઠ બસે ઓગણત્રીશ બાર અઠ્ઠમ વખાણીયે, જિન૦
ભદ્રાદિક પ્રતિમા દિન બે ચૌદશ જાણીયે. જિન૦ ૫

સાડા બાર વરષ તપ કીધુ વિણ પાણીયે, જિન૦
પારણા ત્રણસે ઓગણપચાસ તે જાણીયે, જિન૦
તવ કર્મ ખપાવી ધ્યાન શુકલ મન ધ્યાવતા, જિન૦
વૈશાખ શુદિ દશમી ઉત્તરા જોગે સોહાવતા. જિન૦ ૬

શાલિવૃક્ષ તલે પ્રભુ પામ્યા કેવલનાણ રે, જિન૦
લોકાલોક તણા પ્રકાશી થયા પ્રભુ જાણ રે, જિન૦
ઇંદ્રભૂતિ પ્રમુખ પ્રતિબોધી ગણધર કીધ રે, જિન૦
સઘ સ્થાપના કરીને ધર્મની દેશના દીધ રે. જિન૦ ૭

ચૌદ સહસ્ર ભલા અણગાર પ્રભુને ગોભતા, જિન૦
વલી સાધવી સહસ છત્રીશ કહી નિર્લોભતા, જિન૦
ઓગણસાઠ સહસ એક લાખ તે શ્રાવક સપદા, જિન૦
તિન લાખ ને સહસ અઠાર તે શ્રાવિકા સમુદાય. જિન૦ ૮

ચૌદ પૂર્વધારી ત્રણસે સખ્યા જાણીયે, જિન૦
તેરસે ઓહિનાણી સાતસે કેવલી વખાણીયે, જિન૦
લબ્ધિ ધારી સાતસે વિપુલમતિ વલી પાચસે, જિન૦
વલી ચારસે વાદી તે પ્રભુજી પાસે વસે. જિન૦ ૯

શિષ્ય સાતસે ને વલી ચૌદસે સાધવી સિદ્ધ થયા, જિન૦
એ પ્રભુજીનો પરિવાર કહેતા મન ગહગહ્યા, જિન૦
પ્રભુજીએ ત્રીશ વરસ ઘર વાસે ભોગવ્યા, જિન૦
છદ્મસ્થપણામા બાર વરસ તે જોગવ્યા. જિન૦ ૧૦

ત્રીશ વરસ કેવલ બહે તાલીશ વરસ સયમપણુ, જિન૦
સપૂર્ણ બહોતેર વરસ આયુ શ્રી વીરતણુ, જિન૦
દીવાલી દિવસે સ્વાતિ નક્ષત્ર સોહકરૂ, જિન૦
મધ્યરાતે મુક્તિ પહોતા પ્રભુજી મનોહરૂ. જિન૦ ૧૧

એ પાંચ કલ્યાણક ચોવીશમા જિનવરતણા, જિન૦
તે ભણતાં ગણતાં હરખ હોય મનમાં ઘણાં; જિન૦
જિન શાસન નાયક ત્રિશલાસુત ચિત્ત રંજણો, જિન૦
ભવિયણને શિવસુખકારી ભવભય ભંજણો. જિન૦ ૧૨

કળશ

જય વીર જિનવર સંઘ સુખકર, થુણ્યો અતિ ઉત્સુક ધરી,
સંવત સત્તર એકયાશીયે, સુરત ચોમાસું કરી;
શ્રી સહજસુંદરતણો સેવક, ભક્તિ શું એણી પરે કહે,
પ્રભુજી શું પૂરણ પ્રેમ પામ્યો, નિત્ય લાભ વંછિત લહે. ૧૩



# સ્તવન-સંગ્રહ

## બીજનું સ્તવન.

પ્રણમી શારદ માય, શાસન વીર સુહંકરૂ જી;
બીજ તિથિ ગુણગેહ, આદરો ભવિયણ સુંદરૂ જી. ૧
એહ દિન પંચ કલ્યાણ, વિવરીને કહું તે સુણો જી;
મહા શુદિ બીજે જાણ, જન્મ અભિનંદન તણો જી. ૨
શ્રાવણ શુદિની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથી જી;
તારણ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુર થોકથી જી. ૩
સમેતશિખર શુભ ઠાણ, દશમા શીતળ જિન ગણું જી;
ચૈત્ર વદિની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણું જી. ૪
ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજ્જવલ માસની જી;
અરનાથ ચ્યવન, કર્મક્ષયે ભવ પાસની જી. ૫

ઉત્તમ માઘ જ માસ, શુદિ બીજે વાસુપૂજ્યો જી,
એહિ જ દિન કેવળ નાણ, શરણ કરો જિનરાજનો જી. ૬

કરણીરૂપ કરો ખેત, સમકિતરૂપ રોપો તિહા જી,
ખાતર કિરિયા હો જાણ, ખેડ સમતા કરી જિહાં જી. ૭

ઉપશમ તદ્રૂપ નીર, સમકિત છોડ પ્રગટ હોવે જી,
સંતોષ કરી અહો વાડ, પચ્ચક્ખાણ વ્રત ચોકી સોહે જી. ૮

નાસે કર્મરિપુ ચોર, સમકિત વૃક્ષ ફલ્યો તિહાં જી,
માજર અનુભવરૂપ, ઉતરે ચારિત્ર ફલ જિહા જી. ૯

શાંત સુધારસ વારિ, પાન કરી સુખ લીજીએ જી,
તંબોલ સમ લ્યો સ્વાદ, જીવને સંતોષ રસ કીજીએ જી. ૧૦

બીજ કરો દોય માસ, ઉત્કૃષ્ટી બાવીશ માસની જી,
ચોવિહાર ઉપવાસ, પાલિયે [1]શીલ [2]વસુધા સની જી. ૧૧

આવશ્યક દોય વાર, પડિલેહણ દોય લીજીએ જી,
દેવવંદન ત્રણ કાલ, મન વચન કાયાએ કીજીએ જી. ૧૨

ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીએ સંયોગથી જી,
જિનવાણી રસ એમ, પીજીએ શ્રુત ઉપયોગથી જી. ૧૩

એણિ વિધિ કરિયે હો બીજ, રાગ ને દ્વેષ દૂરે કરી જી,
કેવળ પદ લહી તાસ, વરે મુક્તિ ઉલટ ધરી જી ૧૪

જિનપૂજા ગુરુભક્તિ, વિનય કરી સેવો સદા જી;
પદ્મવિજયનો શિષ્ય, ભક્તિ પામે સુખ સંપદા જી ૧૫

૧ શિયળવ્રત-બ્રહ્મચર્યવ્રત ૨ ભૂમિશય્યા સહિત

# શ્રી જ્ઞાન પંચમીનું સ્તવન

## ઢાળ પહેલી

(પુણ્ય પ્રશંસીએ–એ દેશી.)

સુત સિદ્ધારથ ભૂપનો રે, સિદ્ધારથ ભગવાન;
બારહ પર્ષદા આગલે રે, ભાખે શ્રી વર્ધમાનો રે.
ભવિયણ ચિત્ત ધરો, મન વચ કાય અમાયોરે,
જ્ઞાન ભક્તિ કરો. એ આંકણી૦ ૧

ગુણ અનંત આતમ તણા રે, મુખ્યપણે તિહાં દોય;
તેહમાં પણ જ્ઞાન જ વડું રે, જિણથી દંસણ હોય રે. ભ૦ ૨

જ્ઞાને ચારિત્ર ગુણ વધે રે, જ્ઞાન ઉદ્યોત સહાય;
જ્ઞાને થિવિરપણું લહે રે, આચારજ ઉવજ્ઝાય રે. ભ૦ ૩

જ્ઞાની શ્વાસોશ્વાસમાં રે, કઠિણ કરમ કરે નાશ;
વહ્નિ જેમ ઇંધણ દહે રે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશ રે. ભ૦ ૪

પ્રથમ જ્ઞાન પછી દયા રે, સંવર મોહ વિનાશ;
ગુણઠાણુંગ પગથાલીયે રે, જેમ ચઢે મોક્ષ આવાસો રે. ભ૦ ૫

મઇ સુઅ ઓહિ મણપજજવા રે, પંચમ કેવલજ્ઞાન;
ચઉ મુંગા શ્રુત એક છે રે, સ્વપર પ્રકાશ નિદાન રે. ભ૦ ૬.
તેહનાં સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદિ;
લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદો રે. ભ૦ ૭
ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય;
અંધા બહેરા બોબડા રે, મુંગા પાંગુલા થાય રે. ભ૦ ૮
ભણતાં ગણતાં ન આવડે રે, ન મળે વલ્લભ ચીજ;
ગુણમંજરી વરદત્ત પરે રે, જ્ઞાન વિરાધન બીજ રે. ભ૦ ૯
પ્રેમે પૂછે પર્ષદા રે, પ્રણમી જગગુરુ પાય;
ગુણમંજરી વરદત્તનો રે, કહો અધિકાર પસાયો રે. ભ૦ ૧૦

## ઢાળ બીજી

( કપુર હોયે અતિ ઉજળો રે—એ દેશી )

જંબૂદ્વીપના ભરતમાં રે, નયન પદ્મપુર ખાસ,
અજિતસેન રાજા તિહાં રે, રાણી યશોમતી તાસ રે,
પ્રાણી, આરાધો વર જ્ઞાન, એહજ મુક્તિ નિદાન રે. પ્રાણી૦ ૧
એ આંકણી.

વરદત્ત કુંવર તેહનો રે, વિનયાદિક ગુણવંત,
પિતાએ ભણવા મૂકીઓ રે, આઠ વરસ જબ હુંત રે. પ્રા૦ ૨

પંડિત યત્ન કરે ઘણો રે, છાત્ર ભણાવણ હેત;
અક્ષર એક ન આવડે રે, અર્થ તણી શી ચેત રે. પ્રા૦ ૩

કોઢે વ્યાપી દેહડી રે, રાજા રાણી સચિંત;
શ્રેષ્ઠી તેહી જ નયરમાં રે, સિંહદાસ ધનવંત રે. પ્રા૦ ૪

કપૂરતિલકા ગેહિની રે, શીલે શોભિત અંગ;
ગુણમંજરી તસ બેટડી રે, મૂંગી રોગે વ્યંગ રે પ્રા૦ ૫

સોળ વરસની સા થઇ રે, પામી યૌવન વેશ;
દુર્ભગ પણ પરણે નહી રે, માતા પિતા ધરે ખેદ રે. પ્રા૦ ૬

તેણે અવસરે ઉદ્યાનમાં રે, વિજયસેન ગણધાર;
જ્ઞાનરયણ રયણાયરૂ રે, ચરણ કરણ વ્રતધાર રે. પ્રા૦ ૭

વનપાલક ભૂપાલને રે, દીધ વધાઇ જામ,
ચતુરંગી સેના સજી રે, વંદન જાવે તામ રે. પ્રા૦ ૮

ધર્મદેશના સાંભળે રે, પુરજન સહિત નરેશ;
વિકસિત નયણ વદન મુદા રે, નહિ પ્રમાદ પ્રવેશ રે. પ્રા૦ ૯

જ્ઞાનવિરાધન પરભવે રે, મૂરખ પર આધીન,
રોગે પીડ્યા ટળવળે રે, દીસે દુ:ખીયા દીન રે. પ્રા૦ ૧૦

જ્ઞાન સાર સંસારમાં રે, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગ જીવડા રે, ન લહે તત્ત્વ સંકેત રે. પ્રા૦ ૧૧

શ્રેષ્ઠી પૂછે મુણીંદને રે, ભાખો કરૂણાવંત;
ગુણમંજરી મુજ અંગજા રે, કવણ કર્મ વિરતંત રે. પ્રા૦ ૧૨

ઢાળ ત્રીજી.

( સુરતી મહિનાની દેશીમાં )

ધાતકીખંડના ભરતમાં, ખેટક નયર સુઠામ;
વ્યવહારી જિનદેવ છે, ઘરણી સુંદરી નામ. ૧

અંગજ પાંચ સોહામણા, પુત્રી ચતુરા ચાર;
પંડિત પાસે શીખવા, તાતે મુકયા કુમાર. ૨

બાલ સ્વભાવે રમ્મત, કરતાં દહાડા જાય;
પંડિત મારે ત્યારે, મા આગલ કહે આય. ૩

સુંદરી શંખિણી શીખવે, ભણવાનું નહીં કામ;
પંડયો આવે તેડવા, તો તસ હણજો તામ. ૪

પાટી ખડીયા લેખણ, બાળી કીધાં રાખ;
શઠને વિદ્યા નવિ રુચે, જેમ [1]કરહાને દ્રાખ. ૫

પાડા પરે મોહોટા થયા, કન્યા ન દીએ કોય;
શેઠ કહે સુણ સુંદરી, એ તુજ કરણી જોય. ૬

ત્રટકી ભાખે ભામિની, બેટા બાપના હોય;
પુત્રી હોયે છે માતની, જાણે છે સૌ કોય. ૭

રે રે પાપિણી સાપિણી, સામા બોલ મ બોલ;
રીસાલી કહે તાહરો, પાપી બાપ નિટોલ. ૮

૧ ઊંટ.

શેઠે મારી સુંદરી, કાળ કરી તતખેવ;
એ તુજ બેટી ઉપની, જ્ઞાન વિરાધન હેવ. ૯

મૂર્છાગત ગુણમંજરી, જાતિસમરણ પામી;
જ્ઞાન-દિવાકર સાચો, ગુરુને કહે શિરનામી. ૧૦

શેઠ કહે સુણો સ્વામી, કેમ જાયે એ રોગ;
ગુરુ કહે જ્ઞાન આરાધો, સાધો વંછિત યોગ. ૧૧

ઉજ્જ્વલ પંચમી સેવો, પંચ વરસ પંચ માસ;
'નમો નાણસ્સ' ગણણુ ગણો, ચોવિહાર ઉપવાસ. ૧૨

પૂરવ ઉત્તર સન્મુખ, જપિયે દોય હજાર;
પુસ્તક આગલ ઢોઇયે, ધાન્ય ફલાદિ ઉદાર. ૧૩
દીવો પંચ દીવટ તણો, સાથીઓ મંગલ ગેહ;
પોસહમાં ન કરી શકે તો, તેણે વિધિ પારણુ એહ. ૧૪
અથવા સૌભાગ્ય પંચમી, ઉજ્જ્વલ કાર્તિક માસ,
જાવજ્જીવ લગે સેવીએ, ઉજમણા વિધિ ખાસ. ૧૫

ઢાળ ચોથી.

( એકવીશાની દેશીમાં )

પાંચ પોથી રે, ઠવણી પાઠાં વિટાંગણાં,
ચાબખી દોરા રે, પાટી પાટલા વરતણા,
મસી કાગલ રે, કાંબી ખડિયાં લેખણી,
કવલી ડાબલી રે, ચંદુઆ ઝરમર પૂંજણી. ૧

[ ત્રુટક ]

પ્રાસાદ પ્રતિમા તાસ ભૂષણ, કેસર ચંદન ડાબલી,
વાસકૂંપી વાલાકૂંચી અંગલુહણાં ડાબડી,
કલશ થાલી મંગલદીવો, આરતી ને ધૂપણા,
ચસ્વલા મુહપત્તિ સામીવચ્છલ, નોકારવાલી થાપના. ૨

[ ઢાલ ]

જ્ઞાન દરિસણ રે, ચરણનાં સાધન જે કહ્યાં,
તપ સંયુત રે, ગુણમંજરીએ સદ્દહ્યાં;
નૃપ પૂછે રે, વરદત્ત કુંવરને અંગ રે,
રોગ ઉપન્યો રે, કવણ કરમના ભંગ રે. ૩

[ ત્રુટક ]

મુનિરાજ ભાખે જંબૂદ્વીપે, ભરત સિંહપુર ગામ એ,
વ્યવહારી વસુ તાસ નંદન, વસુસાર વસુદેવ નામ એ;
વનમાંહિ રમતાં હોય બાંધવ, પુણ્યયોગે ગુરુ મલ્યા,
વૈરાગ્ય પામી ભોગ વામી ધર્મધામી સંવર્યા. ૪

[ ઢાલ ]

લઘુ બાંધવ રે, ગુણવંત ગુરુ પદવી લહે,
પણસય મુનિને રે, સારણ વારણ નિત્ય દિએ;
કર્મયોગે રે, અશુભ ઉદય થયો અન્યદા,
સંથારે રે, પોરિસી ભણી પોઢયા યદા. ૫

[ ત્રુટક ]

સર્વઘાતી નિંદ વ્યાપી સાધુ માગે વાયણા,
ઉંઘમાં અંતરાય થાતા, સૂરિ હુઆ દુમણા;
જ્ઞાન ઉપર દ્વેષ જાગ્યો, લાગ્યો મિથ્યા ભૂતડો,
પુણ્ય અમૃત ઢોલી નાખ્યું, ભર્યો પાપ તણો ઘડો. ૬

[ ઢાલ ]

મન ચિંતવે રે, કાં મુજ લાગ્યું પાપ રે,
શ્રુત અભ્યાસો રે, તો એવડો સંતાપ રે;
મુજ બાંધવ રે, ભોયણ સયણ સુખે કરે,
મૂરખના રે આઠ ગુણ મુખ ઉચ્ચરે. ૭

[ ત્રુટક ]

બાર વાસર[1] કોઇ મુનિને, વાયણા દીધી નહી,
    અશુભ ધ્યાને આયુ પૂરી, ભૂપ તુજ નંદન સહી,
જ્ઞાન વિરાધન મૂઢ જડપણુ, કોઢની વેદન લહી,
    વૃદ્ધ બાંધવ માન સરનર, હંસગતિ પામ્યો સહી. ૮

[ ઢાલ ]

વરદત્તને રે, જાતિસમરણ ઉપન્યુ,
    ભવ દીઠો રે, ગુરુ પ્રણમી કહે શુભમનો,
ધન્ય ગુરુજી રે, જ્ઞાન જગત્રય દીવડો,
    ગુણ અવગુણ રે, ભાસન જે જગ પરવડો. ૯

[ ત્રુટક ]

જ્ઞાન પાવન સિદ્ધિસાધન, જ્ઞાન કહો કેમ આવડે,
    ગુરુ કહે તપથી પાપ નાસે, ટાઢ જેમ [2]ઘન [3]તાવડે,
ભૂપ પભણે પુત્રને પ્રભુ, તપની શક્તિ ન એવડી,
    ગુરુ કહે પંચમી તપ આરાધો, સંપદા લ્યો બેવડી. ૧૦

ઢાળ પાંચમી.

( ભેદી રંગ લાગ્યો—એ દેશી )

સદ્ગુરુ વયણ સુધારસે રે, ભેદી સાતે ધાત, તપશુ રંગ લાગ્યો.
ગુણમંજરી વરદત્તનો રે, નાઠો રોગ મિથ્યાત્વ. ત૦ ૧
પંચમી તપ મહિમા ઘણો રે, પ્રસર્યો મહીયલમાંહી, ત૦
કન્યા સહસ સ્વયંવરા રે, વરદત્ત પરણ્યો ત્યાંહી. ત૦ ૨

---

૧ દિવસ ૨ ઘણા-સખ્ત. ૩ તાપથી

## અષ્ટમીનું સ્તવન. ( બે ઢાળીયું )

### ઢાળ પહેલી

[ આવો આવો જશોદાના કંત અમ ઘેરે આવો રે–એ દેશી. ]

શ્રી રાજગૃહી નયરી ઉદ્યાને, અતિશય છાજે રે,
વિચરંતા વીર જિણંદ, આવી બિરાજે રે;
તિહાં ચોત્રીશ ને પાંત્રીશ, વાણીગુણ ગાજે રે,
પધાર્યા શ્રેણિકરાય, વંદન કાજે રે. ૧
તિહાં ચોસઠ સુરપતિ આવી, ત્રિગડા બનાવે રે,
તિહાં બેસીને ઉપદેશ, પ્રભુજી સુણાવે રે;
તિહાં સુર નર નારી તિર્યંચ, નિજ નિજ ભાષા રે,
ભેદ સમજીને ભવિ જીવ, લહે સુખ વાસા રે. ૨
તવ ઇંદ્રભૂતિ મહારાજ, કહે પ્રભુ વીરને રે,
કહો અષ્ટમીનો મહિમા, પ્રભુજી અમને રે;
તવ ભાખે વીર જિણંદ, સુણો ભવિ પ્રાણી રે,
અષ્ટમી દિન જિનનાં કલ્યાણક, ધારો ચિત્ત આણી રે. ૩

### ઢાળ બીજી

એ તો સકલ તીર્થનો રાય રે, મહોટો ગિરિવર કહેવાય રે;
એની જાત્રા પુણ્યે થાય, મનોહર મિત્ર એ ગિરિ સેવો રે–એ દેશી.

પહેલું ઋષભનું જન્મ કલ્યાણ રે, ચારિત્ર લહે શુભ વાન રે; ત્રીજું સંભવનું ચ્યવન જાણ. ભવિ તુમે અષ્ટમી તિથિ સેવો રે; એ છે શિવવધૂ મલવાનો મેળો. ભવિ૦ ૧

અજિત સુમતિ જિન જન્મ્યા રે, જિન સાતમા સ્વર્ગથી ચવ્યા રે; અભિનંદન શિવપદ પામ્યા. ભવિ૦ ૨

વીશમા એકવીશમા સ્વામી રે, બન્નેનું જન્મ સુખ ધામી રે, બાવીશમા શિવ વિશરામી. ભવિ૦ ૩

શ્રી પાર્શ્વજિન મોક્ષ મહતા રે, ઇત્યાદિક જિન ગુણવતા રે, કલ્યાણક મોક્ષ કહતા. ભવિ૦ ૪

તેથી અડકર્મ દૂર પલાય રે, એથી અડસિદ્ધિ અડબુદ્ધિ થાય રે, તેણે કારણ શિવ ચિત્ત લાય. ભવિ૦ ૫

એવી વીર જિણંદની વાણી રે, સુણી સમજ્યા કેઈ ભવિ પ્રાણી રે, ઇત્યાદિ જિનગુણ ખાણી. ભવિ૦ ૬

શ્રી ઉદયસાગર ગુરુ રાયા રે, તસ શિષ્ય વિવેકે ધ્યાયા રે, શ્રી ન્યાયસાગર ગુણ ગાયા. ભવિ૦ ૭

---

## શ્રી એકાદશીનું સ્તવન ( ચાર ઢાળીયું )

### ઢાળ પહેલી

જગપતિ નાયક નેમિજિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા,
જગપતિ વંદવા કૃષ્ણ નરિંદ, જાદવ કોડશુ પરિવર્યા. ૧
જગપતિ ધીગુણ ફૂલ અમૂલ ભક્તિગુણે માલા રચી,
જગપતિ પૂજી પૂછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવરુચિ. ૨
જગપતિ ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે,
જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કોણ કહે? ૩
જગપતિ તુમ સરિખો મુજ નાથ, માથે ગાજે ગુણનીલો,
જગપતિ કોઇ ઉપાય બતાવ, જેમ કરે શિવવધૂ કતલો. ૪
નરપતિ ઉજ્જવલ માગશિર માસ, આરાધો એકાદશી,
નરપતિ એકસો ને પચાસ, કલ્યાણક તિથિ ઉલ્લસી. ૫
નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાળ, ચોવીશી ત્રીશે મલી,
નરપતિ નેવુ જિનના કલ્યાણ, વિવરી કહુ આગળ વલી. ૬
નરપતિ અરદીક્ષા નમિ નાણ, મલ્લી જન્મ વ્રત કેવલી,
નરપતિ વર્ત્તમાન ચોવીશી,–માંહે કલ્યાણક આ વળી, ૭

પુણ્યે હાર વખારો શેઠની, ઉગરી સૌ પ્રશંસા કરે જી;
હરખે શેઠજી તપ ઉજમાણું, [1]પ્રેમદા સાથે આદરે જી. ૫

પુત્રને ઘરનો ભાર ભળાવી, સંવેગી શિર [2]સેહરો જી;
ચઉનાણી વિજયશેખરસૂરિ, પાસે તપ-વ્રત આદરે જી. ૬

એક ખટ માસી ચાર ચોમાસી, દોસય છઠ્ઠ સો અઠ્ઠમ કરે જી;
બીજા તપ પણ બહુશ્રુત સુવ્રત, મૌનએકાદશી વ્રત ધરે જી. ૭

એક અધમ સુર મિથ્યાદૃષ્ટિ, દેવતા સુવ્રત સાધુને જી;
પૂર્વોપાર્જિત કર્મ ઉદેરી, અંગે વધારે વ્યાધિને જી. ૮

કર્મે નડીયો પાપે જડીયો, સુર કહે જાઓ ઔષધ ભણી જી;
સાધુ ન જાયે રોષ ભરાયે, પાટુ પ્રહારે હણ્યો મુનિ જી. ૯

મુનિ મન વચ કાય ત્રિયોગે, ધ્યાન અનલ દહે કર્મને જી;
કેવલ પામી જિત મદ રામી, સુવ્રત નેમ કહે શ્યામને[3] જી. ૧૦

ઢાળ ચોથી.

કાન પયંપે નેમને એ, ધન્ય ધન્ય યાદવ વંશ,
જિહાં પ્રભુ અવતર્યા એ, મુજ મન માનસ હંસ,
જયો જિન નેમજી એ. ૧

ધન્ય શિવાદેવી માવડી એ, સમુદ્રવિજય ધન્ય તાત;
સુજાત જગત ગુરુ એ, રત્નત્રયી અવદાત. જયો૦ ૨

ચરણ[4] વિરોધી ઉપનો એ, હું નવમો વાસુદેવ; જયો૦
તિણ મન નવી ઉલ્લસે એ, ચરણ ધરમની સેવ. જયો૦ ૩

હાથી જેમ કાદવ કળ્યો[5] એ, જાણું [6] ઉપાદેય-હેય; જયો૦
તો પણ હું ન કરી શકું એ, દુષ્ટ કર્મનો ભેય[7]. જયો૦ ૪

---

૧ સ્ત્રી-ભાર્યા. ૨ મુગટ. ૩ કૃષ્ણને. ૪ ચારિત્ર. ૫ ખુંચ્યો.
૭ ઉપાદેય-હેય=કરવા યોગ્ય અને છોડવા યોગ્ય. ૭ ભેદ

પણ શરણુ બલિયા તણુ એ, કીજે સીજે કાજ, જયો૦
એહવા વચનને સાભળી એ, બાહે અહ્યાની લાજ. જયો૦ ૫
નેમ કહે એકાદશી એ, સમકિત શુત આરાધ, જયો૦
થાઇશ જિનવર બારમો એ, ભાવિ ચોવીશી એ લદ્ધ. જયો૦ ૬

કલશ.

ઇમ નેમિ જિનવર નિત્ય પુરદર રૈવતાચલ મડણો,
બાણ નવ મુનિ ચદ વર્ષે, રાજનગરે સથુણ્યો,
સવેગ રગ તરગ જલનિધિ, સત્યવિજય ગુરુ અનુસરી,
કપુરવિજય કવિ ક્ષમાવિજય ગણી, જિનવિજય જયસિરિ વરી ૧

---

## રોહિણી તપનુ સ્તવન (છ ઢાળીયું)

### ઢાળ પહેલી.

હારે મારે વાસુપૂજ્યનો નદન મઘવા નામ જો,
રાણી તેહની કમલા પંકજલોયણી રે લો,
હારે મારે આઠ પુત્ર ને ઉપર પુત્રી એક જો,
મારા પિતાને વહાલી નામે રોહિણી રે લો. ૧
હારે મારે દેખી યૌવન વય નિજ પુત્રી ભૂપ જો,
સ્વયવર મડપમાહિ નૃપ તેડાવિયા રે લો,
હારે મારે અગ બગ ને મરૂધર કેરા રાય જો,
ચતુરગી ફોજેથી ચપાએ આવીયા રે લો. ૨
હારે મારે પૂરવ ભવના રાગે રોહિણી નામ જો,
ભૂપ અશોકને કઠે વરમાળા ઠવે રે લો,
હારે મારે ગજ રથ ઘોડા દાન અને બહુમાન જો,
દેઈ વોળાવી બેટી બહુ આડબરે રે લો. ૩

હાંરે મારે રોહિણી રાણી ભોગવતાં સુખ ભોગ જો,
આઠ પુત્ર ને પુત્રી ચાર સોહાગણી રે લો;
હાંરે મારે આઠમા પુત્રનું લોકપાલ છે નામ જો,
તે ખોળે લેઇ બેઠી ગોખે ભામિની રે લો. ૪

હાંરે મારે એવે કોઇ એક નગર વણિકનો પુત્ર જો,
આયુ ક્ષયેથી બાળક મરણદશા લહે રે લો;
હાંરે મારે માતપિતાદિક સહુ તેનો પરિવાર જો,
રડતો પડતો ગોખ તળે થઇને વહે રે લો. ૫

હાંરે મારે તે દેખી અતિ હરખી રોહિણી નામ જો;
પિઉને ભાખે એ નાટક કોણ ભાતનું રે લો;
હાંરે મારે દીપ કહે પૂરવ પુણ્ય સંકેત જો,
જન્મ થકી નવિ દીઠું દુઃખ કોઇ જાતનું રે લો. ૬

ઢાળ બીજી.

પિઉ કહે જોબન મદમાતી, સહુને સરખી આશા;
એ બાળકના દુઃખથી રોવે, તુજને હોવે તમાસા,
બોલો બોલ વિચારી રાજ, એમ કેમ કીજે હાંસી. ૧
એ આંકણી.

રાયે રીસ કરી ખોળેથી, પુત્રને ખુંચી લીધો;
રોહિણી રાણી નજરે જોતાં, ગોખથી નાખી દીધો. બોલો૦ ૨
તે દેખી સહુ અંતેઉરમાં, સ્વજન પોકાર તે કીધો;
રોહિણી એમ જાણે જે બાળક, કોઇકે રમવા લીધો. બોલો૦ ૩
નગરતણે રખવાળે દેવે, અધર ગ્રહ્યો તિહાં આવી;
સોનાને સિંહાસણ પામ્યો, આભૂપણ પહેરાવી. બોલો૦ ૪
નગર લોક સહુ ભાગ્ય વખાણે, રાજા વિસ્મય થાવે;
દીપ કહે જસ પુણ્ય સખાઇ, તિહાં સહુ નવ નિધિ થાવે.
બોલો૦ ૫

ઢાળ ત્રીજી

( ૩ડો માસ વસંત— એ દેશી )

એક દિન વાસુપૂજ્ય જિનવરના, અંતેવાસી મુનિરાય વાલા,
રૂપકુંભ ને સુવર્ણકુંભજી, ચઉજ્ઞાની ભવ જહાજ[1] વાલા,
રોહિણી તપ ફળ જગ જયવંતુ. ૧ એ આંકણી.

પાઉધાર્યા પ્રભુ નયર સમીપે, હરખ્યો રોહિણી કંત વાલા,
મહુ પરિવારશું પદયુગ વંદે, નિસુણ્યો ધર્મ એકંત વાલા.
રોહિણી૦ ૨

કર જોડી નૃપ પૂછે ગુરુને, રોહિણી પુણ્ય પ્રબંધ વાલા,
શું કીધું પ્રભુ સુકૃત એણે, ભાખો તે સયલ સંબંધ વાલા.
રોહિણી૦ ૩

ગુરુ કહે પૂર્વભવમાં કીધું, રોહિણીતપ ગુણખાણ વાલા;
તેથી જન્મથકી નવિ દીઠું, સુખ દુખ જાણ અજાણ વાલા.
રોહિણી૦ ૪

ભાખશે ગુરુ હવે પૂર્વભવનો, રોહિણીનો અધિકાર વાલા,
દીપ કહે સુણજ્યો એક ચિત્તે, કર્મપ્રપંચવિચાર વાલા.
રોહિણી૦ ૫

ઢાળ ચોથી.

ગુરુ કહે જંબૂખેત્ર ભરતમાં, સિદ્ધપુર નગર મોઝાર રે,
પૃથ્વીપાલ નરેસર રાજા, સિદ્ધિમતી તસ નાર, રાજન સુણ-
જ્યો રે, કાંઇ પૂરવ ભવ અધિકાર દીલમાં ધરજ્યો રે. ૧.
એ આંકણી.

એક દિન આવ્યા ચંદ ઉદ્યાને, રાણી ને વળી રાય રે,
ખેલે ક્રીડા નવ નવ ભાતે, જોજ્યો કર્મનિદાન. ગ૦ ૨

૧ ભવરૂપી સમુદ્ર તરવામાં નૌકા સમાન

એવે કોઇ એક મુનિ તિહાં આવ્યા, ગુણસાગર તસ નામ રે;
રાજા તે મુનિવરને દેખી, રાણીને કહે તામ. રા૦ ૩
ઉઠો એ મુનિને વહોરાવો, જે હોય સુઝતો આહાર રે;
નિસુણી રાણીને મુનિ ઉપર, ઉપન્યો ક્રોધ અપાર. રા૦ ૪
વિષયથકી અંતરાય થયો તે, મનમાં બહુ દુઃખ લાવે રે;
રીસે બળતી કડવું તુંબડું, તે મુનિને વહોરાવે. રા૦ ૫
મુનિને આહાર થકી વિષ વ્યાપ્યું, કાળધર્મ તિહાં કીધો રે;
રાજાએ રાણીને તત્ક્ષણ, દેશ નિકાલ કીધો. રા૦ ૬
સાતમે દિન મુનિ-હત્યા પાપે, ગલત કોઢ થયો અંગે રે;
કાળ કરીને છઠ્ઠી નરકે, ઉપની પાપ પ્રસંગે. રા૦ ૭
નારકી ને તિર્યંચ તણા ભવ, ભટકી કાળ અનંત રે;
દીપ કહે હવે ધર્મ જોગનો, કહીશું સરસ વૃત્તાંત. રા૦ ૮

ઢાળ પાંચમી

તે રાણી મુનિપાપથી કેસરીયા, ફરતી ભવ ચક્ર ફેર રે કેસરીયા લાલ; તારા નયરમાં ઉપની કેસરીયા, વનમિત્ર શેઠને ઘર રે, કેસરીયા લાલ; જુઓ જુઓ કર્મ વિડંબના. કેસરીયા૦ ૧. એ આંકણી. ધનવતી કુખે ઉપની કે૦, દુર્ગંધા તસ નામ રે કે૦ લા૦; નગરવણિકના પુત્રને કે૦, પરણાવી બહુ માનરે. કે૦ લા૦ જુ૦ ૨. સુખ [1]શય્યાની ઉપરે કે૦ આવી કંતની પાસ રે કે૦ લા૦; બહુ દુર્ગંધતા ઉછળી કે૦, સ્વામી પામ્યો ત્રાસ રે. કે૦ લા૦ જુ૦ ૩. મૂકી પરદેશે ગયો કે૦, જુઓ જુઓ કર્મ સ્વભાવ રે કે૦ લા૦; એક દિન કન્યાનો પિતા કે૦, જ્ઞાનીને પૂછે ભાવ રે. કે૦ લા૦ જુ૦ ૪. જ્ઞાનીએ પૂરવ ભવ કહ્યો કે૦, ભાખ્યો સહુ અવદાત રે કે૦

[1] પધારી.

લા૦; ફરી પૂછે ગુરુરાયને કે૦, કેમ હોવે સુખ શાંત રે. કે૦ લા૦ જી૦ ૫. ગુરુ કહે રોહિણી તપ કરો કે૦, સાત વર્ષ સાત માસ રે કે૦ લા૦, રોહિણી નક્ષત્રને દિને કે૦, ચોવિહારો ઉપવાસ રે. કે૦ લા૦ જી૦ ૬. વાસુપૂજ્ય ભગવતની કે૦, પૂજા કરો શુદ્ધ ભાવ રે કે૦ લા૦, એમ એ તપ આરાધતા કે૦, પ્રગટે શુદ્ધ સ્વભાવ રે. કે૦ લા૦ જી૦ ૭. કરજ્યો તપ પૂરણ થયે કે૦, ઉજમણુ ભલીભાત રે કે૦ લા૦ તેથી એક ભવ આંતરે કે૦ લેશો જ્યોતિ મહત રે. કે૦ લા૦ જી૦ ૮. એમ મુનિ-મુખથી સાંભળી કે૦, આરાધી તે સાર રે કે૦ લા, એ તારી રાણી થઇ કે૦, રોહિણી નામે નાર રે. કે૦ લા૦ જી૦ ૯. એમ નિસુણી હરખ્યાં બહુ કે૦, રોહિણી ને વળી રાય રે કે૦ લા૦, દીપ કહે મુનિ કુંભને કે૦ પ્રણમી થાનક જાય રે. કે૦ લા૦ જી૦ ૧૦.

ઢાળ છઠ્ઠી.

એક દિન વાસુપૂજ્યજી એ, સમોસર્યા જિનરાજ નમો જિનરાજને એ; રાય ને રોહિણી હરખીયા એ, સિધ્યા સઘળા કાજ, નમો જિનરાજને એ. ૧ એ આંકણી.

બહુ પરિવારશુ આવીયા રે, વંદે પ્રભુના પાય, ન૦
પ્રભુ મુખથી વાણી સુણી એ, આનંદ અંગ ન માય. ન૦ ૨

રાય ને રોહિણી બેહુ જણાએ, લીધો સંજમ ખાસ, ન૦
ધન્ય ધન્ય સંજમધર મુનિ એ, સુર નર જેના દાસ. ન૦ ૩

તપ તપી કેવલ લહી એ, તાર્યા બહુ નર નાર, ન૦
શિવપદ અવિચળ પદ લહ્યુ એ, પામ્યા ભવનો પાર. ન૦ ૪

એમ જે રોહિણી તપ કરે રે, રોહિણીની પરે તેહ, ન૦
મંગળમાળા તે લહે રે, વળી અજરામર ગેહ. ન૦ ૫

ધન્ય વાસુપૂજ્યના તીર્થને એ, ધન્ય ધન્ય રોહિણી નાર; ન૦
એ તપ જે ભાવે કરે રે, પામે તે જય જયકાર. ન૦ ૬
સંવત અઢાર ઓગણસાઠનો રે, ઉજ્જવળ ભાદ્રવ માસ; ન૦
દીપવિજયે તસ ગાઇયો રે, કરી ખંભાત ચોમાસ. ન૦ ૭

કળશ

વાસુપૂજ્ય જગનાથ સાહેબ, તાસ તીર્થે એ થયા,
આઠ પુત્ર ને ચાર પુત્રીથી, દંપતી મુગતે ગયા;
તપગચ્છ વિજયાણંદ પટધર, વિજયદેવેંદ્રસૂરીસરુ,
તાસ રાજ્યે સ્તવન કીધું, સકલ સંઘ સોહંકરુ;
સકલ પંડિત પ્રવર ભૂષણ, પ્રેમરત્નગુરુ ધ્યાઇયા,
કવિ દીપવિજયે પુણ્ય હેતે, રોહિણી ગુણ ગાઇયા. ૧

---

શ્રી યશોવિજયજી ઉપાધ્યાયકૃત—

## સવાસો ગાથાનું

### શ્રી સીમંધર સ્વામીનું સ્તવન

ઢાળ પહેલી

એક દિન દાસી દોડતી—એ દેશી.

સ્વામી સીમંધર ! વિનતિ સાંભલો માહરી દેવ રે;
તાહરી આણ હું શિર ધરું, આદરું તાહરી સેવ રે,
સ્વામી સીમંધર ! વિનતિ. ૧
કુગુરુની વાસના પાશમાં, હરિણ પરે જે પડ્યા લોક રે;
તેહને શરણ તુજ વિણ નહીં, ટળવળે બાપડા ફોક રે સ્વા. ૨

જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે;
લૂટે તેણે જન દેખતાં, કિહાં કરે લોક પોકાર રે? સ્વા૦ ૨
જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરે તેહ રે?
એમ અજાણ્યા પડે ફંદમા, પાપબંધે રહ્યા જેહ રે. સ્વા૦ ૪
કામકુંભાદિક અધિકનુ, ધર્મનુ કો નવિ મૂલ રે,
દોકડે કુગુરુ તે દાખવે, શુ થયુ એહ જગ શૂલ રે? સ્વા૦ ૫
અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે,
પરમપદને પ્રગટ ચોરથી, તેહથી કેમ વહે પથ રે? સ્વા૦ ૬
વિષયરસમા ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદપૂર રે,
ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાન મારગ રહ્યો દૂર રે. સ્વામી૦ ૭
કલહકારી કદાગ્રહભર્યા, થાપતા આપણા બોલ રે,
જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. સ્વા૦ ૮
કેઈ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કદ રે,
ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે નહી મદ રે. સ્વા૦ ૯
બહુ મુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસ રે,
ઢુઢતા ધર્મને તે થયા, ભ્રમર જેમ કમલની વાસ રે. સ્વા૦ ૧૦

ઢાળ બીજી

(રાગ ગોડી, ભોલીડા હંસા રે વિષય ન ગચીએ–એ દેશી)

એમ ઢુઢતાં રે ધર્મ સોહામણો, મિલિયો સદ્દગુરૂ એક,
તેહને સાચો રે મારગ દાખવે, આણી હૃદય વિવેક,
શ્રી સીમધર સાહેબ! સાભલો. ૧૧
પરઘરે જોતા રે ધર્મ તુમે ફરો, નિજઘરે ન લહો રે ધર્મ,
જેમ નવિ જાણે રે મૃગ કસ્તુરીઓ, મૃગમદ પરિમલ મર્મ. શ્રી૦ ૧૨
જેમ તે ભૂલો રે મૃગ દિશિ દિશિ ફરે, લેવા મૃગમદ ગધ,
તેમ જગ ઢુઢે રે બાહિર ધર્મને, મિથ્યાદૃષ્ટિ રે અધ. શ્રી૦ ૧૩

જાતિ અંધનો રે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ;
મિથ્યાદૃષ્ટિ રે તેહથી આકરો, માને અર્થ અનર્થ. શ્રી૦ ૧૪
આપ પ્રશંસે રે પરગુણ ઓળવે, ન ધરે ગુણનો રે લેશ;
તે જિનવાણી રે નવિ શ્રવણે સુણે, દીએ મિથ્યા ઉપદેશ. શ્રી૦ ૧૫
જ્ઞાન પ્રકાશે રે મોહ તિમિર હરે, જેહને સદ્ગુરુ સૂર;
તે નિજ દેખે રે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર. શ્રી૦ ૧૬
જેમ નિર્મલતા રે રતન સ્ફટિકતણી, તેમ જે જીવ સ્વભાવ;
તે જિન વીરે રે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ. શ્રી૦ ૧૭
જેમ તે રાતે રે ફૂલે રાતડું, શ્યામ ફૂલથી રે શ્યામ;
પાપ-પુણ્યથી રે તેમ જગ જીવને, રાગ-દ્વેષ પરિણામ. શ્રી૦ ૧૮
ધર્મ ન કહીએ રે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ;
પહેલે અંગે રે એણી પરે ભાખીયું, કરમે હોએ ઉપાધિ. શ્રી૦ ૧૯
જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ;
સમ્યગ્દૃષ્ટિ રે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ. શ્રી૦ ૨૦
એમ જાણીને રે જ્ઞાનદશા ભજી, રહીએ આપ સ્વરૂપ;
પરપરિણતિથી રે ધર્મ ન છાંડીએ, નવિ પડીએ ભવકૂપ. શ્રી૦ ૨૧

### ઢાળ ત્રીજી.

(હવે રાણી પદ્માવતી—એ દેશી.)

જિહાં લગે આતમ દ્રવ્યનું લક્ષણ નવિ જાણ્યું,
તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું ?
આતમતત્ત્વ વિચારીએ. ૨૨

આતમ-અજ્ઞાને કરી, જે ભવદુઃખ લહીએ;
આતમ-જ્ઞાને તે ટલે, એમ મન સદ્દહીએ. આતમ૦ ૨૩
જ્ઞાનદશા જે આકરી, તેહ ચરણ વિચારો;
નિર્વિકલ્પ ઉપયોગમાં, નહિ કર્મનો ચારો. આતમ૦ ૨૪

ભગવઇ અંગે ભાખીયો, સામાયિક અર્થ;
સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ. આતમ૦ ૨૫

લોકસાર અધ્યયનમાં, સમકિત મુનિભાવે,
મુનિભાવ જ સમકિત કહ્યુ, નિજ શુદ્ધ સ્વભાવે. આતમ૦ ૨૬

કષ્ટ કરો સંજમ ધરો, ગાળો નિજ દેહ,
જ્ઞાનદશા વિણુ જીવને, નહીં દુઃખનો [1]છેહ. આતમ ૨૭

બાહિર યતના બાપડા, કરતાં દુહવાયે;
અંતર જતના જ્ઞાનની, નવિ તેણે થાયે. આતમ૦ ૨૮

રાગ દ્વેષ મલ ગાળવા, ઉપશમ જલ [2]ઝીલો,
આતમ પરિણતિ આદરી, પરપરિણતિ પીલો. આતમ૦ ૨૯

હું એહનો એ માહરો, એ હું એણી બુદ્ધિ,
ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિ. આતમ૦ ૩૦

બાહિર દૃષ્ટિ દેખતા, બાહિર મન ધાવે,
અંતર દૃષ્ટિ દેખતા, અક્ષય પદ પાવે. આતમ૦ ૩૧

ચરણ હોય લજ્જાદિકે, નવિ મનને ભંગે,
ત્રીજે અધ્યયને કહ્યુ, એમ પહેલે અંગે. આતમ૦ ૩૨

અધ્યાતમ વિણુ જે ક્રિયા, તે તનુમલ[3] તોલે,
મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. આતમ૦ ૩૩

હું કરતા* પરભાવનો, એમ જેમ જેમ જાણે,
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આતમ૦ ૩૪

પુદ્ગલ કર્માદિક તણો, કરતા* વ્યવહારે,
કરતા ચેતન કરમનો, નિશ્ચય સુવિચારે. આતમ૦ ૩૫

૧ અંત ૨ ઉપશમરૂપી જળમાં ન્હાવ ૩ નખનો મેલ
* કર્તા—કરનાર

કર્તા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધે કહીએ;
કર્તા પરપરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આતમ૦ ૩૬

## ઢાળ ચોથી.

(વીરમતી પ્રીતિ કારણી—એ દેશી.)

શિષ્ય કહે જો પરભાવનો, અકર્તા કહ્યો પ્રાણી;
દાન-હરણાદિક કેમ ઘટે, કહે સદ્‌ગુરુ વાણી.
શુદ્ધ નય અર્થ મન ધારીએ. એ આંકણી. ૩૭

ધર્મ નવિ દીએ નવા સુખ દીએ, પરજંતુને દેતો:
આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો. શુદ્ધ૦ ૩૮

જોગ વશે જે પુદ્‌ગલ ગ્રહ્યા, નવિ જીવના તેહ;
તેહથી જીવ છે જૂજૂઓ, વળી જૂજૂઓ દેહ. શુદ્ધ૦ ૩૯

ભક્તપાનાદિક પુદ્‌ગલ પ્રતે, ન દીએ છતિ વિના પોતે;
દાન-હરણાદિક પર જંતુને, એમ નવિ ઘટે જોતે. શુદ્ધ૦ ૪૦

દાન-હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે;
દીએ હરે તું નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે. શુદ્ધ૦ ૪૧

અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે;
જ્ઞાયક ભાવે જે એકલો, ગ્રહે તે સુખ સાધે. શુદ્ધ૦ ૪૨

શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ માયા;
તેટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમ રાયા. શુદ્ધ૦ ૪૩

પરતણી આશા વિષ વેલડી, ફલે કર્મ બહુ ભાંતિ;
જ્ઞાન દહને કરી તે દહે, હોએ એક જે જાતિ. શુદ્ધ૦ ૪૪

રાગ દ્વેષે રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે;
પ્રથમ અંગે એમ ભાખીયું, નિજ શક્તિ અજુઆલે. શુદ્ધ૦ ૪૫

એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરુ તેહને ભાષે;
જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. શુદ્ધ૦ ૪૬

જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે;
નિજ દયા, વિણુ કહો પરદયા, હોએ કવણ પ્રકારે? શુદ્ધ૦ ૪૭
લોક વિણ જેમ નગર મેદની, જેમ જીવ વિણ કાયા;
ફોક તેમ જ્ઞાન વિણુ પરદયા, જિસી નટતણી માયા. શુદ્ધ૦ ૪૮
સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ,
તેહથી વમે મુનિ મોહને, વળી અરતિ રતિ શોગ. શુદ્ધ૦ ૪૯
સૂત્ર અક્ષર પરાવર્તના, સરસ શેલડી દાખી,
તાસ રસ અનુભવ ચાખીએ, જિહા એક છે સાખી. શુદ્ધ૦ ૫૦
આતમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા;
એહ છે સાર જિનવચનનો, વળી એ શિવ છાયા. શુદ્ધ૦ ૫૧

## ઢાળ પાચમી.

(પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત–એ દેશી)

એમ નિશ્ચય નય સાંભળીજી, બોલે એક અજાણ,
આદરશુ અમે જ્ઞાનનેજી, શુ કીજે પચ્ચખાણ?
સોભાગી જિન! સીમધર! સુણો વાત. એ આંકણી. ૫૨
કિરિયા ઉથાપી કરી જી, છાડી તેણે લાજ,
નવિ જાણે તે ઉપજે જી, કારણ વિણ નવિ કાજ. સો૦ ૫૩
નિશ્ચય નય અવલબતા જી, નવિ જાણે તસ મર્મ,
છોડે જે વ્યવહારને જી, લોપે તે જિનધર્મ. સો૦ ૫૪
નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર,
પુણ્યવત તે પામશે જી, ભવસમુદ્રનો પાર. સો૦ ૫૫
તુરગ[1] ચઢી જેમ પામીએ જી, વેગે પુરનો પથ,
માર્ગ તેમ શિવનો લહે જી, વ્યવહારે નિર્ગ્રન્થ. સો૦ ૫૬

૧ ઘોડો

મહોલ ચઢંતાં જેમ નહિં જી, તેહ તુરંગનું કાજ;
સફલ નહિ નિશ્ચય લહે જી, તેમ તનુ કિરિયા સાજ. સો૦ ૫૭

નિશ્ચય નવિ પામી શકે જી, પાલે નવિ વ્યવહાર;
પુણ્ય રહિત જે એહવા જી, તેહનો કુણ આધાર? સો૦ ૫૮

હેમ[૧] પરીક્ષા જેમ હુએ જી, સહત હુતાશન[૨] તાપ;
જ્ઞાનદશા તેમ પરખીએજી,જિહાં બહુ કિરિયા વ્યાપ. સો૦ ૫૯

આલંબન વિણ જેમ પડે જી, પામી વિષમી વાટ;
મુગ્ધ પડે ભવકૂપમાં જી, તેમ વિણ કિરિયા ઘાટ. સો૦ ૬૦

ચરિત ભણી બહુ લોકમાં જી, ભરતાદિકના જેહ;
લોપે શુભ વ્યવહારને જી, બોધ[૩] હણે નિજ તેહ. સો૦ ૬૧

બહુ દલ દીસે જીવના જી, વ્યવહારે શિવયોગ;
છીંડી તાકે પાધરો જી, છોડી પંથ અયોગ. સો૦ ૬૨

આવશ્યક માંહે ભાખિયો જી, એહજ અર્થ વિચાર;
ફલ સંશય પણ જાણતાં જી, જાણીજે સંસાર. સો૦ ૬૩

ઢાળ છઠ્ઠી.

( મુનિ મન સરોવર હંસલો, અથવા ઋષભનો વંશ
રયણાયરુ—એ દેશી )

અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારો રે;
મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે. ૬૪

તુજ વિણ ગતિ નહીં જંતુને, તું જગજંતુનો દીવો રે;
જીવીએ તુજ અવલંબને, તું સાહેબ ચિરંજીવો રે. તુજ૦ ૬૫

જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારો રે;
તેહ જ બુધ બહુ માનીએ, શુદ્ધ કહ્યો વ્યવહારો રે. તુજ૦ ૬૬

૧ સુવર્ણની, ૨ અગ્નિનો તાપ. ૩ સમકિત.

જેહમાં નિજમતિ કલ્પના, જેહથી નવિ ભવપારો રે,
અવ પગ પરા બાંધીઓ, તેહ અશુદ્ધ આચારો રે. તુજ૦ ૬૭
શિથિલ વિહારીએ આચર્યા, આલંબન જે કૂડા રે;
નિયતવાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડા રે. તુજ૦ ૬૮
આજ ન ચરણ છે આકરું, સંહનનાદિક દોષે રે,
એમ નિજ અવગુણ ઓળવી, કુમતિ કદાગ્રહ પોષે રે. તુજ૦ ૬૯
ઉત્તરગુણમાંહે હીણડા, ગુરુ કાલાદિક પાખે રે;
મૂલગુણે નહિ હીણડા, એમ પંચાશક ભાખે રે. તુજ૦ ૭૦
પરિગ્રહ ગ્રહ વશ લિંગીયા, લેઇ કુમતિ રજ માથે રે,
નિજગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય-વૃષભ[1] ન નાથે રે. તુજ૦ ૭૧
નાણ રહિત હિત પરિહરી, નિજ દંસણ ગુણ લૂસે રે
મુનિજનના ગુણ સાંભળી, તેહ અનારજ રૂસે રે. તુજ૦ ૭૨
અણુ સમ દોષ જે પરતણો, મેરુ સમાન તે બોલે રે,
જેહશું પાપની ગોઠડી, તેહશું હિયડલું[1] ખોલે રે, તુજ૦ ૭૩
સૂત્ર વિરુદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલા રે,
તે અતિ નિબિડ મિથ્યામતિ, બોલે ઉપદેશમાલા રે. તુજ૦ ૭૪
પામર જન પણ નવિ કહે, સહસા જૂઠ સશૂકો રે,
જૂઠ કહે મુનિ વેષ જે, તે પરમારથ ચૂક્યો રે. તુજ૦ ૭૫
નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિવેષે પ્રવર્તે રે,
ગૃહ-યતિ ધર્મથી બાહિરા, તે નિર્ધન ગતિ વર્તે રે. તુજ૦ ૭૬
સાધુભક્તિ જિનપૂજના, દાનાદિક શુભ કર્મ રે,
શ્રાવક જિન કહ્યો અતિભલો, નહિ મુનિવેષ અધર્મ રે.
તુજ૦ ૭૭

[1] હૃદય, ઉપ. ગા. ૧૬૫

કેવલ લિંગધારીતણો, જે વ્યવહાર અશુદ્ધો રે;
આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મ વિરુદ્ધો રે. તુજ૦ ૭૮

## ઢાળ સાતમી.

(આગે પૂરવ વાર નવાણું–એ દેશી.)

જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણહીણા જી,
તે પણ મારગમાંહે દાખ્યા, મુનિગુણ પક્ષે લીણા જી;
મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપે જી,
વંદે નવિ વંદાવે મુનિને, આપ થઇ નિજરૂપે જી. ૭૯

મુનિગુણ રાગે પૂરા શૂરા, જે જે જયણા પાલે જી,
તે તેહથી શુભ ભાવ લહીને કર્મ આપણાં ટાલે જી;
આપ હીનતા જે મુનિ ભાખે, માન સાંકડે લોકે જી,
એ દુર્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકે જી. ૮૦

પ્રથમ સાધુ બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગપખ્ખી જી,
એ ત્રણે શિવ મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખી જી;
શેષ ત્રણ ભવ મારગ કહીએ, કુમત કદાગ્રહ ભરિયા જી,
ગૃહી યતિલિંગ કુલિંગે લખીએ, સકલ દોષના દરિયા જી. ૮૧

જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણઠાણાને લેખે જી,
અનુક્રમે ગુણશ્રેણિનું ચડવું, તેહજ જિનવર દેખે જી;
જે પણ દ્રવ્ય ક્રિયા પ્રતિપાલે, તે પણ સન્મુખ ભાવે જી,
શુક્લ બીજની ચંદ્રકલા જેમ, પૂર્ણ ભાવમાં આવે જી. ૮૨

તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણી જી,
ધન્ય તેહ કૃતપુણ્ય કૃતારથ, મહાનિશીથે વાણી જી;
એ વ્યવહાર નયે મન ધારો, નિશ્ચય નય મત દાખ્યું જી,
પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ,ભાવ ચરણ નવિ ભાખ્યું જી. ૮૩

## ઢાળ આઠમી.

(ચોપાઇની દેશી)

અવર એક ભાખે આચાર, દયામાત્ર શુદ્ધ જ વ્યવહાર,
જે બોલે તેહ જ ઉત્થાપે, શુદ્ધ કરું હું મુખ ઇમ જપે. ૮૪

જિનપૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર,
નવિ જાણે ઉતરતા નઇ, મુનિને જીવદયા કયાં ગઇ ? ૮૫

જો ઉતરતા મુનિને નદી, વિધિજોગે નવિ હિંસા વદી;
તો વિધિજોગે જિનપૂજના, શિવકારણ મત ભૂલો જના. ૮૬

વિષયારંભતણો જ્યાં ત્યાગ, તેહથી લહીએ ભવજલ તાગ;
જિનપૂજામાં શુભ ભાવથી, વિષયારંભતણો ભય નથી. ૮૭

સામાયિક પ્રમુખે શુભ ભાવ, યદ્યપિ લહીએ ભવજલ નાવ,
તો પણ જિનપૂજાએ સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર. ૮૮

આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી,
દાન માન વંદન આદેશ, તો તુજ સઘલો પડ્યો કલેશ. ૮૯

સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિરવદ્ય,
જે કારણ જિનગુણ બહુમાન, જે અવસરે વરતે શુભ ધ્યાન. ૯૦

જિનવરપૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી,
છ કાયના રક્ષક હો વળી, એહ ભાવ જાણે કેવળી. ૯૧

જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા,
પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ૯૨

તો મુનિને નહિ કિમ પૂજના, એમ તું શું ચિંતે શુભમના,
રોગીને ઔષધ સમ એહ, નીરોગી છે મુનિવર દેહ. ૯૩

## ઢાળ નવમી.

( પ્રથમ ગોવાલતણે ભવેજી—એ દેશી. )

ભાવસ્તવ મુનિને ભલોજી, બેઉ ભેદે ગૃહી ધાર;
ત્રીજે અધ્યયને કહ્યો જી, મહાનિશીથ મઝાર.
સુણો જિન ! તુમ વિણ કવણ આધાર ? ૯૪

વળી તિહાં ફલ દાખિયું જી, દ્રવ્ય સ્તવનનું રે સાર;
સ્વર્ગ બારમું ગેહિને[1] જી, એમ દાનાદિક ચાર. સુણો૦ ૯૫

છઠ્ઠે અંગે દ્રૌપદી જી, જિનપ્રતિમા પૂજેય;
સૂરિયાભ પરે ભાવથી જી, એમ જિન વીર કહેય. સુણો૦ ૯૬

નારદ આવ્યે નવિ થઇ જી, ઉભી તેહ સુજાણ;
તે કારણ તે શ્રાવિકા જી, ભાખે આળ અજાણ. સુણો૦ ૯૭

જિનપ્રતિમા આગળ કહ્યો જી, શક્રસ્તવ તેણે નાર;
જાણે કુણ વિણ શ્રાવિકા જી, એહ વિપ્ર હૃદય વિચાર. સુણો૦ ૯૮

પૂજે જિનપ્રતિમા પ્રતે જી, સૂરિયાભ સુરરાય;
વાંચી પુસ્તક રત્નનાં જી, લેઇ ધર્મ વ્યવસાય. સુણો૦ ૯૯

રાયપસેણી સૂત્રમાં જી, મ્હોટો એહ પ્રબંધ;
એહ વચન અણમાનતાં જી, કરે કરમનો બંધ. સુણો૦ ૧૦૦

વિજયદેવ વક્તવ્યતા જી, જીવાભિગમે રે એમ;
જો થિતિ છે એ સુરતણી જી, તો જિનગુણથુતિ કેમ ?
સુણો૦ ૧૦૧

સિદ્ધારથ રાયે કર્યાજી, યાગ અનેક પ્રકાર;
કલ્પસૂત્રે એમ ભાખિયું જી, તે જિનપૂજા સાર. સુણો૦ ૧૦૨

---

૧ ગૃહસ્થ.

શ્રમણોપાસક તે કહ્યા જી, પહેલા અંગ મઝાર,
યોગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરધાર. સુણો૦ ૧૦૩
એમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિનપૂજા ગૃહી કૃત્ય,
જે નવિ માને તે સહી જી, કરશે બહુ ભવ નૃત્ય. સુણો૦ ૧૦૪

ઢાળ દશમી.

(જય સુરસ ઘા, માસુરસ વા, અથવા એણે પુર કંબલ કોઇ ન લેશી—એ દેશી)

અવર કહે પૂજાદિક ઠામે, પુણ્યબંધ છે શુભ પરિણામે,
ધર્મ ઇહાં નવિ કોઇ હિંસે, જેમ વ્રત પરિણામે મન હીંસે ૧૦૫
નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે શૈલેશી અંત વખાણ્યો,
ધર્મ અધર્મ તણો ક્ષયકારી, શિવસુખ દે જે ભવજલ તારી. ૧૦૬
તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે,
તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ૧૦૭
એવંભૂત તણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્યનય એમ વળી દાખ્યો,
નિજ સ્વભાવ પરિણતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવ જ કર્મ. ૧૦૮
ધર્મ શુદ્ધ ઉપયોગ સ્વભાવે, પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે,
ધર્મ હેતુ વ્યવહાર જ ધર્મ, નિજ સ્વભાવ પરિણતિનો મર્મ. ૧૦૯
શુભ યોગે દ્રવ્યાશ્રવ થાય, નિજ પરિણામે ન ધર્મ હણાય,
યાવત્ યોગ ક્રિયા નહી થંભી, તાવત્ જી વછે યોગારંભી. ૧૧૦
મલિનારંભ કરે જે કિરિયા, અમદારંભ તજીને તરિયા,
વિષયકષાયાદિકને ત્યાગે, ધર્મમતિ રહીએ શુભ માર્ગે. ૧૧૧
સ્વર્ગ હેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણ લીજે,
બહુ રાગે જે જિનવર પૂજે, તસ મુનિની પરે પાતક ધ્રુજે. ૧૧૨
ભાવસ્તવ એહથી પામીજે, દ્રવ્યસ્તવ એ તેણે કહીજે,
દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભમે મ ભૂલો કર્મ નિકાચી. ૧૧૩

## ઢાળ અગિયારમી.

( દાન ઉલટ ધરી દીજીએ–એ દેશી. )

કુમતિ એમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીત રે; હારીએ નવિ પ્રભુ બલથકી, પામીએ જગતમાં જીત રે, સ્વામી સીમંધર તું જયો. ૧૧૪ ભાવ જાણો સકલ જંતુના, ભવથકી દાસને રાખ રે; બોલિયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખ રે. સ્વામી૦ ૧૧૫ એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિવતરુ કંદ રે; નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે સુર નર વૃંદ રે. સ્વામી૦ ૧૧૬ તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલ્યે તે કેમ હોય રે? મેહ વિણ મોર નાચે નહીં, મેહ દેખી નાચે સોય રે. સ્વામી૦ ૧૧૭ મનથકી મિલન મેં તુજ કિયો, ચરણ તુજ ભેટવા [1]સાંઈ રે; કીજીએ જતન જિન એ વિના, અવર ન વાંછીએ કાંઇ રે. સ્વામી૦ ૧૧૮ તુજ વચન-રાગ સુખ આગલે, નવિ ગણું સુર નર શર્મ[2] રે; કોઠી જો કપટ કોઈ દાખવે, નવિ તજું તોયે તુજ ધર્મ રે. સ્વામી૦ ૧૧૯ તું મુજ હૃદય-ગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે; કુમત [3]માતંગના જૂથથી, તો કિસી પ્રભુ મુજ બીહ રે? સ્વામી૦ ૧૨૦ કોઠી છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એક રે; કીજીએ સાર સેવકતણી, એ જ તુજ ઉચિત વિવેક રે. સ્વામી૦ ૧૨૧ ભક્તિ ભાવે ઇસ્યું ભાખીએ, રાખીએ એહ મનમાંહી રે; દાસનાં ભવદુઃખ વારીએ, તારીએ સો ગ્રહી બાંહી રે. સ્વામી૦ ૧૨૨ બાલ જેમ તાત આગળ કહે, વિનવું હું તેમ તુજ રે; ઉચિત જાણો તેમ આચરું, નવિ રહ્યો તુજ કિસ્યું ગુજ રે. સ્વામી૦ ૧૨૩ મુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવ ભવ તાહરી

૧ સ્વામી–પ્રભુ. ૨ સુખ. હાથી.

મેવ રે, યાચીએ કોઠી યતને કરી, એહ તુજ આગળે દેવ રે. સ્વામી૦ ૧૨૪.

કલશ

હરિગીત ૭૯

ઇમ સકલ સુખકર દુરિત ભયહર, વિમલ લક્ષણ ગુણધરો,
પ્રભુ અજર અમર નરિંદવંદિત, વિનવ્યો સીમંધરો,
નિજ નાદ તર્જિત મેઘ ગર્જિત, ધૈર્યનિર્જિત મંદરો,
શ્રી નયવિજય બુધચરણ સેવક,જસવિજય બુધ જયકરો. ૧૨૫

# ચાર શરણાં.

(૧)

મુજને ચાર શરણાં હોજો, અરિહંત સિદ્ધ સુસાધુ જી,
કેવલી ધર્મ પ્રકાશીયો, રત્ન ત્રણ અમુલખ લાધો જી. મુજને૦ ૧
ચઉગતિતણા દુઃખ છેદવા, સમરથ શરણા એહો જી,
પૂર્વે મુનિવર જે હુઆ, તેણે કીધા શરણાં તેહો જી. મુજને૦ ૨
સંસારમાંહિ જીવને, સમરથ શરણા ચારો જી,
ગણી સમયસુંદર એમ કહે, કલ્યાણ મંગલકારો જી. મુજને૦ ૩

(૨)

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકો જી,
મિચ્છા મિ દુક્કડં દીજીએ, ધરી જિનવચને ટેકો જી. લાખ૦ ૧
સાત લાખ ભૂદગ તેઉ વાઉના, દશ ચૌદે વનના ભેદો જી,
ખટ વિગલસુર તિરિ નારકી,ચાર ચાર ચઉદ નરના ભેદો જી.લા૦ ૨
મુજ વૈર નહિ છે કોઇશું, સહુશું મૈત્રીભાવો જી,
ગણી સમયસુંદર એમ કહે, પામીયે પુન્ય પ્રભાવો જી. લાખ૦ ૩

( ૩ )

પાપ અઢારે જીવ પરિહરો, અરિહંત-સિદ્ધની શાખે જી;
આલોવ્યાં પાપ છૂટીએ, ભગવંત એણી પેરે ભાખે જી. પાપ૦ ૧
આશ્રવ કપાય દોય બંધના, વળી કલહ અભ્યાખ્યાન જી;
રતિ અરતિ પૈશુન નિંદના, માયામોસ મિથ્યાત્વ જી. પાપ૦ ૨
મન વચ કાયાએ જે કર્યાં, મિચ્છા મિ દુક્કડં તેહો જી;
ગણી સમયસુંદર એમ કહે, જૈનધર્મનો મર્મ એહો જી. પાપ૦ ૩

( ૪ )

ધન ધન તે દિન મુજ કદી હોશે, હું પામીશ સંજમ સૂધો જી;
પૂર્વ ઋષિ પંથે ચાલશું, ગુરુવચને પ્રતિબુધો જી. ધન૦ ૧
અંત પંત ભિક્ષા ગોચરી, રણવટ કાઉસ્સગ્ગ કરશું જી;
સમતા ભાવ શત્રુ મિત્રશું, સંવેગ સૂધો ધરશું જી. ધન૦ ૨
સંસારના સંકટથકી, છૂટીશ જિનવચન અવધારો જી;
ધન ધન સમયસુંદર તે ઘડી,તો હું પામીશ ભવનો પારો જી. ધન૦

---

## પદ્માવતી આરાધના.

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે;
જાણપણું જગતે ભલું, ઇણ વેળા આવે. ૧

તે મુજ મિચ્છા મિ દુક્કડં, અરિહંતની શાખ;
જે મેં જીવ વિરાધિયા, ચઉરાશી લાખ. તે મુજ૦ ૨

સાત લાખ પૃથ્વીતણા, સાતે અપકાય;
સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય. તે૦ ૩

દશ પ્રત્યેક વનસ્પતિ, ચઉદહ સાધારણ;
બી ત્રિ ચઉરિંદ્રિ જીવના, બે બે લાખ વિચાર. તે૦ ૪

દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી,
ચઉદહ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે૦ ૫
ઇણ ભવ પરભવે સેવીયા, જે પાપ અઢાર;
ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરુ, દુર્ગતિના દાતાર. તે૦ ૬
હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ;
દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ. તે૦ ૭
પરિગ્રહ મેલ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ.
માન માયા લોભ મેં કીયાં, વળી રાગ ને દ્વેષ. તે૦ ૮
કલહ કરી જીવ દુહવ્યા, દીધા કૂડાં કલંક,
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક. તે૦ ૯
ચાડી કીધી ચોતરે, કીધો થાપણમોસો,
કુગુરુ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો. તે૦ ૧૦
ખાટકીને ભવ મે કીયા, જીવ નાનાવિધ ઘાત,
ચીડીમાર ભવે ચરકલા, માર્યા દિનરાત. તે૦ ૧૧
કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર;
જીવ અનેક [1]ઝબ્બે કીયા, કીધા પાપ અઘોર. તે૦ ૧૨
માછીને ભવે માછલા, ઝાલ્યા જલવાસ,
ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડ્યા પાસ. તે૦ ૧૩
કોટવાળને ભવે મે કીયા, આકરા કર દંડ,
બંદીવાન મરાવીયા, કોરડા છડી દંડ. તે૦ ૧૪
પરમાધામીને ભવે, દીધા નારકી દુખ;
છેદન વેદન ભેદના, તાડન અતિ તિખ્ખ. તે૦ ૧૫
કુંભારને ભવે મે કીયા, નિભાહ[2] પચાવ્યા,
તેલી ભવે તિલ પીલીયા, પાપે પીંડ ભરાવ્યા. તે૦ ૧૬

૧ વિનાશ ૨ નીંભાડા.

[1]હાલી ભવે હળ ખેડીયાં, ફાડયાં પૃથ્વીના પેટ;
સુડ નિદ્દાન ઘણા કીધાં, દીધાં બળદ ચપેટ. તે૦ ૧૭

માળીને ભવે રોપીયાં, નાનાવિધ વૃક્ષ;
મૂળ પત્ર ફળ ફૂલનાં, લાગ્યાં પાપ તે લક્ષ. તે૦ ૧૮

અધોવાઇયાને[2] ભવે, ભર્યાં અધિક ભાર;
પોઠી[3] પૂંઠે કીડા પડયા, દયા નાણી[4] લગાર. તે૦ ૧૯

છીપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ;
અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુવાદ અભ્યાસ. તે૦ ૨૦

શૂરપણે રણ ઝૂઝતાં, માર્યાં માણસ વૃંદ;
મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ. તે૦ ૨૧

ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપ જ સંચ્યાં. તે૦ ૨૨

કર્મ અંગાર કીયા વળી, ઘરમેં દવ દીધા;
સમ ખાધા વીતરાગના, કૂડા કોસજ કીધા. તે૦ ૨૩

બીલ્લી ભવે ઉંદર લીયા, ગીરોલી હત્યારી;
મૂઢ ગમારતણે ભવે, મેં જૂ લીખ મારી. તે૦ ૨૪

[5]ભાડભુંજાતણે ભવે, એકેંદ્રિય જીવ;
જવારી ચણા ગહું શેકીયા, પાડંતા રીવ[6]. તે૦ ૨૫

ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક;
રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્દેક.[7] તે૦ ૨૬

---

૧ ખેડુત. ૨ ગાડાં ભાડે ફેરવનાર. ૩ પોઠીયા—બળદ. ૪ ન આણી. ૫ ભઠ્ઠીથી ચણા વગેરે અનાજ શેકનાર. ૬ રાડો—પોકાર. ૭ અધિક.

વિકથા[1] ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ;
ઇષ્ટ વિયોગ પાડ્યા કીયા, રૂદન વિખવાદ. તે૦ ૨૭
સાધુ અને શ્રાવકતણા, વ્રત લઇને ભાંગ્યા,
[2]મૂળ અને ઉત્તરતણા, મુજ દૂષણ લાગ્યા. તે૦ ૨૮
સાપ વીંછી સિંહ ચીતરા, શકરા[3] ને સમળી,
હિંસક જીવતણે ભવે, હિંસા કીધી સબળી. તે૦ ૨૯
સૂવાવડી દૂષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા,
જીવાણી ઘોળ્યાં ઘણાં, શીલ વ્રત ભજાવ્યા. તે૦ ૩૦
ભવ અનંત ભમતાં થકાં, કીધા દેહ સબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ. તે૦ ૩૧
ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરું, તીણશું પ્રતિબંધ. તે૦ ૩૨
ભવ અનંત ભમતાં થકા, કીધા કુટુંબ સબંધ,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરુ, તીણશું પ્રતિબંધ. તે૦ ૩૩
ઇણિ પરે ઇહ ભવ પરભવે, કીધા પાપ [4]અખત્ર,
ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરું, કરૂં જન્મ પવિત્ર. તે૦ ૩૪
એણી વિધે એ આરાધના, ભવિ કરશે જેહ,
સમયસુંદર કહે પાપથી, વળી છૂટે તેહ. તે૦ ૩૫
રાગ વેરાડી[5] જે સુણે, એહ ત્રીજી ઢાળ,
સમયસુંદર કહે પાપથી છૂટે તત્કાળ. તે૦ ૩૬

---

૧ દેશકથા, ભક્તકથા, સ્ત્રીકથા, રાજકથા ૨ મૂળગુણ ને ઉત્તરગુણ ૩ બાજ પક્ષી. ૪ નાગ ૫ ટાળેગી, દૂર કરી.

કાયા વીરજ, નવિ ફોરવીયું ભગતે રે. પ્રા૦ ચા૦ ૧૨. તપ વીરજ આચાર એણી પરે, વિવિધ વિરાધ્યા જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છા મિ દુક્કડં તેહ રે. પ્રા૦ ચા૦ ૧૩. વળીય વિશેષે ચારિત્રકેરા, અતિચાર આલોઇએ; વીર જિણેસર વયણ સુણીને, પાપ મેલ સવિ ધોઇએ રે. પ્રા૦ ચા૦ ૧૪.

## ઢાળ ૨ જી.

( પામી સુગુરુ પસાય—એ દેશી )

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ, એ પાંચે થાવર કહ્યા એ. ૧. કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં, કુવા તળાવ ખણાવીયા એ. ૨. ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં, મેડી માળ ચણાવીયા એ. ૩. લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરસ્પરે, પૃથ્વીકાય વિરાધીયા એ. ૪. ધોયણ નાહણ પાણી, ઝીલણ અપ્કાય, છોતી ધોતી કરી દુહવ્યા એ. ૫. ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા, ભાડભુંજા લીહા લાગરા એ. ૬. તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ, રંગણ રાંધન રસવતી એ. ૭. એણી પરે કર્માદાન, પરે પરે કેળવી, તેઉ વાયુ વિરાધીયા એ. ૮. વાડી વન આરામ, વાવી વનસ્પતિ, પાન ફૂલ ફળ ચુંટીયાં એ. ૯. પુંહક પાપડી શાક, શેકયાં સૂકવ્યાં, છેદ્યાં છુંદ્યાં આથીયાં એ. ૧૦. અળશી ને એરંડા, ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલીયા એ. ૧૧. ઘાલી કોલુમાંહે, પીલી શેલડી, કંદમૂળ ફળ વેચીયાં એ. ૧૨. એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદીઆ એ. ૧૩. આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે, તે મુજ મિચ્છા મિ દુક્કડં એ. ૧૪. કૃમિ સરમીયા કીડા, ગાડર ગંડોલા, ઇયળ પૂરા ને અળશીયાં એ. ૧૫. વાળા જળો ચૂડલ, વિચલિત

રમતણાં, વળી અથાણાં પ્રમુખનાં એ. ૧૬. એમ બેઇંદ્રી જીવ, જેહ મે દુહવ્યા, તે મુજ મિચ્છા મિ દુક્કડ એ. ૧૭. ઉધેહી જૂ લીખ, માકડ મકોડા, ચાંચડ કીડી કુશુઆ એ. ૧૮. ગધહીયા ધીમેલ, કાનખજુરીઆ, ગીંગોડા ધનેરીયા એ. ૧૯. એમ તેઇંદ્રી જીવ, જેહ મે દુહવ્યા, તે મુજ મિચ્છા મિ દુક્કડ એ. ૨૦. માખી મચ્છર ડાંસ, મસા પતગીયા, કસારી કોલિયાવડા એ. ૨૧. ઢોકણ વીછુ તીડ, ભમરા ભમરીયો, કોતાંબગ ખડમાકડી એ. ૨૨. એમ ચઉરિંદ્રી જીવ, જેહ મે દુહવ્યા, તે મુજ મિચ્છા મિ દુક્કડ એ. ૨૩. જળમા નાખી જાળ, જળચર દુહવ્યા, વનમા મૃગ મતાપીયા એ. ૨૪. પીડ્યા પખી જીવ, પાડી પાશમાં, પોપટ ઘાલ્યા પાજરે એ. ૨૫. એમ પચેંદ્રી જીવ, જે મે દુહવ્યા, તે મુજ મિચ્છા મિ દુક્કડ એ. ૨૬.

## ઢાળ ત્રીજી.

( નાણી વાણી હિતકારી જી—એ દેશી )

ક્રોધ લોભ ભય હાસ્યથી જી, બોલ્યા વચન અસત્ય;
કુડ કરી ધન પારકા જી, લીધા જેહ અદત્ત રે જિનજી!
મિચ્છા મિ દુક્કડ આજ. તુમ સાખે મહારાજ રે જિનજી!
દેઇ સારુ કાજ રે જિનજી! મિચ્છા મિ દુક્કડ આજ.
એ આકણી. ૧

દેવ મનુષ્ય તિર્યચના જી, મૈથુન સેવ્યા જેહ,
વિષયારસ લપટપણે જી, ઘણુ વિડબ્યો દેહ રે. જિનજી. ૨

પરિગ્રહની મમતા કરી જી, ભવ ભવ મેલી આથ,
જે જિહા તે તિહા રહ્યુ જી, કોઇ ન આવે સાથ રે. જિનજી૦ ૩

રયણીભોજન જે કર્યાં જી, કીધાં ભક્ષ અભક્ષ;
રસના[1] રસની લાલચે જી, પાપ કર્યાં પ્રત્યક્ષ રે. જિનજી૦ ૪

વ્રત લેઇ વિસારીયાં જી, વળી ભાંગ્યાં પચ્ચખ્ખાણ;
કપટ હેતુ કિરિયા કરી જી, કીધાં આપ-વખાણ રે. જિનજી૦ ૫

ત્રણે ઢાળે આઠે દુહે જી, આલોયા અતિચાર;
શિવગતિ આરાધન તણો જી, એ પહેલો અધિકાર રે જિનજી.
મિચ્છામિ દુક્કડં આજ૦ ૬

## ઢાળ ચોથી.

(સાહેલડીજી—એ દેશી.)

પંચ મહાવ્રત આદરો સાહેલડી રે, અથવા લ્યો વ્રત બાર તો;
યથાશક્તિ વ્રત આદરી સાહેલડી રે, પાળો નિરતિચાર તો. ૧

વ્રત લીધાં સંભારીએ સા૦, હૈડે ધરીએ વિચાર તો;
શિવગતિ આરાધનતણો સા૦, એ બીજો અધિકાર તો. ૨

જીવ સવે ખમાવીએ સા૦, યોનિ ચોરાશી લાખ તો;
મન શુદ્ધે કરી ખામણાં સા૦, કોઇશું રોષ ન રાખ તો. ૩

સર્વ મિત્ર કરી ચિંતવો સા૦, કોઇ ન જાણો શત્રુ તો;
રાગ દ્વેષ એમ પરિહરો સા૦, કીજે જન્મ પવિત્ર તો. ૪

સાહમી સંઘ ખમાવીએ સા૦, જે ઉપની અપ્રીત તો;
સ્વજન કુટુંબ કરી ખામણાં સા૦, એ જિનશાસન રીત તો. ૫

ખમીએ ને ખમાવીએ સા૦, એહ જ ધર્મનો સાર તો;
શિવગતિ આરાધનતણો સા૦, એ ત્રીજો અધિકાર તો. ૬

મૃષાવાદ હિંસા ચોરી સા૦, ધનમૂર્ચ્છા મૈથુન તો;
ક્રોધ માન માયા તૃષ્ણા સા૦, પ્રેમ દ્વેષ પૈશૂન્ય તો. ૭

---

૧ જિહ્વા—જીભ.

નિદા કલહ ન કીજીએ સા૦, કુડા ન દીજે આળ તો,
રતિ અરતિ મિથ્યા તજે મા૦, માયા મોહ જજાળ તો. ૮
ત્રિવિધ ત્રિવિધ વોસરાવીએ સા૦, પાપસ્થાનક અઢાર તો,
શિવગતિ આરાધનતણો સા૦, એ ચોથો અધિકાર તો. ૯

ઢાળ પાચમી

( હવે નિસુણો ઈહા આવીયા—એ દેશી )

જનમ જરા મરણે કરી એ, આ સસાર અસાર તો,
કર્યા કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧
શરણ એક અરિહતનુ એ, શરણ સિદ્ધ ભગવત તો,
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવત તો. ૨
અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો;
શિવગતિ આરાધનતણો એ, એ પાચમો અધિકાર તો. ૩
આ ભવ પરભવ જે કર્યા એ, પાપ કર્મ કેઈ લાખ તો,
આત્મ સાખે તે નિદીએ એ, પડિક્કમીએ ગુરુસાખ તો. ૪
મિથ્યામતિ વર્તાવિયા એ, જે ભાખ્યા ઉત્સૂત્ર તો,
કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યા સૂત્ર તો. ૫
ઘડયા ઘડાવ્યા જે ઘણા એ, ઘટી હળ હથિયાર તો,
ભવ ભવ મેલી મૂકીયા એ, કરતા જીવ સહાર તો. ૬
પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો,
જનમાતર પહોત્યા પછી એ, કોઇ ન કીધી સાર તો. ૭
આ ભવ પરભવ જે કર્યા એ, એમ અધિકરણ અનેક તો,
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો. ૮
દુષ્કૃત નિદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો,
શિવગતિ આરાધનતણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

### ઢાળ છઠ્ઠી.

[ આપે તું જોઇને જીવડા—એ દેશી. ]

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ;
દાન શિયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધન ધન૦ ૧
શત્રુંજયાદિક તીર્થની, જે કીધી જાત્ર;
જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યાં પાત્ર. ધન૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિનહર જિનચૈત્ય;
સંઘ ચતુર્વિધ સાચવ્યાં, એ સાતે ખેત્ર. ધન૦ ૩
પડિક્કમણા સુપરે કર્યાં, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવજઝાયને, દીધાં બહુમાન. ધન૦ ૪
ધર્મ કાજ અનુમોદીયે, એમ વારોવાર:
શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર. ધન૦ ૫
ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવીયે, એ આતમરામ. ધન૦ ૬
સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવીયે સોય. ધન૦ ૭
સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્ય કામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮
ભાવ ભલી પરે ભાવીયે, એ ધર્મનો સાર:
શિવગતિ આરાધનતણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯

### ઢાળ સાતમી.

( રૈવતગિરિ હુઆ પ્રભુનાં ત્રણ કલ્યાણ—એ દેશી. )

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર;
અણસણ આદરીયે, પચ્ચખ્ખી ચારે આહાર;

લઘુતા મવિ મૂકી, છાંડી મમતા અંગ.
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ.

ગતિ ચારે કીધાં, આહાર અનંત નિઃશંક,
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીયો રંક,
દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ,
એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ. ૨

ધન ધન્નો શાલિભદ્ર, ખંધો મેઘકુમાર;
અણસણ આરાધી, પામ્યા ભવનો પાર;
શિવમંદિર જાશે, કરી એક અવતાર,
આરાધનકેરો, એ નવમો અધિકાર. ૩

દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવિ મૂકો, શિવસુખ ફલ સહકાર,
એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર,
સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર. ૪

જનમાંતર જાતાં, જો પામે નવકાર,
તો પાતિક ગાળી, પામે સુર અવતાર,
એ નવપદ સરિખો, મંત્ર ન કોઈ સાર;
ઇહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫

જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય,
નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય.
રાણી રત્નાવતી, બેહુ પામ્યા છે સુરભોગ,
એક ભવ પછી લેશે, શિવવધૂ સંજોગ. ૬

શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાલ,
ફણિધર ફીટીને, પ્રગટ થઈ ફૂલમાળ;
શિવકુમારે જોગી, સોવનપુરિસો કીધ;
એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭

એ દશ અધિકારે, વીર જિણેસર ભાખ્યો;
આરાધનકેરો વિધિ, જેણે ચિત્તમાંહિ રાખ્યો;
તેણે પાપ પખાળી, ભવભય દૂરે નાખ્યો;
જિન વિનય કરંતા, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

ઢાળ આઠમી.

( નમો ભવિ ભાવશું—એ દેશી )

સિદ્ધારથ રાય કુળતિલો એ, ત્રિશલામાતા મલ્હાર તો;
અવનીતલ તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર.
જયો જિન વીરજી એ. ૧

મેં અપરાધ કર્યાં ઘણાં એ, કહેતાં ન લહુ પાર તો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર. જયો૦ ૨

આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો;
આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ ? જયો૦ ૩

કરમ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાલ તો;
હું છું એહથી ઉભગો એ, છોડવ દેવ દયાળ. જયો૦ ૫

આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુ:ખ દંદોલ તો;
તુઠો જિન ચોવીશમો એ, પ્રગટયાં પુણ્ય કલ્લોલ. જયો૦ ૫

ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો;
દેવ દયા કરી દીજીએ એ, બોધિબીજ સુપસાય. જયો૦ ૬

કળશ

ઇહ તરણતારણ સુગતિકારણ, દુ:ખ નિવારણ જગ જયો;
શ્રી વીર જિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો. ૧

શ્રી વિજયદેવસૂરીંદ પટ્ટધર, તીરથ જંગમ એણી જગે;
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિ, સૂરિતેજે ઝગમગે. ૨

શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરુ સમો,
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩
સય સત્તર સંવત ઓગણીત્રીશે (૧૭૨૯) રહી રાદેર ચોમાસ એ,,
વિજયદશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪
નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસ એ,
નિર્જરા હેતે સ્તવન રચિયુ, નામે પુણ્ય પ્રકાશ એ. ૫

---

# શ્રી સ્વરૂપચંદ્રકૃત ચોવીશી

## ઋષભજિન સ્તવન.

( ભેડલે ભાર ઘણો છે રાજ, વાતા કેમ કરો છો–એ દેશી )

ઋષભજિનેસર દરિસણ દીજે, મુજપર કરૂણા કીજે, સેવકને મન વંછિત હેજે, અજર અમર પદ દીજે. વંછિત પૂરો રે સાહેબજી સેવકનો. ૧. એ આંકણી. તુજ મુખ દરિસણ મુજ મન હરખ્યો, મુજને પ્રભુજી મલીયો, શિવસુખ વંછા પૂરણ માનુ, આગણ સુરતરુ ફલીયો. વંછિત ર. આદિ પુરૂષ શ્રી આદિજિનેસર, યુગલાધર્મ નિવારી, ત્રિભુવન માહે જિનજી સરિખો, નહી કોઇ ઉપગારી. વંછિત૦ ૩. વિનીતા નગરી શોભે રૂડી, કુલકર નાભિ બિરાજે, રાણી મરુદેવી કૂખેથી, જનમ પ્રભુજીનો છાજે. વંછિત૦ ૪. યૌવનવય સમરથ ગુણ સંપદ, પ્રથમ રાય કહાયા, દાન સંવત્સરી દેઈ જનને, સંયમ લીએ સુખ દાયા. વંછિત૦ ૫. લાખ ચોરાસી પૂરવ આયુ, પાલી સીધાવ્યા મુગતે, કેવલ કમલા લીલ વિલાસી, સ્વરૂપચંદ સુખ યુગતે. વંછિત૦ ૬

## શ્રી અજિત જિન સ્તવન.

( શ્રી પંચાસરો પાસજી રે લાલ—એ દેશી. )

શુભભાવે કરી સેવિયે રે લાલ, બીજા અજિત જિણંદ; ભવિ પૂજો રે; મંગલ માલા જેહથી રે લાલ, હોવે અતિહિ આણંદ ભવિ પૂજો રે. વંદના માહરી જાણજો રે લાલ. ૧ એ આંકણી. અયોધ્યા નગરી ભલી રે લાલ, જિતશત્રુ નૃપ તાત, ભવિ૦ અજિત જિનેસર જનમીયા રે લાલ, વિજયા રાણી માત. ભવિ૦ વંદના૦ ૨. ઇક્ષ્વાગ વંશે ઓપતા રે લાલ, દેવ સકલ શિરદાર; ભવિ૦ પૂરવદિશિ જેમ ઉગીયો રે લાલ, દિનકર તેજ અપાર. ભવિ૦ વંદના૦ ૩. દેવ દૂજો નહી એહવો રે લાલ, સમોવડ ઇણે સંસાર; ભવિ૦ તસ પદ ભક્તિ ભલિપરે રે લાલ, ભાવ સહિત ચિત્ત ધાર. ભવિ૦ વંદના૦ ૪. લટભવથી ભમરી હુવે રે લાલ, ભમરી ભય સંભાર; ભવિ૦ મનસમરણ મહારાજનું રે લાલ, કરતાં લહે ભવપાર. ભવિ૦ વંદના૦ ૫. જિનજીયે જેમ જીતીયા રે લાલ, રાગ રોષ રિપુ સેન; ભવિ૦ જીતીયે તાસ સહાયથી રે લાલ, લહીયે શિવસુખ ચેન. ભવિ૦ વંદના૦ ૬. એમ જાણી જિન-રાજની રે લાલ, દ્રવ્ય ભાવ ભરપુર; ભવિ૦ પૂજા પરમાતમ તણી રે લાલ, આપે સુખ સસનૂર. ભવિ૦ વંદના૦ ૭. નિજ-પદ દાયક જિન તણી રે લાલ, ધારો અખંડિત આણ; ભવિ૦ સ્વરૂપચંદ્ર ભાવે કરી રે લાલ, એમ પયંપે વાણ. ભવિ૦ વંદના૦ ૮.

---

## શ્રી સંભવ જિન સ્તવન

( રાજા જો મલે—એ દેશી. )

સંભવ સુખકર ત્રીજા દેવ, જેહની સુરનર સારે સેવ;

જિન વંદીયે૦ અંતરગત દર્શિ જિનરાય, જાણે જીવ તણા અભિપ્રાય. જિન૦ ૧. શિવગતિ સમરણ કીજે નિત, મેના-સુત ધ્યાવો નિજ ચિત્ત, જિન૦ અતિશય અર્જિત વર્જિત પાપ, સમતા ગુણ ટાલે ભવ તાપ. જિન૦ ૨. ભવજલ તારણ ભુવન પ્રદીપ, નેહશુ રહીયે નિત્ય સમીપ, જિન૦ ક્ષમા વિનય ઋજુતા સંતોષ, ધારીને કીજે ગુણ પોષ. જિન૦ ૩. તપ સંયમ સત્ય શૌચ વિશેષ, અકિંચન બ્રહ્મચર્ય અશેષ, જિન૦ પાલી દશવિધ ધર્મનો સાથ, ટાલી કર્મ તર્યો ભવપાથ જિન૦ ૪. પુત્ર જિતારી પુત્ર ભવાત, પામ્યા શિવરમણી સુખ કાંત, જિન૦ પુણ્ય પુરાકૃત નરભવ લદ્ધ, સ્વામી ભજન કરી કરો શુદ્ધ. જિન૦ ૫. ધર્મ અર્થ કામ એ ત્રણ વર્ગ, સાધનથી લહીયે અપવર્ગ, જિન૦ સૌભાગ્ય-ચંદ્ર મુનીંદ્ર સુશીસ, સ્વરૂપચંદ્ર નમે જગદીસ. જિન૦ ૬.

---

## શ્રી અભિનંદન જિન સ્તવન

( સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી )

હિમવંતગિરિ શિર પદ્મદ્રહથી, સુરતટિની પ્રગટી છે, પૂરવદિશિ એક પાવન કરતી, પૂરણ જલ ઉમટી છે રે. ભવિકા ! જિનમુખવાણી સુણજો તમે, ત્રિપદીનો વિસ્તાર રે. ભવિ૦ જિન૦ ૧. એ આંકણી. સુર નદીયે દિશિ ત્રણ ઉવેખી, અભિનંદન જિન દેખી, ત્રિગડે મધ્ય સિંહાસન બેસી, ચિહુ દિશિ સરખી લેખી રે. ભવિ૦ જિન૦ ૨. કંચન તનુ હિમગિરિ મન આણો, મુખ પદ્મદ્રહ જાણો, ચિહુ મુખે તેહ દ્રહ તટથી વાણી, ગંગાપ્રવાહ વખાણો રે. ભવિ૦ જિન૦ ૩. પૂર્વાદિ દિશિ કીધ પવિત્રા, કરતા વચન વિલાસ;

નય ગમ ભંગ પ્રમાણ સકારણ, હેતુ આહરણ ઉલ્લાસ રે. ભવિ૦ જિન૦ ૪. ચઉગતિ વારણ શિવસુખ કારણ, જાણી સુરનર તિરિયા; ભાવ કલ્લોલમાં સ્નાન રમણતા, કરતા ભવજલ તરિયા રે. ભવિ૦ જિન૦ ૫. તે જિનવાણી અમીય સમાણી, પરમાનંદ નીસાણી; સૌભાગ્યચંદ્ર વચનથી જાણી, સ્વરૂપચંદ્ર મન આણી રે. ભવિ૦ જિન૦ ૬.

---

## શ્રી સુમતિ જિન સ્તવન

(મોહના મોતી દ્યો હમારો—એ દેશી.)

અતુલી બલ અરિહંત નમીજે, મન તનુ વચન વિકાર વમીજે; શ્રી જિનકેરી આણ વહીજે, તો મનવંછિત સહેજે લીજે, સેવિયે ભવિ સુમતિ જિણંદા, ટાલીયે ભવફંદા. ૧. એ આંકણી૦ અશુભાશ્રવનો સંગ ન કીજે, સમકિત શુદ્ધ સુધારસ પીજે; અભય સુપત્ત દાન દોય દીજે, નિજગુરુની ભલી ભક્તિ વદીજે. સેવીયે૦ ટાલીયે૦ ૨. સુમતિજિનેસ સુમતિ જો આપે, જિનદરિસનથી દુર્ગતિ કાપે; નામ જપેં અષ્ટોતરશત જાપે, મોહ તિમિર હરો તપરવિ તાપે. સેવીયે૦ ટાલીયે૦ ૩. ત્રિકરણ શુદ્ધ નવવિધ નિર્દુષણ, પહેરો શીલ સલીલ વિભૂષણ, સંશયથી નિત્ય રહીયે લૂખા, જબ લગે નભ અવગાહે પૂખા. સેવીયે૦ ટાલીયે૦ ૪. ધર્મનો કામ તે ભાવશું કીજે, ગુરુમુખ વચન વિનય કરી લીજે, ભવ સમુદ્ર તરવો વાંછીજે, જડ ચેતન બેહુ ભિન્ન લખીજે. સેવીયે૦ ટાલીયે૦ ૫. પંચમગતિ ગામી પ્રભુ પાયા, સવિ કાજ સીધાં દિલ ભાયા, સૌભાગ્યચંદ્ર ગુરુ સુપસાયા, સ્વરૂપચંદ્ર જિનના ગુણ ગાયા. સેવીયે૦ ટાલિયે૦ ૬.

## શ્રી પદ્મપ્રભ જિન સ્તવન

( શ્રી શીતલજિન ભેટીએ–એ દેશી )

શ્રી પદ્મપ્રભ જિનરાજજી, તનુ રક્ત કમલ સમ વાન હો; જ્ઞાન અનંત સુજાણતા, દૃગ કરૂણા ગેહ સમાન હો. શ્રી પદ્મ૦ ૧. કેવલ દર્શન દેખીને, કહે લોક અલોકની વાત હો; સમયાતર ઉપયોગથી, સાકાર અનાકાર જાત હો. શ્રી પદ્મ૦ ૨. ભાવિ ભુત ભવિષ્યની, ભાવિ આગલ કહે જગનાથ હો, ચઉમુખે વાણી પ્રરૂપતા, તારણ કારણ ભવ પાથ હો. શ્રી પદ્મ૦ ૩. પુષ્કર મેઘ થકી ભલી, બોધિ અંકુર રોપણહાર હો, શ્રદ્ધા ભાષણ રમણતા, મૂલકંદ ખંદ નિરધાર હો. શ્રી પદ્મ૦ ૪. શમ સંવેગ નિર્વેદતા અનુકંપા અને આસ્તિકય હો, શાખા ચાર અને ભલો, ઉર્ધ્વ શાખા તે વિડિમ આધિકય હો. શ્રી પદ્મ૦ ૫. પત્ર સંપત્તિ સુખ રૂપીયા, સુર સુખ છે તેહમા ફૂલ હો, ફલ શિવસુખ પામે ભવિ, જિહાં અક્ષય સ્થિતિ અનુકૂલ હો. શ્રી પદ્મ૦ ૬ ભાવ મેઘ બહુગુણ જાણીયે, જિનવાણી સકલ મલ ગોધ હો, વાણી ભવનિસ્તારિણી, તે સુણિ પામ્યો પ્રતિબોધ હો શ્રી પદ્મ૦ ૭ તે ઉપકારી ત્રિલોકને, આપે અવિચલ સુખ વાસ હો, સૌભાગ્યચંદ પસાયથી, કહે સ્વરૂપચંદ ગુણ ભાસ હો. શ્રી પદ્મ૦ ૮.

---

## શ્રી સુપાર્શ્વજિન સ્તવન

( દક્ષિણ દોહિલો હો રાજ–એ દેશી )

શ્રી જિન સાતમો રાજ, સ્વામી સુપાસજી રાજ, તેહનુ દરિસણ હો લહિયે પૂરણ પૂણ્યથી, પ્રભુ શુભ ધ્યાની હો રાજ, સમકિત દાની હો રાજ, શોભા અધિકી હો કહીયે

સુરનર અન્યથી. ૧. જગત શિરોમણી રાજ, વાસ જિણંદનો રાજ, નમીયે તેહને રે શુદ્ધ ભાવિત ભક્તિથી; જિન પ્રતિમાને હો રાજ, રૂપવિધાને હો રાજ, પૂજો પ્રણમો હો ધ્યાવો શુભ ખરી યુક્તિથી. ૨. વંછિત કાજે હો રાજ, સ્વામી નિવાજે હો રાજ, તે જિન આપે હો રૂઠી શિવપુર સંપદા; જસ મુખ દીઠે હો રાજ, પાતક નીઠે હો રાજ, નામે નાવે હો દારિદ્ર દોહગતા કદા. ૩. બાહ્ય આભ્યંતર હો રાજ, શુભગુણ શોભતા હો રાજ, સહસ અટ્ટોત્તર હો આપે અનંત ગુણાકરા; દોષ ન દીસે હો રાજ, અઢાર અનેરા હો રાજ, નિજગુણ નિર્મલ હો ભાસે જેમ નિશાકરા. ૪. નયરી વાણારસી હો રાજ, રયણે ઉલ્લસી હો રાજ, તિહાં પ્રભુ જનમ્યા હો સ્વામી નર સુર ઇંદના; સૌભાગ્યચંદ્રનો રાજ, સેવક બોલ્યોજી રાજ, સ્વામી સાચી હો માનો સ્વરૂપની વંદના. ૫.

---

## શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન

(આછે લાલની—દેશી)

ચંદ્રપ્રભ જિનરાજ, મનમોહન મહારાજ. આછે લાલ અતિશય પતિ જિન આઠમોજી. સકલ કુશલની વેલ, પ્રતતન મંગલ કેલ. આછે૦ વર પુષ્કર જલધર સમો જી. ૧. દુરિત તિમિર વિધ્વંસ, નિર્મલ ગયણે હંસ. આછે૦ જ્ઞાનાવરણ નિવારવા જી; સાગર કોડાકોડ ત્રીસ, વડિથિતિ એ જોડ. આછે૦ ક્ષય કરી કેવલ ધારવા જી. ૨. સુરતરૂવર ઉપમાન, આપણ મોક્ષ નિદાન. આછે૦ નરસુર સુખ અનુક્રમે લહિ જી. ભવજલ સાયર તાર, પોહોંચાવણ પરવાર. આછે૦ મુક્તિ ગમન પ્રવહણ સહી જી. ૩. સુખ સંપત્તિ ગુણ હેત, શશિ લંછન

તનુ શ્વેત. આછે૦ ચંદ્રપ્રભ જિન જગપતિ છે. મન તનુ વચન એકત્વ, કરી ધ્યાઓ નિજ તત્ત્વ. આછે૦ જિમ પામો પંચમ ગતિ છે ૫૦ તાપ હરણ જિમ ચંદ, જિમ તમ હરણ દિણંદ. આછે૦ તિમ ભવહર જિન મભવે છે. સૌભાગ્યચંદ ગુરુરાય, પામી તાસ પસાય. આછે૦ સ્વરૂપચંદ ઈમ વિનવે છે. ૫.

## શ્રી સુવિધિ જિન સ્તવન

(હવે ન જાઉં મહી વેચવા રે લોલ—એ દેશી)

સાહેબ સુવિધિ જિણંદને રે લો, પૂજો ધરી મન ખંત; શુભ ભાવથી રે, ચાલો જઈએ જિન વાંદવા રે લો, ઉજમ આણી અંગમાં રે લો, આલસ મૂકી દિગંત. શુભ૦ ચાલો૦ ૧. ચરણ પાવન થાયે ચાલતાં રે લો, દરિસણે નયન પવિત્ર, શુભ૦ પંચાભિગમને સંભારીને રે લો, નિસિહિ ત્રિકરણ વિચિત્ર. શુભ૦ ચાલો૦ ૨. શિરનામી કરજોડીને રે લો, વદન કરો એકચિત્ત. શુભ૦ દ્રવ્ય ભાવ તન સાચવી રે લો, શુભ કરો સમકિત. શુભ૦ ચાલો૦ ૩. જિનપ્રતિમા જિન સારખી રે લો, તેહમાં નહિ સંદેહ; શુભ૦ તેહની ભક્તિ કર્યા થકી રે લો, લહીએ સુખ અછેહ. શુભ૦ ચાલો૦ ૪. શોભનવિધિ સુવિધિ પ્રભુ રે લો, સકલ સજ્જન મહારાય, શુભ૦ કીજે સૌભાગ્ય પદ સેવતાં રે લો, આત્મ સ્વરૂપ પમાય. શુભ૦ ચાલો૦ ૫.

## શ્રી શીતલ જિન સ્તવન

( ઘોડી તો આઈ થારા દેશમાં મારૂજી–એ દેશી. )

શ્રી શીતલ જિન સેવીયે ભવિપ્રાણી, તાથે બહુત સુખ હોય હો મનમાન્યો, જિણંદ મેરે એહ હો સુખદાની. એ આંકણી૦ બાર ભાંતિકી નિર્જરા, ભવિ૦ કરકે ભવતોય હો મન૦ ૧. સાદિ અનંત ભાંગે રહ્યો, ભવિ૦ જ્યોતિમયી ગત દેહ હો, મન૦ કેવલ યુગ સુખ વીર્યનો, ભવિ૦ અનંતપણાથી અછેહ હો. મન૦ ૨. જિનકે વચન સબહી સુને, ભવિ૦ ખીરોદધિકે તરંગ હો, મન૦ જ્યોપણિ ઘટ જલ લેઇ કે, ભવિ૦ રાખે નિજઘટ સંગ હો. મન૦ ૩. વરણાવરણી જલ ભયો, ભવિ૦ તબ ન ગ્રહે કોઉ ઓર હો, મન૦ ત્યું વાણી જિનમુખ વદી, ભવિ૦ ધારે સબ મત ચોર હો. મન૦ ૪. આપ આપના મન થાપકે, ભવિ૦ ન્યારે ન્યારે કહે ભેદ હો, મન૦ કરની ન્યારી બતાયકે, ભવિ૦ નય ષટ ન્યારે વેદ હો. મન૦ ૫. સધરે ઇચ્છત સિદ્ધિકો ભવિ૦ જો ભૂલે નગરકો પંથ હો, મન૦ તાહિમેં જીવદયા બડી, ભવિ૦ જો બરનત નિર્ગ્રંથ હો. મન૦ ૬. તાથેં જિનપદ પાઇયે, ભવિ૦ દશમ જિનેન્દ્રકે ભક્ત હો, મન૦ સૌભાગ્યચંદ્ર દયા ભાખે, ભવિ૦ સ્વરૂપચંદ્ર સુખ યુક્ત હો. મન૦ ૭.

---

## શ્રી શ્રેયાંસ જિન સ્તવન

( હો હલધરજી હવે કેમ કરવુ નેમ પરાક્રમ મોહટું–એ દેશી. )

હો જિનવરજી, નિજ દરિસણ દેખાડી પ્રીત સુધારીયે, તુમ દરિસણ છે ભવભય હરણો, આઠ કર્મજલધિ તારણ તરણો, સંસારી ને શિવસુખ કરણો. હો જિન૦ ૧. એ

આંકણી. મુનિ શ્રાવક ધર્મ દુવિધ ભાખ્યો, તે ભવ્યજનો આગલ દાખ્યો, તેણે તુજ વચને અમૃત ચાખ્યો, હો જિન-વરજી, નિજવાણી સંભલાવી સમકિત આપીએ. ૨. જે હુંતા પાપ તણા કારી, તે તે તાર્યા બહુ નર નારી, તુજ સમ નહી કોઇ ઉપગારી, હો જિનવરજી, નિજકર અવલંબાવી તારક તારીયે. ૩. તું અધ્યાતમ સૂરજ ઉદયો, તવ મોહાદિક તમ દૂર ગયો, ભવિ મનમાં જ્ઞાન પ્રકાશ થયો. હો જિનવરજી મનઉદયાચલ બેસી મિથ્યાત્વ નિવારીએ. ૪ તુજ વદન કમલ દરિસણ પ્યારો, તિહાં મન મધુકર મોહ્યો મહારો, ક્ષણ એક તિહાંથી ન રહે ન્યારો, હો જિનવરજી, અવલોકન નિત્ય તેહનો મુજને દીજીયે. ૫. ધરણેંદ્ર સહસ્સ મુખશું ભાખે, તાહરા ગુણ નિત્ય નવલા દાખે, તોહે પાર ન લહે ગુણનો લાખે. હો જિનવરજી, અનંત ગુણાત્મક તું મોહે ગુણ તાહરા. ૬. સૌભાગ્યચંદ્ર ગુરુનો શિષ્ય, કહે સ્વરૂપચંદ્ર આપો જગદીશ શ્રેયામપણું દીઓ સુજગીશ. હો જિનવરજી, નામ શ્રેયાંસ તમારૂં સમરૂં ધ્યાનમાં. ૭.

---

### શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

(ઘોબીડી મેટી તીખારે નયણુંરો પાણી લાગણો,
મારો રસો રે વોભાય-એ દેશી)

જિનદરાયા, ગુણ ગુણાકર સુંદરૂ, કેવલજ્ઞાન ભંડાર. જિણંદ૦ મોહ અંધાર નિવારવા, સમરથ તું દિનકાર. જિણંદ૦ ૧. જિણંદ૦ વાસુપૂજ્ય મુજ વાલહો, ડહમન ગ્યો ગે લોભાય. એ આંકણી. જિણંદ૦ ધર્મ ધુરંધર ધન્ય તું, ભરતક્ષેત્ર મઝાર. જિણંદ૦ બોધબીજ વાવ્યે વચનનું, ભવિમન ક્યારા

ઉદાર. જિણંદ૦ ૨. જિણંદ૦ સુમતિ સહિત સહુ સમકિતી, પાલે નિજવ્રત સાર. જિણંદ૦ સંવર વાડી ભલી કરે, રહે અપ્રમત્ત આચાર. જિણંદ૦ ૩. જિણંદ૦ આશ્રવ શ્વાપદ વારતા, ધારતા જિનવર આણ. જિણંદ૦ સીલ સુધારસ સીંચતા, લહે ચેતન ગુણ ખાણ. જિણંદ૦ ૪. જિણંદ૦ પામ્યો તે દરિસણ યદા, જાણ્યો તદા શિવશર્મ. જિણંદ૦ કુગુરુ કુદેવ કુભક્તિનો, વાર્યો ચિત્તથી ભર્મ. જિણંદ૦ ૫. જિણંદ૦ અપ્પડિવાઇ દીજીયે, દરિસણ દોલત દાન. જિણંદ૦ સૌભાગ્યચંદ્ર સ્વરૂપને, વલ્લભ તુજ ગુણગાન. જિણંદ૦ ૬.

---

## શ્રી વિમલ જિન સ્તવન

(ઝુંબખડાની દેશી)

વિમલ વિમલગુણ રાજતા, બાહ્ય અભ્યંતર ભેદ; જિણંદ જુહારીયે. સૂચી પુલા દ્રષ્ટાંતથી, મન વચ કાય નિવેદ. જિણંદ૦ ૧. સ્પષ્ટ બદ્ધ નિધત્ત તે, નિકાચિત અતિશેષ; જિણંદ૦ આત્મપ્રદેશ માંહે મલ્યા, મલ તે કર્મ પ્રદેશ. જિણંદ૦ ૨. અસંખ્યપ્રદેશી ચિન્મયી, ચેતન ગુણ સંભાર. જિણંદ૦ પ્રદેશે પ્રદેશે રમી રહી, વર્ગણા કર્મ અપાર. જિણંદ૦ ૩. પંચ રસાયન ભાવના, ભાવિત આતમ તત્ત્વ. જિણંદ૦ ઉપલતા છાંડી કનકતા, પામે ઉત્તમ સત્ત્વ. જિણંદ૦ પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ તીય સત્ત્વ. જિણંદ૦ તુરીય એકત્વ ભાવના, પંચમ ભાવ સુતત્ત્વ. જિણંદ૦ ૫. એમ કરી સર્વ પ્રદેશને, વિમલ કર્યા જિનરાય. જિણંદ૦ નામ યથાર્થ વિચારીને, નમે સ્વરૂપ નિત્ય પાય. જિણંદ૦ ૬.

---

## શ્રી અનંત જિન સ્તવન

(હાંરે લાલ રામપુર બાજારમા – એ દેશી)

હાંરે લાલ ચતુરશિરોમણિ ચૌદમો, જિનપતિ નામ અનંત. મેરે લાલ. ગુણ અનંત પ્રગટ કર્યા, કર્યો વિભાવનો અંત. મેરે૦ ચતુર શિરોમણિ ચિત્ત ધરો. એ આંકણી. ૧. હાંરે લાલ ચાર અનંતા જેહના, આતમ ગુણ અભિરામ. મેરે લાલ. જ્ઞાન દર્શન સુખ વીર્યતા, કર્મે રૂંધ્યા ઠામ. મેરે લાલ૦ ચતુર૦ ૨. હાંરે લાલ ચતુર ધરો નિજ ચિત્તમાં, એ જિનવરનું ધ્યાન, મેરે લાલ૦ અરથી અરથ નિવાસને, મેરે ધરી બહુ માન. મેરે લાલ૦ ચતુર૦ ૩. હાંરે લાલ જ્ઞાનાવરણી ક્ષય કરી, લહ્યું અનંતુ જ્ઞાન, મેરે૦ દર્શનાવરણ નિવારતા, દર્શન અનંત વિધાન. મેરે૦ ચતુર૦ ૪. હાંરે લાલ વેદનીય વિગમે થયું, સુખ અનંત વિસ્તાર, મેરે૦ અંતરાય ગોલ઼ઘતાં, વીર્ય અનંત ઉદાર. મેરે૦ ચતુર૦ ૫. હાંરે લાલ અનંત અનંત નિજ નામની, થિરતા થાપી દેવ; મેરે૦ જિમ તરસ્યા સરોવર ભજે, તિમ સ્વરૂપ જિન સેવ. મેરે૦ ચતુર૦ ૬.

---

## શ્રી ધર્મ જિન સ્તવન

(ગેત્રુજાગિરિના વાસી રે મુજરો માનજો રે—એ દેશી)

ધર્મજિણંદને ધ્યાવો ધ્યાનમાં રે, જામ વધાઇ છે કેવલ જ્ઞાનમાં રે. જિનજીએ ભાખ્યા ભવ અનેક, તે સાંભલતાં આવે હૃદય વિવેક, ભક્તવત્સલ પ્રભુ અમને ભવજલ તારજો રે.૧. ધર્મ કહ્યો છે રે વસ્તુ સ્વભાવને રે, વસ્તુ પ્રકાશે રે દ્રવ્ય બનાવને રે, અથિર અવગાહન પરિવર્તિ, પુરણ ગલણ ચેતન ગુણ કીર્તિ, એહવા ભાવને ધર્મ વખાણીઓ રે. ૨. પાસ અનેરા રે આતમ દ્રવ્યથી રે, તેહના જ્ઞાતા રે ચેતન ભવ્યથી

રે; તસ પરિચય કરતાં સત્ત્વ, પામે પરમાર્થિક નિજતત્ત્વ; તેહનો રે લાભ અપાર સુખંકરૂ રે. ૩. જીવ સંસારી રે તે નિજ ધર્મને રે, નિજ ચિંતવતો રે લહે શિવ શર્મને રે; દ્રવ્યથી ગુણ પર્યાય વિશેષ, તન્મય થાતાં કાર્ય અશેષ; સાધક સાધે સાધનેં સાધ્યને રે. ૪. ચેતના હોય સાકાર ને પરા રે, અનાકાર અવગમદ્રગ આગરા રે; પ્રત્યક્ષ ભાસે લોક અલોક, નાસે ભવભ્રમણાનો શોક, જિનજીને સેવ્યાં રે સવિ સુખ સંપજે રે. ૫. એહવા અતિશય ધર્મજિણંદના રે, તે અનુમોદે રે વૃંદ મુણિંદનાં રે; તે લહે સુખ સૌભાગ્ય સહેત, અભિનવ ચંદ્રકલા સમવેત, આપો આતમ શક્તિ સ્વરૂપને રે. ૬.

---

## શ્રી શાંતિજિન સ્તવન.

( ગોરી બિન અવગુણ કિમ છોરી—એ દેશી. )

સેવો ભવિ શાંતિજિણંદ સનેહા, શાંત રસ ગેહા. શમામૃત ગેહા૦ સેવો ભવિ શાંતિજિણંદ સનેહા. એ આંકણી૦ રાગ દ્વેષ ભવ પાપ સંતાપિત, ત્રિવિધ તાપહર મેહા; માયા લોભ રાગ કરી જાનો, દ્વેષ ક્રોધ મદ રેહા. સેવો૦ ૧. અનંતાનુબંધી અપ્રત્યાખ્યાની, પચ્ચખાણ સંજલ છેહા; નિજ અન્યોન્ય સદ્રસજી ચઉસઠ, સંખ્યા વાસિત દેહા. સેવો૦ ૨. નોકષાય નવ હાસ્ય અરાત રતિ, શોક જીગુપ્સ ભય રેહા. મન વચ કાય તપાવત તાથે, કહીયે તાપ અછેહા. સેવો૦ ૩. જૈસે વનદવ તરૂ ગણ બાલે, ત્યોં અંતર્ગત એહા; ખમ સમ દમ ઉપશમ શીતલતા, કારે જલ લહેરી લેહા. સેવો૦ ૪. આતમરાય રાજ્ય અભિસંચ્યો, પૂજિત ત્રિભુવન ગેહા; તુમ શિર છત્રકી છાહ અમાસિર, દ્યો સ્વરૂપ અનુપેહા. સેવો૦ ૫.

## શ્રી કુંથુજિન સ્તવન.

( ઋષભ જિનેસર પ્રીતમ માહરો રે—એ દેશી )

કુંથુનાથ સત્તરમા જિનપતિજી, કુંથુ તણા પણ નાથ, તે જિન ભવ્ય સામગ્રીવતને જી, સાચો શિવપુર સાથ. ૧. શ્રી દેવીસુત ગુણ સંભારીયેજી, મન કજ કોશ નિવાસ, મનમધુકર જિન પંકજ કર્ણિકા જી, વાસી લહો સુખવાસ. શ્રી દેવી૦ ૨. યોગ ખેમકર ગુણ છે નાથમાંજી, કુંથુ ઉપર પણ એમ, અપ્રાપકને પ્રાપક યોગ છે જી, પ્રાસરક્ષક ગુણખેમ. શ્રી દેવી૦ ૩. લૌકિક નાથ અહિપતિને કહ્યોજી, તે એ અરથ પ્રમાણ, લોકોત્તર જ્ઞાનાદિક ગુણ તણોજી, દાયક રક્ષક જાણ. શ્રી દેવી૦ ૪. તે ગુણનો અભિલાપી આતમાજી, સેવે શ્રી જગનાથ, જિનજી તેહને મધુ માધવ પરે જી, આપે અદ્દ્ભુત આથ. શ્રી દેવી૦ ૫. તિમ હું કુંથુ જિનેંદ્ર ઉપાસનાજી, કરી માગું ગુણ દોય; ભવ-પરિહાર મુગતિ સંપાદનાજી, સત્ય-સ્વરૂપ સુખ હોય. શ્રી દેવી૦ ૬.

---

## શ્રી અરજિન સ્તવન

( દેઉ દેઉ રે નણદ હરીની—એ દેશી )

અરનાથ અરજ અવધારો, નિજભક્તના કાર્ય સુધારો રે મનમોહના મહારાયા, સંસાર અપારાવારે, જલઘોલના ન્યાય વિચારે રે, જગસોહના જિનરાયા. ૧. પુદ્દગલપરાવર્ત્ત અનંતા, થયા ભવકલ્લોલ ભમતા રે. મન૦ મનુજ ખેત્ર કુલ આર્ય, ગુરૂ શ્રુત સદ્દહણા સુકાર્ય રે. જગ૦ એવી સામગ્રીને અભાવે, જિનધર્મ ન લાધો સુભાવે રે. મન૦ નિયતે લઘુ-કર્મા થઈને, અનુક્રમે ગુણઠાણુ લઈને રે જગ૦ ૩. જિનધર્મ

## શ્રી નમિનાથ જિન સ્તવન.

( સોલમા શ્રીજિનરાજ ઓલગ સુણો અમતણી લલના. એ દેશી. )

મદવારી નમિનાથ જિનેશ્વર વંદિયે લલના. ભવ અનેકના સંચિત પાપ નિકંદીયે લલના. જીત્યાને સરણે જીત લહીજે એ ન્યાય છે લલના, રિપુ જિત્યાનો એ પણ એક ઉપાય છે. લલના ૧. દ્રવ્ય શત્રુ જેણે ગર્ભ થકા સહજે દમ્યા લલના, માન મૂકીને તે સઘલા આવી નમ્યા. લલના૦ નામ નમિ ઇમ સાર્થક મનમાં ધ્યાઇયે લલના, તો મનવાંછિત ઇહપરભવ સુખ પાઇયે. લલના૦ ૨. જીવકર્મનો વૈર અનાદિ નિબદ્ધ છે લલના, કિહાંએ જીવ કિહાં કર્મ સમર્થ સનદ્ધ છે લલના૦ ગોસ્તનથી પય ખાણથી કનકોપલ પરે લલના, મલ્યા આવ્યા પણ તાસ વિભાવ અગની હરે. લલના૦ ૩. તિમ પ્રભુ સમકિત લાભથી પંડિત વીર્યને લલના, ધારી વારી પ્રમાદ ધરી મન ધૈર્યને લલના૦ જીતી ભાવ વિપક્ષ સ્વપક્ષ વિચારીને લલના, સર્વઘાતિ દેશઘાતિ અઘાતિ નિવારીને. લલના૦ ૪. લાધો કેવલ યુગલ નિધાન સુભકિતનો લલના, જિનપદ ભોગ સંયોગ મિલાપ વિમુકિતનો લલના૦ ઇમ બહિરંતર શત્રુ નમાવી નમિજિને લલના, દાખ્યો રિપુ જય ભેદ તે જાણ્યો ભવિજને. લલના૦ ૫. ધર્મ દ્વિવિધ ઇમ સંઘ ચતુર્વિધ સાંભલે લલના, ભદ્ર દર્શન કેઇ દેશ સર્વવિરતે ભલે લલના૦ જેમ તુમે જીત્યા રે તેમ જીતાવો માહરા લલના, કહે સ્વરૂપ હવે ચરણ શરણ છે તાહરા. લલના૦ ૬.

---

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

( અપને પીયાજીકી બાત રે કું કેહને પૂછું—એ દેશી. )

નેમ જિણંદનો જ્ઞાન રે, જગમાં જયકાર, જગત જંતુની

રક્ષા કરવા, પ્રભુ અતિશય ઉપગારી રે, વંદો નરનારી નેમ૦ એ આંકણી. જય સમુદ્રવિજયાંગભૂ, શિવાદેવીના જાયા, શંખલછન અંજન છબી, દશધનુષ્યની કાયા. નેમ૦ ૧. અભયદાન શ્વાપદ ભણી, દીધુ વરસી જનને, સંયમી બ્રહ્મચારી પણે, સાધ્યુ નિજ મનને. નેમ૦ ૨. પ્રતિપદ પૃથ્વી પાવન કરી, સહસાવને સ્વામી, મૌનપણે ચૌપન દિને, કેવલસિરિ પામી. નેમ૦ ૩. પૂછે પ્રભુને કૃષ્ણજી, સુણો ત્રિભુવન રાયા, ત્રિગુણ તીર્થ રૈવતપતિ, હરિવંશ સવાયા. નેમ૦ ૪. ઉત્તમ સ્ત્રી ગુણે પરિવરી, રાજીમતિ કન્યા, તુમ ચિત્તમાં કિમ નવી વસી, અતિ તન્વી ધન્યા. ૫. તવ સુરપતિ કહે કૃષ્ણને, જિન ચિત્ત અભંગે, જ્ઞાન ગર્ભ વૈરાગ્યને, ઉત્તરંગને રંગે. નેમ૦ ૬. ન મલે પ્રવેશ અનંગને, કૃશાગ્નિની શી વાત, તે સુણી રાજીમતિ કહે, સુરનર વિખ્યાત. ૭. ચિદાનંદ ચિત્તમાં તિહા, નહી કોઇનુ નામ, ચિદાનંદ સંયુત પ્રભુ, ધરૂ મુજ મન ધામ. ૮. ઇમ કહી જિન દીક્ષા ગ્રહી, કરી સંયમ લીલા, રહનેમિ પ્રતિબોધિઆ, સતી પરમ સુશીલા. ૯. એમ અનંતગુણ રાશીનો, પર પાર ન પાવે, સૌભાગ્યચંદ્ર સ્વરૂપને જિનધર્મ શીખાવે. નેમ૦ ૧૦.

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન

(સખી આજ આષાઢો ઉનહ્યો, મખિ ઝરમર વરસે મેહ—એ દેશી)

જીરે આજ દિવસ ભલે ઉગિયો, જીરે આજ થયો સુવિહાણુ, પામ જિણેસર ભેટિઆ. થયો આનંદ કુશલ કલ્યાણ હો આજન૦ સુખદાયક જાણી સદા, ભવિ પૂજો પાસ જિણંદ. ૧. એ આકણી. જીરે ત્રિકરણ શુદ્ધિયે ત્રિહુ સમે, જીરે નિસિહી ત્રણ સંભાર, ત્રિહુ દિશિ નિરખણ વરજીને,

દોહગ દુઃખ દૂર ગમાયા, નિજ પદ પાઠ પઢાયા જી. ઇણ૦ ૬. તાસ પસાયે મન ઉલ્લસાયા, ભાવ દીપ પ્રગટાયા જી; ઉન્મારગ તમ દુરિત નસાયા, મુક્તિમારગ મન ધાયા જી. ઇણ૦ ૭. જિન ચોવીશ તણા ગુણ ગાયા, ઉપશમ અમૃત નાહ્યા જી; ગુરુ સૌભાગ્યચંદ્ર સુપસાયા, સ્વરૂપચંદ્ર સુખદાયા જી. ઇણ૦ ૮. [કલશ] ઇમ ઋષભ જિન ધુર વીર જિન લગે, ચઉવીસે તિરથંકરા; તસ ભક્તિ કરતાં ધ્યાન ધરતાં, ત્રિવિધ મલ નાસે પરા; સુખ સંપદા ઘર સુથિર થાયે, જગતજન સુખ અનુસરે; સૌભાગ્યચંદ્ર સુગુરુ પ્રસાદે, સ્વરૂપચંદ્ર ઇમ ઉચ્ચરે. ૯.

---

# નિત્યલાભકૃત જુદા જુદા સ્તવન સંગ્રહ

## શ્રી ઋષભ જિન સ્તવન

(વૃંદાવનમાં કાન કુમરજી અથવા
શ્રી શ્રેયાંસજિન અંતરજામી—એ દેશી)

આદિજિનેસર વિનતિ અમારી, સાંભલ મહારા સ્વામી રે; મરૂદેવીના નંદન વહાલા, અરજ કરૂં શિરનામી રે. આદિ૦ ૧. નાભિરાયા કુલ હંસલો રે, નયરી વિનીતાનો રાજા રે; વંશ ઇક્ષ્વાગ શોભતો રે, સેવો સુરપતિ ઝાઝા રે. આદિ૦ ૨. મૂરતિરૂપ અનોપમ દેખી, ભગતે બાંધ્યા પ્રેમ રે; આસંગા પ્રભુજીશું માંડ્યા, જલધર ચાતક જેમ રે. આદિ૦ ૩. પ્રભુજીથી અલગા નવી રહીશું, વંછિત માગી લેશું રે; જનમ મરણ ભય દૂર નિવારી, શિવસુખ તાલી દેશું રે. આદિ૦ ૪. પ્રભુજી વિના કોણ લાડ લડાવે, ભવના તાપ શમાવી રે; સહજસુંદર ગુરૂ ગુણ પ્રભુજીના, નિત્યલાભ પંડિત ગાવે રે. આદિ૦ ૫.

---

## શ્રી અજિત જિન સ્તવન.

( પદર તિથિ પૂરી થઇ સુણુ કાયા રે,
રામ હૃદયમા રાખ તેની માયા રે—એ દેશી )

અજિત જિણેસર સેવીયે, સહિ મોરી રે, ગિરૂઆ ગરીબ નિવાજ. ગાઉં ગુણ ગોરી રે, ત્રૂઠા સમકિત આપશે સહિ૦ દેશે મુગતિનું રાજ. ગાઉ૦ ૧. સરખા સરખી સાહેલડી, સહિ૦ લીધાં નીરમલ નીર. કેસર ભરીય કચોલડી સહિ૦ પહેરી નવરગ ચીર. ગાઉ૦ ૨ પૂજા કરે જિનજી તણી સહિ૦ મનમા હરખ ન માય, ગાઉં૦ ભકતે શુ ભગવતની, સહિ૦ લલી લલી પ્રણમે પાય. ગાઉ૦ ૩. મૂર્તિ અતિ રલિઆમણી, સહિ૦ રૂપે ન લહુ પાર, ગાઉં૦ પ્રેમ ધરીને સાહેબા, સહિ૦ અમને પાર ઉતાર. ગાઉં૦ ૫. ગિરૂઆ સહેજે ગુણ કરે, સહિ દેજો લીલ વિલાસ, ગાઉં૦ નિત્ય લાભ પડિત વિનેને સહિ૦ પુરજો મનડાની આશ. ગાઉં૦ ૫.

---

## શ્રી સંભવ જિન સ્તવન.

( ગોકળીયુ રલિયામણું—એ દેશી )

સભવનાથ સોહામણા રે, ત્રિભુવન નાયક દેવ, ભવિયણ સેવજો, ઇદ્ર સરિખા જેહની રે, સેવ કરે નિત્યમેવ, ભવિયણ૦ ૧. સુગત સુદર સોભતી રે, માને મહોટા ભૂપ, ભવિયણ૦ નયન કમલ દલ પાંખડી રે, મોહનગારૂ રૂપ. ભવિયણ૦ ૨. મીઠી વાણી જેહની રે, જેહા દે ઉપદેશ, ભવિયણ૦ સાભલતા સુખ ઉપજે રે, ન રહે દુ ખ લવલેશ. ભવિયણ૦ ૩. જિન દરિસણનો લાલચી રે, મુજ મન વિશ્રાવીશ, ભવિયણ૦ વિધ્યાચલ જેમ હાથીયો રે, સભારે

નિશદીશ. ભવિયણ૦ ૪. મહેર નજર ધરી પ્રેમશું રે, દેજો અવિચલ વાસ. ભવિયણ૦ નિત્યલાભ પંડિત વિનવે રે, સફલ કરો અરદાસ. ભવિ૦ ૫.

---

## સંભવ જિન સ્તવન.

મોહન તારા મુખડાને મટકે, મોહન૦ એ આંકણી. નયણ રસાલાં ને વયણ સુખાલાં, ચિતડું લીધું ચટકે. મોહન૦ પ્રભુજી કેરી ભક્તિ કરંતાં, કર્મની કસ તટકે. મોહન૦ ૧. મુજ મન લોભી ભમર તણી પરે, જિનગુણ કમલે અટકે. મોહન૦ રત્નચિંતામણિ મૂકીને રાચે, કહો કોણ કાચ તણે કટકે. મોહન૦ ૨. એ જિન થુણતાં ક્રોધાદિક સહુ, આસ પાસથી પટકે, મોહન૦ કેવલનાણી બહુ સુખદાની, કુમતિકું દૂર પટકે, મોહન૦ એ જિનને જે દિલમાં નાણે, તે તો ભૂલ્યા ભટકે, મોહન૦ ભાવભકિતશું ઓલગ કરતાં, વંછિત સુખડે સટકે. મોહન૦ ૪. મૂરત સંભવ જિનેશ્વર કેરી, જોતા હેડું હટકે, મોહન૦ નિત્યલાભ કહે એ જિન સાચો, ગુણ ગાઉં હું લટકે. મોહન૦ ૫.

---

## અભિનંદન જિન સ્તવન.

( આંબા બિરાજે છે—એ દેશી. )

અભિનંદન જિન રાજીયા ગુણ રાજે છે, મહારા પ્રભુની ત્રિજગ માંહે ઠકુરાઇ છાજે છે, દેવ ઘણા મલી એકઠા, ગુણ૦ જિનને સેવે અધિક ઉચ્છાહે. ઠકુ૦ ૧. સમવસરણ દેવે રચ્યું, ગુણ૦ તિહાં બેઠા શ્રી ભગવાન. ઠકુ૦ બેઠી બાર પરષદા. ગુણ૦ દીયે દેશના યોજન માંહે. ઠકુ૦ ૨. ક્રોધ માન માયા

તજો. ગુણ૦ તમે વરજો વિકથા ચાર, ઠકુ૦ નિદ્રા મ કરજો પાછલી ગુણ૦ વલી પરહરજો પરનાર. ઠકુ૦ ૩. શીલ ભલી પરે પાલજો ગુણ૦ વલી દેઓ અઠકલ દાન, ઠકુ૦ મુકિત તણાં સુખ પામશો, ગુણ૦ તમે લેગો દેવ વિમાન. ઠકુ૦ ૪. જીવદયા દિલમા ધરો, ગુણ૦ જેથી લહીએ સુંદર રૂપ, ઠકુ૦ ભકિત કરો ભગવતની, ગુણ૦ જેમ તરિયે ભવજલ કૂપ. ઠકુ૦ ૫. માનવભવ સફળો થયો, ગુણ૦ મે કીધો પ્રભુશુ પ્રેમ, ઠકુ૦ નિત્યલાભ પંડિત વિનવે, ગુણ૦ હુ તો પામ્યો શિવસુખ એમ. ઠકુ૦ ૬.

---

## સુમતિ જિન સ્તવન.

( મુજને હરિ વહાલા—એ દેશી )

રંગત સુમતિની કીજીયે રે, વાધે જગ જશ વાસ રે, ઓલગ કરતા એહની રે, સફલ ફલે સહુ આસ. ૧. જિનના ગુણ રૂડા, ગુણ રૂડા રે મુગુણ પ્રધાન, જિનના ગુણ રૂડા. મને વહાલા અમિય સમાન, જિનના૦ એ આંકણી૦ નંદન સુમંગલા માતનો રે, વદન પૂનમચંદ રે, ત્રિભુવન કીર્તિ જેહની રે, ગાવે ચોસઠ ઇંદ. જિન૦ ૨. રૂપ અનોપમ મૂરતિ નિરખી રે, ભકિત કરૂ મન રંગ રે, પૂર્વ પુણ્ય પમાઉલે મે, લાધો પ્રભુનો સંગ. જિનના૦ ૩. મહેર કરી મહારાજજી રે, વિનતડી અવધાર રે, સેવક જાણી આપણો રે, ભવજલ પાર ઉતાર. જિનના૦ ૪. પરભાતે ઉઠી કરી રે, પ્રેમે પ્રણમુ પાયા રે, નિત્યલાભ પંડિત વિનવે રે, પ્રભુશુ લાગી માયા. જિનના૦ ૫.

---

## પદ્મપ્રભ જિન સ્તવન.

( હું તો ને ગોરી ઉતાવલી નંદલાલ રે—એ દેશી. )

પદ્મપ્રભ ઓલંગડી સુખદાય રે, કરશું આણી નેહ કે, મનહિત થાય રે; રૂપ અનંતગુણ તાહરું સુખદાય રે, રક્તવરણ પ્રભુ દેહ કે, મનહિત થાય રે. ૧. વાણી પ્રભૂની સાંભળી, સુખદાય રે, હૈડું શીતલ થાય કે, મનહિત થાય રે; પરદર્શનના બોલડા સુખદાય રે, કહોને કેમ સોહાય કે, મનહિત થાય રે. ૨. કાચ કથીરને કોણ ગ્રહે સુખદાય રે, જેણે કીધા મોતી વ્યાપાર કે, મનહિત થાય રે: ખડ ખાવા મન કોણ કરે, સુખદાય રે. જે પામ્યા અમૃત સાર કે, મનહિત થાય રે. ૩. જિનવર કેરી ચાકરી, સુખદાય રે, કરવા જયજયકાર કે, મનહિત થાય રે; અવિચલ સ્થાનક આપજો સુખદાય રે, એમ કહું છું વારોવાર કે, મનહિત થાય રે. ૪. પ્રેમનજર મુજ ઉપરે, સુખદાય રે, તમે ધરજો ગરીબ નિવાજ કે, મનહિત થાય રે; નિત્યલાભ કહે પ્રભુ માહરા, સુખદાય રે, તમે ભક્તવત્સલ મહારાજ કે, મનહિત થાય રે. ૫.

---

## સુપાર્શ્વ જિન સ્તવન

( રાતડી આ રમીને કિહાંથી આવીયા રે—એ દેશી. )

મુજ મન ભમરો પ્રભુગુણ ફૂલડે રે, રમણ કરે દિનરાત, સુણજો સ્વામી સુપાસ સોહામણા રે, કરજોડી કહું વાત. ૧. મનડું તે ચાહે પ્રભુ મલવા ભણી રે, પણ દીસેછે અંતરાય; જીવ પ્રમાદિ રે કર્મતણે વશે રે, તો કિમ મલવું થાય. મનડું૦ ૨. લાખ ચોરાશી જીવાયોનિમાં રે, ભવ અટવી ગતિ ચાર; કાલ અનાદિ અનંત ભમતાં થકાં રે,

કિમહિ ન આવે પાર. મનડુ૦ ૩. મારગ બતાવો રે સાહેબ માહરા રે, જીમ આવુ તુમ પાય, લાજ વધારો રે, સેવક જાણીને રે, દ્યો દરિશણ જિનરાય. મનડુ૦ ૪. મૂરતિ તાહરી રૂપે રૂઅડી રે, અનુભવ પદ દાતાર, નિત્યલાભ પ્રભુશુ પ્રેમે વિનવે રે, તુમથી લહુ સુખ સાર. મનડુ૦ ૫.

## ચંદ્રપ્રભ જિન સ્તવન

(ગુજરી આની અમારે દેશ, વારી વારી રે લો મહારી ગુજરી—એ દેશી)

ચંદ્રપ્રભજીને રે વિનવુ, તહારી ચાકરીએ મન મોહે, વારી જાઉં રે લો૦ મહારા જિનજી સૂરત મોહન વેલડી, તહારુ રૂપ અનોપમ સોહે. વારી૦ મહારા૦ ૧. મહિયલમાં જોતા થકાં, મે દીઠા દેવ અનેક, વારી૦ મહારા૦ મુકિતતણાં સુખ આપવા, પ્રભુ તુમ સમો નવી કોય. વારી૦ માહરા૦ ૨. પ્રભુ સમરથ જાણીને ઓલગે, પ્રભૂ લાલચિયા સો વાર; વારી૦ મહારા૦ પ્રભુ પ્રેમે થયો તુમ ભક્તિશુ, પ્રભુ કરજો સેવકની સાર વારી૦ મહારા૦ પ્રભુ ૩. જ્ઞાનદશા પરગટ થઇ, મને મલિએ પ્રભુનો સાથ, વારી૦ મહારા૦ પ્રભુ સુખ સંપત્તિ આવી મલી, મને ત્રુઠા શ્રી જગનાથ. વારી૦ મહારા૦ ૪. પ્રભુ વલી વલી માગુ એટલુ, મને દેજો સમકિત ખાસ; વારી૦ મહારા૦ નિત્યલાભ પંડિત જિનતણા, ગુણ ગાએ અધિક ઉલ્લાસ. વારી૦ મહારા૦ ૫.

## સુવિધિ જિન સ્તવન.

(હવે ન જાઉ મહિ વેચના રે લોલ—એ દેશી)

સુરત સુવિધિ જિણંદની રે લો, મહિમાવંત પ્રધાન મહારા વાલાજી રે, તમને અમારી વંદના રે લો. નયન

પાવન થયાં દેખતા રે લો, ગુણ અનંત ભગવાન. મહારા૦ તમને૦ ૧. રામા રાણીના નંદના રે લો, સાંભલ દીનાનાથ; મહારા૦ તમને૦ પ્રેમ ધરી સેવા કરૂં રે લો, હવે ન છોડું તારો સાથ. મહારા૦ તમને૦ ૨. સોના રૂપાની ફુલની રે લો, આંગી બનાવું સાર; મહારા૦ તમને૦ નાચ કરૂં પ્રભુ આગલે રે લો, માદલનો ધમકાર. મહારા૦ તમને૦ ૩. અમને શિવ સુખ આપજો રે લો, શું કહું વારોવાર. મહારા૦ તમને૦ આતમ અનુભવ ધ્યાનથી રે લો, લહીયે વંછિત સાર. મહારા૦ તમને૦ ૪. મનના મનોરથ મહારા રે લો, સફલ થયા સહુ આજ; મહારા૦ તમને૦ નિત્યલાભ પ્રભુ–પદ સેવતાં રે લો, સીધ્યાં તે સઘલા કાજ. મહારા તમને૦ ૫.

---

## શીતલ જિન સ્તવન

શીતલ જિનવર સાંભલો રે, ગુણનિધિ ગરીબ નિવાજ દેખી દરિસણ તાહરૂં રે, સફલ થયો દિન આજ. શીતલ૦ ૧. સૂરત તાહરી સોહામણી રે, લાલ અમુલક નંગ; જાણીએ કલ્પદ્રુમ સારખી રે, કીધી પ્રીતિ અભંગ. શીતલ૦ ૨. હેજાલે નયને કરી રે, મલજો મુજને સ્વામ; અંતરજામી છે મહારા રે, ભવદુઃખ ભંજણ ઠામ. શીતલ૦ ૩. સાચો સાજન તું મિલ્યો રે, પ્રીતિ કીધી પરમાણ; હિયડે ભીતર તું વસ્યો રે, ભાવે જાણ મ જાણ. શીતલ૦ ૪. ધરણીતલમાં જોવતાં રે, અવર મિલ્યા મુજ લાખ, પણ તે હું નહિ આદરૂં રે, શ્રીપરમેસર સાખ. સીતલ૦ ૫. સીતાને મન રામજી, રાધાને મન કાન; ભમરો માલતિ ફૂલડે રે, તિમ પ્રભુ શું મુજ તાન. શીતલ૦ ૬. રોહિણીને મન ચંદલો રે, જિમ મોરા મન મેહ; ઇંદ્રાણીને મન ઇંદલો રે, તિમ પ્રભુશું મુજ નેહ.

શીતલ૦ ૭ અમને તમારો છે આશરો રે, નહિ કોઇ બીજા શું વાદ, સાચો સેવક જાણશો રે, તો સવિ પૂરશો લાડ. શીતલ૦ ૮. અચલગચ્છને દેહરે રે, સુંદરા નગર મઝાર, મહિમાવંત મયા કરો ગે, ભવદુઃખ ભંજનહાર. શીતલ૦ ૯. સાનિધકારી છો સાહેબા ગે, પ્રણમ્યાં પાતક જાય, સહજ-સુંદર ગુરુરાયનો રે, નિત્યલાભ પ્રભુ ગુણ ગાય. ૧૦.

---

## શિતલજિન સ્તવન.

શીતલ જિનની સેવા કીજે, લીજે સંપદા સારી ગે, દ્રવ્ય ભાવ જિન પૂજા કરતાં, નાસે દુરગતિ ભારી રે. ૧. સંસારી પ્રાણી દેવ પૂજો, દેવ પૂજો હિત આણી. એ આંકણી૦ જ્ઞાન અનંતુ રૂપ અનંતુ, શકિત અનંત કહીએ રે, લોકાલોક તણા પરકાશી, તેહની આણજ વહીએ રે. સંસારી૦ ૨. ભકિત પ્રભુની હૈડે ધરતાં, ભવ ભવ પાતક હરીયે રે, એવો નિશ્ચય મારા મનમા, પ્રભુ તારે તો તરીએ રે. સંસારી૦ ૩. કરજોડી મદ મચ્છર મૂકી, પ્રભુજીને શિર નામું ગે, અનુભવ પદની લાલચ અમને, તે જિનવરથી પામું ગે. સંસારી૦ ૪. સેવક ઉપર કરૂણા કરજો, વિનતડી ચિત્ત ધારી રે, કહે નિત્યલાભ પ્રભુને પ્રણમી, દેજો સેવ તુમારી ગે. સંસારી૦ ૫.

---

## શીતલનાથ જિન સ્તવન

માહરે શીતલ જિનશું લાગી પુરણ પ્રીત જો, સાહિબજીની સેવા ભવદુઃખ ભાજને રે જો, હારે જિન પ્રતિમા જિનવર સરખી દીલમા જોય જો, ભકિત કરતા પ્રભુજી સુખ નિવાજને ગે જો. ૧. જેણે જોતા લાધો રત્નચિંતામણિ

હાથ જો, તેહને રે મુકીને કુણ ગ્રહે કાચને રે જો; જેણે મન શું કીધાં જૂઠાના પચ્ચખાણ જો, તે નર બોલે સો વાતે પણ સાચને રે જો. ૨. જે પામ્યા પરિગલ પ્રૌત અમૃત પાન જો, ખારૂં જલ તે પીવા કહો કુણ મન કરે રે જો; જે ઘરમાં બેઠા પામ્યા લખમી જોર જો, ધનને કાજે દેશ દેશાંતર કોણ ફરે રે જો. ૩. જેણે સેવ્યા પુરણ ચિત્તે અરિહંત દેવ જો, તેહના રે મન માંહે કેમ બીજા ગમે રે જો; એ તો દોષ રહિત નિકલંકી ગુણ ભંડાર જો, મનડું રે અમારૂં પ્રભુ સાથે રમે રે જો. ૪. મુને મલિયા પુરણ ભાગ્યે શીતલનાથ જો, દેખીને હું હરખ્યો તન મન રંજિયો રે જો; એ તો દોલતદાયી પ્રભુજીનો દેદાર જો, મેં તો જોતાં પ્રભુને કર્મદલ ગંજીયો રે જો. ૫. શ્રી વિધિપક્ષ દેહરે સુંદરા નયર મઝાર જો, આંગી રે નવરંગી શિખર સોહામણી રે જો; એ તો તેજે દીપે જગમગ જ્યોત વિશાલ જો, સોહે રે મનમોહે મૂર્તિ રળીયામણી રે જો. ૬. શ્રી સત્તર એકાશીયે રુડા ભાદ્રવ માસ જો, સ્તવન રચ્યું એ પ્રેમે પર્વ પજૂસણે રે જો; શ્રી સહજસુંદર શિષ્ય બોલે એણી પરે વાણી જો, ભાવે રે નિત્યલાભ નેહે હરખે ઘણે રે જો. ૬.

---

## શ્રેયાંસજિન સ્તવન

(તું ક્યાં ગઇતી આજ, રમવા રજની જી રે—એ દેશી.)

શ્રેયાંસ જિનેસર દેવ, નયણે નિરખ્યા રે, મુજ પાતિક નાઠાં હેવ, મનમાં હરખ્યા રે; મેં કીધો પ્રભુનો સંગ રૂપ નિહાલી રે, હું તો રાખું જિનશું રંગ, સમકિત અજૂવાલી રે. ૧. પ્રભુજી છે આતમરામ, ભવદુઃખ ટાલી રે; મુજ પૂરે વાંછિત કામ; શિવ સુખ આલી રે; જેને સેવે ચોસઠ ઇંદ,

બે કરજોડી રે, મન પામે પરમાનંદ, કર્મને ત્રોડી રે. ૨. મને મહેર કરી મહારાજ, ભય સહુ નાઠા રે, મૂજ દૂર ગયા સવિ આજ, કર્મજ માઠાં રે, નહી કોઇ દુનિયા માંહે, દેવ જ એવો રે, નિત્યલાભ કહે ઉચ્છાહે, ભવિયણ સેવો રે. ૩.

## વાસુપૂજ્ય જિન સ્તવન

(નહીં જાઉં રે જમુના નીર, એણ એણ વાટડીએ—દેશી)

શ્રી વાસુપૂજ્ય જિનરાજ, મનના મોહનીયા, પ્રભુ અમને ખૂબ નિવાજ, જગના જીવનીયા, પ્રભુ ચંપાનયરિના રાય, મુજ મનમા વસીયા, તોરા સેવે સુર નર પાય, મુખ જોઇ હસીયા. ૧. મીઠી મૂર્તિ અતિ સુખકાર, નામે રંગ રલિયા, પ્રભુ જીવન પ્રાણ આધાર, મનોરથ સવિ ફલિયા, પ્રભુ જયાદેવીના નંદ, પૂરણ ગુણ ભરીયા; જે સેવે પદ અરવિંદ, તે ભવ જલ તરિયા. ૨. તમે કુંવર પણે મહારાજ, સંયમશ્રી વરિયા, તમે તારણ તરણ જહાજ, અવિચલ પદ ધરિયા, તુમ રૂપ દેખી શિરતાજ, પાતિક સહુ ખરિયા; તમે પાવન કીધા આજ, માહરા સવિ પરિયા. ૩. તમે ભક્ત વત્સલ ભગવાન, કરૂણા રસ ભરિયા, મુજ દેજો અવિચલ થાન, સેવક સુખ કરિયા, મુજ આજ ભલે સુવિહાણ, નયના સુજ ઠરિયા, નિત્યલાભ કહે પરણામ, પ્રભુથી જય વરિયા. ૪.

## વાસુપૂજ્ય જિન સ્તવન

(શીતલ જિનવર સાહેબા રે—એ દેશી)

વાસુપૂજ્ય જિન સાહેબા રે. સુણ મહારી અરદાસ; તુમ દરશનને દેખવા રે, મુજ મનડું ધરે આસ. વાસુ૦ ૧.

મહીયલમાંહે જોતાં થકાં રે, દીઠા દેવ અનેક; હરિ હર બ્રહ્મા સારિખા રે, તુમ સમ નાવે એક. વાસુ૦ ૨. તમે છો ત્રિભુવન રાજવી રે, તુમે તો દેવના દેવ; લોકોત્તર ગુણશું ભર્યા રે, દેવ કરે તુમ સેવ. વાસુ૦ ૩. જનમ પૂરી ચંપા ભલી રે, વસુપૂજ્ય કુલ અવતંસ; દેવી ઉયરે હંસલો રે, સુરત મોહન વંશ. વાસુ૦ ૪. સત્તર ધનુષ સોહામણી રે, રક્તોત્પલદલ કાય: મહિષ લાંછન ચરણાંબુજે રે, બહોંતેર લાખ વરસનું આય. વાસુ૦ ૫. કુંવરપણે પ્રભુજી તમે રે, દીક્ષા લીધી સુજાણ; આઠે કર્મ ખપાવીયાં રે, પામ્યા કેવલ નાણ. વાસુ૦ ૬. ક્રોધાદિક પ્રભુમાં નહિ રે, નહિ વલી વિકથા ચાર; સાતે ભય દૂરે કર્યા રે, કરતાં પર ઉપકાર. વાસુ૦ ૭. ચઉવિહ ધર્મ પ્રકાશતા રે, ચોત્રીશ અતિશય ધાર; તીર્થંકર શ્રી બારમા રે, જગગુરુ જગ આધાર. વાસુ૦ ૮. ભવભવના ફેરા ટલ્યા રે, દીઠા શ્રી જિનરાજ; વંછિત દિજે સાહેબા રે, તું છો ગરીબ નિવાજ. વાસુ૦ ૯. કચ્છદેશ ગુણમણિનીલો રે, રૂડું ગામ અંજાર; તિહાં જિનવર પ્રાસાદ છે રે, મહિમાવંત ઉદાર. વાસુ૦ ૧૦. શ્રાવક સહુ વસે ભાવિયા રે, જિનધર્મી સુખકાર; ભક્તિ કરે ભગવંતની રે, ધરતાં હર્ષ અપાર. વાસુ૦ ૧૧. આંગી રચી રલીયામણી રે, ઝગમગ જ્યોતિ વિશાલ; સારંગ માદલ વાજતાં રે, ગાવે ગીત રસાલ. વાસુ૦ ૧૨. પૂજતાં જિનવર ભાવશું રે, લહિયે શિવસુખ સાર; સત્તર છહોંતેર થાપના રે, વદિ તેરસ ગુરુવાર. વાસુ૦ ૧૩. અચલગચ્છપતિ જાણીએ રે, વિદ્યાસાગરસૂરિરાય; વાચક સહજસુંદર તણો રે, નિત્યલાભ પ્રભુ ગુણ ગાય. વાસુ૦ ૧૪.

---

## વિમલજિન સ્તવન

(સાભલ સજની–એ દેશી)

વિમલજિનેસર સાહેબાજી, અરજ સુણો એક મોરી જી, સુખ સંપત આવી મલી જી, કરતા સેવા તોરી. સાભલ વિનતિ. ૧. કરમતણે બલે ચારે ગતિમાં, ભમ્યો અનંતી વાર જી, એ સંસાર અસારમા પ્રભુ, તુમ વિણ કોણ આધાર. સાભલ વિનતિ૦ ૨. ભાગ્ય અમારૂં જાગીઉં જી, પ્રભુને પાલવ વલગ્યા જી, મુખ દેખી પ્રભુજી તણું રે, પાતિક કીધા અલગા. સાભલ વિનતિ૦ ૩. બાહિર ઘટમા પંથ ઘણા છે, તે મુજ દિલમાં નાવે જી, સાચો મારગ તું પ્રભુજી, અમને તુરત બતાવે. સાભલ વિનતિ૦ ૪. તું જસરૂપી તું નિકલંકી, અવિચલ લીલવિલાસી જી, નિત્યલાભ પ્રભુશું પ્રેમ ધરતા, કુમતિ ગઇ સહુ નાસી. સાભલ વિનતિ૦ ૫.

---

## અનંતજિન સ્તવન

(મને અબાજી તે વહાલા જો–એ દેશી)

શ્રી અનંતજિનેસર મોહતા જો, ભવિયણના મન મોહતા જો, અકલ અરૂપી અનંતા જો, જ્ઞાન ગુણે જયવંતા જો૦ ૧. ચોસઠ ઇંદ્ર સેવા કરે જો, સમકિતની શુદ્ધતા ધરે જો, નયણે અમીરસ સાચરી જો, દુ ખદોહગ દૂરે હરિ જો૦ ૨. એહવા જિનવર મલિયા જો, દહાડા અમારા વલીયા જો, મન વંછિત ગાડું ફલીયા જો, દેખી દુરમન ટલીયા જો૦ ૩. સુજસાનંદન વાહાલા જો, જીવદયા પ્રતિપાલા જો, પ્રભુના વયણ રસાલા જો, સેવક કરો સુખાલા જો૦ ૪. હું પ્રભુનો રાગી જો, ભાગ્યદશા મુજ જાગી જો, વિનતિ કરૂં

## નમિજિન સ્તવન.

( ગરબો કોણે રે કોરવ્યો કે, નંદજીના લાલ રે—એ દેશી. )

નમિનાથ જિણેસર વંદો કે, દિલમાં આણી રે, એ તો વિપ્રા રાણી નંદો કે, ગુણમણી ખાણી રે. એ તો વિજય નૃપતિ કુલચંદો કે, દિલમાં આણી રે, એહને દીઠે પરમાનંદો કે, ગુણમણી ખાણી રે. ૧. એ તો સોવન વર્ણ સોહ્યા કે, દિલમાં આણી રે, એણે મેલી સંસારની માયા કે, ગુણમણી ખાણી રે, એ તો વીતરાગ નામ કહાયા કે, દિલમાં આણી રે, એ તો મુક્તિમંદિરમાં ગવાયા કે, ગુણમણી ખાણી રે. ૨. હું તો ભક્તિ કરૂં ભલે ભાવે કે, દિલમાં આણી રે, જેમ જન્મ મરણ ભય નાવે કે, ગુણમણિ ખાણી રે, ઘરે મંગલ માલા આવે કે, દિલમાં આણી રે, મુજ મનડું આનંદ પાવે કે, ગુણમણિ ખાણી રે. ૩. પ્રભુ મુર્તિ મુજને પ્યારી કે, દિલમાં આણી રે, ભવિયણને મોહનગારી કે, ગુણમણી ખાણી રે. ગુણ ગાવે સુર નર નારી કે, દિલમાં આણી રે, પ્રભુ આપે સંપત્તિ સારી કે, ગુણમણી ખાણી રે. ૪. પ્રભુ તમે હું સેવક તારો કે દિલમાં આણી રે, મુજ આવાગમન નિવારો કે, ગુણમણિ ખાણી રે; મુજ વિનતડી અવધારો કે, દિલમાં આણી રે, નિત્યલાભ છે દાસ તુમારો કે, ગુણમણિ ખાણી રે. ૫.

---

## નેમનાથજીનું સ્તવન.

( સુંદર શ્યામજીરે ત્હારી તારી સારી લાગે રીત એ—દેશી )

સુંદર નેમજીરે તમે આવો અમારો ઘેર, વાલા. તોરણ આવ્યા નેમ નગીના, દેખી પશુડાં ઘેર, જીવ દયા મન લાગી મીઠી. રથડો ચાલ્યા ફેર. સુંદર૦ ૧. રાજુલબાલા વચન રસાલા,

ચીહુ દિશિ કરતી હેર, નેમકુવરજી આવી વલીઆ, હવે અઇકર આપેર. સુંદર૦ ૨. તુમ વિના મુજને અન્ન ને પાણી લાગે કહીઆ ઝેર, નયણુ ન આવે નિંદડી ને આંસુડા ભીનુ શેર. સુંદર૦ ૩. મોજ મેરાણ શીવાદેવી જાયા, અમપર કરજો મેર, મુગતિ રમણી મીલવાને કાજે, અમશુ કીધુ વેર. સુંદર૦ ૪. વરસીદાન દેઇને પ્રભુજી, જઇ ચઢીઆ ગઢ ગિરનારે, નિત્યલાભ કહે પ્રભુ નેમરાજીમતી, મલીઆ મુક્તિ મંદિરે. સુંદર૦ ૫.

---

## પાર્શ્વ જિન સ્તવન

(રાયજી અમે તો હિંદુયાણી કે, રાજ ગરાશીયા રે લો—એ દેશી)

જિનજી ગોઠી મંડણુ પાસ કે, વિનતિ સાંભલો રે લો, જિનજી અરજ કરૂ સુવિલાસ કે, મૂકી આમલો રે લો, જિનજી તુમ દર્શનને કાજ, જીવડો ટલવલે રે લો. ૧. જિનજી મન ભમરો લલચાય કે, પ્રભુની ઓલગે રે લો, જિનજી જેમ તેમ મેલો થાય કે, તે કરજો વગે રે લો, જિનજી દુરથકા પણ નેહ કે, સાચો માનજો રે લો, જિનજી તુમથી લહુ ગુણગેહ કે, અમૃતપાન જો રે લો. ૨. જિનજી પ્રભુશુ બાંધ્યો પ્રેમ કે તે કેમ વિસરે રે લો, જિનજી બીજે જાવા નિયમ કે, પ્રભુથી દિલ ઠરે રે લો, જિનજી જોતા તાહરૂ રૂપ કે, અનુભવ સાભરે રે લો, જિનજી તાહરી જ્યોતિ અનુપ કે, ચિંતા દુઃખ હરે રે લો. ૩. જિનજી એઠું ભોજન ખાય કે, મિઠાઇની લાલચે રે લો, જિનજી આતમને હિત થાય કે, પ્રભુના ગુણ રુચે રે લો, જિનજી કર્મતણા બલ જોર કે, તેહથી તારિયે રે લો, જિનજી સમકિતના જે ચોર કે, તેહને વારિયે રે લો. ૪. જિનજી નિજ સેવક જાણીને, મુક્તિ બતાવીયે રે લો,

જિનજી કરૂણારસ આણીને, મનમાં લાવીએ રે લો; જિનજી વાચક સહજસુંદરનો સેવક ઇમ કહે રે લો; જિનજી પંડિત શ્રી નિત્યલાભ કે, પ્રભુથી સુખ લહે રે લો. ૫.

---

## પાર્શ્વજિન સ્તવન

સુગુણ સોભાગી રે કે સાહેબ માહેરા, શ્રી ચિંતામણિ પાસ; પૂરવ પુણ્યે રે કે દરિસણ દેખીયે, પૂગી મારા મનડાની આશ; હું બલિહારી રે કે જાઉં તારા નામની. ૧. કાશી દેશે રે કે નગરી વાણારસી, અશ્વસેન રાયા કુલચંદ; માતા વામા રે કે પ્રભુજીને જનમીયા, દીઠડે પરમાનંદ. હું૦ ૨. મૂરત સૂરત રે કે નીરખીને હરખીયે, સાંભલ મોરા સ્વામ; વાન વધારણ રે કે જગમાં સુરતરુ, તું મુજ આતમરામ હું૦ ૩. લાલ સુરંગી રે કે અંગી શોભતી, સોહે સોહે પ્રભુજીને અંગ; શિખર બનાવ્યું રે કે સુંદર કોરણી, દિસે દિસે નવ નવા રંગ. હું૦ ૪. શિરપર સોહે રે કે મુકુટ જડાવનો, કાને કુંડલ શ્રીકાર; કેડે કંદોરો રે કે બાંહે બેરખા, કંઠડે નવસરો હાર. હું૦ ૫. વિધિપક્ષ દેહરે રે કે મૂલનાયક પ્રભુ, ભુજ મંડણ જિનરાજ; ભાવિક શ્રાવક રે કે ભાવે ભાવના, સાહેબ ગરીબ નિવાજ. હું૦ ૬. કોઇ કુમતિઆ રે કે પ્રભુને માને નહિ, તે રડવડશે સંસાર; નવ દંડકમાંહે રે કે ગતિ છે તેહને, નહિ લીયે ભવનો પાર. હું૦ ૭. સૂત્ર સિદ્ધાંતે રે કે જિન-પ્રતિમા કહી, જિન સરખી નિરધાર; પૂજો પ્રણમો રે કે ભવિયણ ભાવશું, જિમ પામો શિવસુખ સાર. હું૦ ૮. સંવત સત્તર રે કે વરસ ચોરાણુંએ, રૂડા રૂડા ભાદ્રવ માસ; સ્તવના કીધી રે કે પરવ પજૂસણે, નિત્યલાભ પ્રભુજીનો દાસ. હું૦ ૯.

---

## પાર્શ્વજિન સ્તવન.

પાસ જિણંદ સદા શિવગામી, વાલોજી અંતરજામી રે, જગજીવન જિનજી મુરત તાહારી મોહનગારી, ભવિયણને હિતકારી રે. જ૦ ૧. વામા રે નંદન સાભલો સ્વામી, અરજ કરૂ શિર નામી રે. જ૦ દેવ ઘણા મે તો નયણે રે દીઠા, તુમે ઘણા લાગો છો મીઠા રે. જ૦ ૨. મે તો મનમાં તુહીજ ધ્યાયો, રત્નચિંતામણી પાયો રે, જ૦ રાત દિવસ મુઝ મનમાહે વસિયો, હુ હું તુમ ગુણ રસિયો રે. જ૦ ૩. મહેર કરીને સાહિબા નજરે નિહાલો, તુમે છો પરમ કૃપાલો રે, જ૦ ગોઠી રે ગામમાં તુ હિજ મોહિયે, સુરનરના મન મોહિયે રે. જ૦ ૪. બે કર જોડીને પ્રભુ પાયે લાગુ, નિત નિત દરશણ માગુ રે, જ૦ દેવ નહી કોય તાહરી તોલે, નિત્યલાભ એણી પરે બોલે રે. ૫.

---

## પાર્શ્વજિન સ્તવન.

સદ્ગુરુને ચરણે નમી, ગાયશુ ગોઠી રાય, માહારા વાલા એકલ મલ્લ થલગે ધણી, દેખ તા સુખ થાય માહારા૦ ૧. વામાજીનો કુંવર લાડલો, જોવા મુજ મન થાય. મા૦ એ આંકણી દેવ ઘણા ધરણી તલે તે દીઠા ન સુહાય. મા૦ વા૦ અખીયા પ્યાસી થઇ રહી, દેખણ પ્રભુ મુખ લાલ. મા૦ અંતરજામી માહેરા, મેહેર નજરશુ નિહાલ. મા૦ વા૦ ૩. યાત્રા કરણની હોમ છે, બહુ દિનની મન માહે, મા૦ હુકમ કરો પ્રભુજી હવે, આવુ ધરીય ઉચ્છાહે. મા૦ વા૦ ૪. દૂર દેશાંતર જઇ રહ્યા, તેના દરિસણ સરજ્યાં થાય, મા૦ આસ વિલુદ્ધા માનની, રાત દિવસ ગુણ ગાય. મા૦ વા૦ ૫. સમરથ સાહિબજી હવે, ઓલગ કીજે તાસ. મા૦ પ્રાપતિ હોય તો

પામીયે, ભાગ્ય ફલે સુવિલાસ. મા૦ વા૦ ૬. તુમ વિણ કહો કોણ સાંભલે, સેવકની અરદાસ; મા૦ જાણું છું સહી આપશો, મનવાંછિત સુખ વાસ. મા૦ વા૦ ૭. કૂડા કલિયુગમાં પ્રભુ, પરતા પૂરણહાર; મા૦ મારગમાં સાન્નિધ્ય કરો, આપ થઇ અસવાર. મા૦ વા૦ ૮. ભક્તિના રંગ અનેક છે, સાહિબ સુગુણ સુજાણ; મા૦ મનમોહન જગજીવના, પ્રભુજી મુઝ મહિરાણ. મા૦ વા૦ ૯. પ્રત્યક્ષ ગોઠી પાસજી, અરિદલ ભંજણહાર; મા૦ વાચક સહજસુંદર તણો, નિત્યલાભ જયકાર મા૦ વા૦ ૧૦.

---

## પાર્શ્વજિન સ્તવન.

( કચ્છી ભાષામાં )

સુઘડ પાસ પ્રભુરે, દરિસણ વેલડાની દિજજ, દરિસણ તોજા લાખ ટકનજો. લાખ ટકનજો લાખ ટકનજો રે, કામણગારા તોજા નેણ. સુ૦ સાંહી અસાંજો તું અંઇયેં તું અંઇયેં તું અંઇયેં રે, મીઠડા લગેતા તોજા વેણ. સુ૦ દ૦ ૧. સફલ અઘાંથકી અસી આવીયા આવીયા આવીયા રે, જનમ થેયો અજજ. સુ૦ દ૦ મેહેર કજ જજી મું મથે મું મથે મું મથે રે, બાહે ગ્રહેજી લજજ. સુ૦ દ૦ ૨. દીલ લગો મુંજો તોમથે તોમથે તોમથે રે, થેઓસે વંઘો ડીંહ. સુ૦ દ૦ સજ્જોડી તોકે સંભારીયાં સંભારીયાં સંભારીયાં રે, મીંહ બાપીયડા જીંહ. સુ૦ દ૦ ૩. જગમેં દેવ દઠા જજા દઠા જજા દઠા જજા રે, તેંમેં તું વડો પીર. સુ૦ દ૦ અસીં વામાજીજે નંદકે નંદકે નંદકે રે, દરિસણે થેયાસું ખલી ખીર. સુ૦ દ૦ ૪. ઘોરઝી વંઝા તોજે નામથા નામથા નામથા રે, મુગતીજો દાતાર. સુ૦ દ૦ થરજો ઠાકુર ભેટયો ભેટયો ભેટયો રે, નિત્યલાભજો આધાર. સુ૦ દ૦ ૫.

## પાર્શ્વનાથ સ્તવન

( કચ્છી ભાષામાં )

અમાં આંઉં નેહડા કધી, ગોઠીયે પેર વેધી, કેસરજો ઘોર ઘોરીધી, વીઝી આઉં પૂજા કધી ઇન વામાજીજો નીગરો એડા, ઓયો નાયે જુગમે તેડા. અમા૦ ૧. સરગ મરત પાતાલજા માડુ, જજ્જા સેવે પાય, કામણગારો પાસજી આયલ, મુંજે દીલમે ભાય. અમા૦ ૨. સર્પી સર્પા જેરે બરધા, દિનો જે નવકાર, પાસજીજો નાલો ગિની હુઆ, ઇદ્ર ઇદ્રાણી સાર. અમા૦ ૩. બેઆ દેવ દીઠા જજ્જા, દેવ ન કેડ કમ્મ, તું નિરાગી ગતિ નિવારણ, અઠે કર્મેજો દમ્મ. અમાં૦ ૪. જેડા વીઝા તેડા ઇનકે ભજિયાં, જગમે વડો પીર, જે હર્ષજો સામી મલ્યો, ખીણી હુઆ ખીર. અમા૦ ૪.

---

## શ્રી ગૌતમસ્વામીનો રાસ.

ઢાળ ૧ લી.

( ભાષા )

વીર જિણેસર ચરણ કમલ, કમલાકયવાસો,
પણમવિ પભણિશુ સામિસાલ, ગોયમ ગુરુ રાસો;
મણ તણુ વયણ એકંત કરવી, નિસુણો ભો ભવિયા,
જિમ નિવસે તુમ્હ દેહ ગેહ, ગુણગણ ગહગહીયા. ૧

જંબૂદીવ સિરિભરહ ખિત્ત, ખોણીતલ મંડણ,
મગધ દેસ સેણિય નરેસ, રિઉદલ બલ ખંડણ,
ધણુવર ગુવ્વર ગામ નામ, જિહાં ગુણગણસજ્જા,
વિપ્પ વસે વસુભૂઇ તત્થ, જસુ પુહવી ભજ્જા. ૨

તાણ પુત્ત સિરિ ઇંદભૂઇ, ભૂવલય પસિદ્ધો;
ચઉદહ વિજ્જા વિવિહ રૂવ, નારીરસ લુદ્ધો;
વિનય વિવેક વિચાર સાર, ગુણગણહ મનોહર;
સાત હાથ સુપ્રમાણ દેહ, રૂપે રંભાવર. ૩

નયણ વયણ કર ચરણ જિણવિ, પંકજ જળે પાડીય;
તેજે તારા ચંદ સૂર, આકાશ ભમાડીય;
રૂવે મયણ અનંગ કરવિ, મેલ્હિઓ નિરધાડિય,
ધીરમેં મેરૂ ગંભીર સિંધુ, ચંગમ ચય ચાડીય. ૪

પેખવિ નિરૂવમ રૂવ જાસ, જણ જંપે કિંચિય;
એકાકી કલિ ભીત ઇથ્થ, ગુણ મેહલ્યા સંચિય;
અહવા નિશ્ચે પુવ્વ જમ્મ, જિણવર ઇણ અંચિય;
રંભા પઉમા ગોરી ગંગ, રતિ હા વિધિ વંચિય. ૫

નહિ બુધ નહિ ગુરૂ કવિ ન કોઇ, જસુ આગલ રહિઓ,
પંચસયા ગુણપાત્ર છાત્ર, હિંડે પરવરિયો;
કરે નિરંતર યજ્ઞકર્મ મિથ્યામતિ મોહિય,
ઇણ છળ હોશે ચરમ નાણ, દંસણહ વિસોહિય. ૬

વસ્તુ છંદ.

જંબુદીવહ જંબુદીવહ, ભરહવાસંમિ,
ખોણીતલ મંડણ મગધ દેશ, સેણિય નરેસર;
ધણવર ગુબ્બર ગામ તિહાં, વિપ્પ વસે વસુભુઇ સુંદર;
તસુ ભજ્જા પુહવી સયલ, ગુણગણ રૂવ નિહાણ;
તાણ પુત્ત વિજ્જા-નિલઓ, ગોયમ અતિહિ સુજાણ.

ઢાળ ૨ જી. ( ભાષા )

ચરમ જિણેસર કેવલનાણી, ચઉવ્વિહ સંઘ પઇટ્ઠા જાણી;
પાવાપુરી સામી સંપત્તો, ચઉવ્વિહ દેવનિકાયહિ જુત્તો.

દેવે સમવસરણ તિહાં કીજે, જિણ દીઠે મિથ્યામતિ ખીજે;
ત્રિભુવનગુરુ સિંહાસણ બઇઠા, તતખિણ મોહ દિગ તે પઇઠા. ૯
ક્રોધ માન માયા મદ પૂરા, જાયે નાઠા જિમ દિન ચૌરા,
દેવદુંદુહિ આકાશે વાજે, ધર્મ નરેસર આવીયો ગાજે. ૧૦
કુસુમવૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચોસઠ ઇંદ્ર જસુ માગે સેવા,
ચામર છત્ર શિરોવરિ સોહે, રૂપે જિણવર જગ સહુ મોહે. ૧૧
ઉવસમ રસભર ભરી વરસંતા, જોજન વાણી વખાણ કરંતા;
જાણવિ વદ્ધમાણ જિણપાયા, સુર નર કિન્નર આવે રાયા. ૧૨
કાંતિસમૂહે ઝલહલકંતા, ગયણવિમાણે રણરણકંતા,
પેખવિ ઇંદભૂઇ મન ચિંતે, સુર આવે અમ્હ યજ્ઞ હોવંતે. ૧૩
તીર તરંડક જિમ તે વહતા, સમવસરણ પહોતા ગહગહતા,
તો અભિમાને ગોયમ જંપે, ઇણ અવસરે કોપે તણુ કંપે. ૧૪
મૂઢ લોક અજાણીઓ બોલે, સુર જાણંતા ઇમ કાંઇ ડોલે,
મૂ આગલ કો જાણ ભણીજે, મેરૂ અવર કિમ ઉપમા દીજે. ૧૫

( વસ્તુ છંદ )

વીર જિણવર વીર જિણવર નાણસંપન્ન,
પાવાપુરી સુરમહિય પત્ત નાહ સંસારતારણ,
તિહિં દેવેહિં નિમ્મવિય, સમવસરણ બહુ સુખકારણ,
જિનવર જગ ઉજ્જોયકર, તેજે કરી દિનકાર,
સિંહાસણ સામિય ઠવ્યો, હુઓ સુજય જયકાર. ૧૬

ઢાળ ત્રીજી. [ ભાષા ]

તવ ચઢિયો ઘણ માણ ગજે, ઇંદભૂઇ ભૂદેવ તો,
હુંકારો કરી સંચરિઓ, કવણસુ જિણવર દેવ તો,
જોજન ભૂમિ સમોસરણ, પેખવિ પ્રથમારંભ તો,
દહદિસિ દેખે વિબુધવધૂ, આવંતી સુરરંભ તો. ૧૭

મણિમય તોરણ દંડ ધજા, કોસીસે નવ ઘાટ તો,
વૈર વિવર્જિત જંતુગણ, પ્રાતિહારજ આઠ તો;
સુર નર કિન્નર અસુરવર, ઇંદ્ર ઇંદ્રાણી રાય તો,
ચિત્ત ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુપાય તો. ૧૮

સહસકિરણ સમ વીરજિણ, પેખવી રૂપ વિશાળ તો,
એહ અસંભવ સંભવે એ, સાચો એ ઇંદ્રજાળ તો;
તવ બોલાવે ત્રિજગગુરુ, ઇંદભૂઇ નામેણ તો;
શ્રીમુખ સંશય સામિ સવે, ફેડે વેદપએણ તો. ૧૯

માન મેલ્હી મદ ઠેલી કરી, ભગતે નામે સીસ તો,
પંચસયાશું વ્રત લીયો એ, ગોયમ પહિલો સીસ તો;
બંધવ સંજમ સુણવી કરી, અગનિભૂઇ આવેઇ તો,
નામ લેઈ આભાસ કરે, તે પણ પ્રતિબોધેઇ તો. ૨૦

ઇણ અનુક્રમે ગણહર રયણ, થાપ્યા વીર અગ્યાર તો,
તવ ઉપદેશે ભુવનગુરુ, સંજમશું વ્રત બાર તો;
બિહું ઉપવાસે પારણું એ આપણપે વિહરંત તો,
ગોયમ સંજમ જગ સયલ, જય જયકાર કરંત તો. ૨૧

[ વસ્તુ છંદ ]

ઇંદભૂઇઅ ઇંદભૂઇઅ, ચઢિય બહુમાન;
હુંકારો કરી સંચરિઓ, સમવસરણ પુહતો તુરંત તો;
ઇહ સંસય સામિ સવે, ચરમનાહ ફેડે ફુરંત;
બોધિબીજ સજ્ઝાય મને, ગોયમ ભવહ વિરત્ત;
દિખ્ખ લેઇ સિખ્ખા સહિય, ગણહરપય સંપત્ત. ૨૨

ઢાળ ૪ થી. [ ભાષા ]

આજ હુઓ સુવિહાણ, આજ પચેલીમાં પુણ્ય ભરો;
દીઠા ગોયમસામિ, જો નિયનયણે અમિય સરો;

સિરિ ગોયમ ગણહાર, પંચસયાં મુનિ પરિવરિય,
ભૂમિય કરય વિહાર, ભવિયણ જન પડિબોહ કરે,
સમવસરણ મઝાર, જે જે સંશય ઉપજે એ,
તે તે પરઉપગાર, કારણ પૂછે મુનિપવરો. ૨૩

જિહાં જિહાં દીજે દિખ્ખ, તિહાં તિહાં કેવલ ઉપજે એ,
આપ કન્હે અણહુંત, ગોયમ દીજે દાન ઇમ,
ગુરુ ઉપર ગુરુભત્તિ, સામિય ગોયમ ઉપનીય,
ઇણ છલ કેવલનાણ, રાગજ રાખે રંગભરે. ૨૪

જો અષ્ટાપદ શૈલ, વંદે ચઢી ચઉવીશ જિણ,
આતમલબ્ધિવસેણ, ચરમસરીરી સોઈ મુનિ,
ઈઅ દેસણ નિસુણેઈ, ગોયમ ગણહર સંચલિઓ,
તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ. ૨૫

તવસોસિય નિય અંગ, અમ્હ શક્તિ નવિ ઉપજે એ,
કિમ ચઢશે દઢકાય, ગજ જિમ દીસે ગાજતો એ,
ગિરુઓ એ અભિમાન, તાપસ જો મન ચિંતવે એ,
તો મુનિ ચઢીઓ વેગ, આલંબવિ દિણકર કિરણ. ૨૬

કંચન મણિ નિપ્પન્ન, દંડ કલસ ધ્વજ વડ સહિય,
પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર મહિય,
નિય નિય કાયપ્રમાણ, ચઉદિસિ સંઠિઅ જિણહ બિંબ,
પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિય. ૨૭
વયરસામીનો જીવ, તિર્યક્જૃંભક દેવ તિહાં,
પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણી,
વળતા ગોયમ સામી, સવિ તાપસ પ્રતિબોધ કરે,
લેઈ આપણે સાથ, ચાલે જેમ જૂથાધિપતિ. ૨૮
ખીર ખાંડ ઘૃત આણી, અમિઅ વુઠ અંગુઠ ઠવે,
ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવે,

પંચસયાં શુભ ભાવ, ઉજ્જવળ ભરિયો ખીર મિસે,
સાચા ગુરુ સંજોગ, કવળ તે કેવળરૂપ હુઆ. ૨૯

પંચસયા જિણનાહ, સમવસરણ પ્રાકાર ત્રય,
પેખવિ કેવલનાણ, ઉપ્પન્નું ઉજ્જોય કરે;
જાણે જિણહ પીયૂષ, ગાજંતી ઘણ મેઘ જિમ,
જિણવાણી નિસુણેઇ, નાણી હુઆ પંચસયા. ૩૦

વસ્તુછંદ

ઇણ અનુક્રમે ઇણ અનુક્રમે નાણસંપન્ન,
પન્નરહ સય પરિવરિય હરિય, દુરિય જિણનાહ વંદઇ,
જાણવિ જગગુરુ વયણ, તિહ નાણ અપ્પાણ નિંદઇ,
ચરમ જિણેસર ઇમ ભણઇ, ગોયમ મ કરિસ ખેઉ,
છેહી જઇ આપણ સહી, હોસું તુલ્લા બેઉ. ૩૧

ઢાળ ૫ મી. (ભાષા)

સામિઓ એ વીર જિણંદ, પૂનિમચંદ જિમ ઉલ્લસિઅ,
વિહરિઓ એ ભરહવાસમ્મિ, વરિસ બહુત્તર સંવસિઅ;
ઠવતો એ કણય પઉમેવ, પાયકમળ સંઘે સહિઅ,
આવિઓ એ નયણાણંદ, નયર પાવાપુરી સુરમહિય. ૩૨

પેખિયો એ ગોયમ સામી, દેવશર્મા પ્રતિબોધ કરે,
આપણ એ ત્રિશલાદેવી, નંદન પહોતો પરમપએ;
વલતો એ દેવ આકાસ, પેખવિ જાણિય જિણ સમે એ,
તો મુનિ એ મન વિખવાદ, નાદ ભેદ જિમ ઉપનો એ. ૩૩

કુણ સમો એ સામિય દેખિ, આપ કન્હે હું ટાલિઓ એ.
જાણતો એ તિહુઅણનાહ, લોકવવહાર ન પાલીઓ એ;
અતિ ભલું એ કીધલું સામી, જાણીયું કેવલ માગશે એ,
ચિંતવ્યું એ બાલક જેમ, અહવા કેડે લાગશે એ. ૩૪

હું કેમ એ વીર જિણંદ, ભગતે ભોળો ભોળવ્યો એ,
આપણો એ અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ;
સાચો એહ વીતરાગ, નેહ ન જેણે લાલિઓ એ,
ઇણ સમે એ ગોયમ ચિત્ત, રાગ વૈરાગે વાળિઓ એ. ૩૫

આવતું એ જો ઉલટ્ટ, રહેતું રાગે સાહિઉં એ,
કેવલ એ નાણ ઉપ્પન્ન, ગોયમ સહેજે ઉમ્માહિઓ એ,
તિહુઅણ એ જય જયકાર, કેવલમહિમા સુર કરે એ,
ગણહર એ કરય વખાણ, ભવિયણ ભવ ઇમ નિસ્તરે એ. ૩૬

વસ્તુછંદ

પઢમ ગણહર પઢમ ગણહર, વરિસ પચ્ચાસ,
ગિહિવાસે સંવસિય, તીસ વરિસ સંજમ વિભૂસિય,
સિરિ કેવલનાણ પુણ બાર, વરિસ તિહુયણ નમંસિય,
રાયગિહિ નયરીહિં ઠવિઅ, બાણવઇ વરિસાઉં,
સામી ગોયમ ગુણનિલો, હોશે શિવપુર ઠાઉં. ૩૭

ઢાળ ૬ ઠ્ઠી (ભાષા)

જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમહ વને પરિમલ મહકે, જિમ ચંદન સુગંધનિધિ, જિમ ગંગાજલ લહેરે લહકે, જિમ કણયાચલ તેજે ઝલકે, તિમ ગોયમ સૌભાગ્ય-નિધિ. ૩૮

જિમ માન સરોવર નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણયવતંસા, જિમ મહુયર રાજીવવને, જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણકેલિ વની. ૩૯

પૂનમ નિસિ જિમ શશહર સોહે, સુરતરુ મહિમા જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ સહસકરો, પંચાનન

જિમ ગિરિવર રાજે, નરવઇ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિપવરો. ૪૦

જિમ સુરતરુવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા, જિમ વન કેતકી મહમહે એ; જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધે ગહગહે એ. ૪૧

ચિંતામણિ કર ચઢિયો આજ, સુરતરુ સારે વંછિત કાજ, કામકુંભ સવિ વશ હુઆ એ; કામગવી પૂરે મનકામિય, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામિય, સામિય ગોયમ અણુસરો એ. ૪૨

પણવક્ખર પહેલો પભણીજે, માયાબીજ શ્રવણ નિસુણીજે, શ્રીમતી શોભા સંભવે એ; દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનય પહુ ઉવજ્ઝાય થુણિજે, ઇણ મંત્રે ગોયમ નમો એ. ૪૩

પુર પુર વસતા કાંઇ કરિજે, દેશ–દેશાંતર કાંઇ ભમીજે, કવણ કાજ આયાસ કરો; પ્રહ ઉઠી ગોયમ સમરીજે, કાજ સમગ્ગહ તતખણ સિઝે, નવનિધિ વિલસે તાસ ઘરે. ૪૪

ચઉદહ સય બારોત્તર વરસે, ગોયમ ગણહર કેવલ દિવસે, (ખંભ નયર સિરિ પાસ પસાએ), કિઉં કવિત્ત ઉપગાર કરો; આદેહિ મંગલ એહ પભણીજે, પરવ મહોચ્છવ પહેલો લીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો. ૪૫

ધન્ય માતા જેણે ઉદરે ધરિયા, ધન્ય પિતા જિણ કુલ અવતરીયા, ધન્ય સહગુરુ જિણે દિક્ખિયા એ; વિનયવંત વિદ્યાભંડાર, જસ ગુણ કોઇ ન લબ્ભે પાર, વડ જિમ શાખા વિસ્તરો એ. ૪૬

ગૌતમસ્વામીનો રાસ ભણીજે; ચઉવિહ સંઘ રલીયાયત કીજે, સકલ સંઘ આણંદ કરો; કુંકુમ ચંદન છડા દેવ-

રાવો, માણેક-મોતીના ચોક પૂરાવો, રયણ સિંહાસણ બેસણો એ. ૪૬.

તિહાં બેઠી ગુરુ દેશના દેશે, ભવિક જીવના કારજ સરશે, ઉદયવંત મુનિ એમ ભણે એ, ગૌતમસ્વામી તણો એ રાસ, ભણતાં સુણતા લીલ વિલાસ, સાસય સુખનિધિ સંપજે એ. ૪૮

એહ રાસ જે ભણે ભણાવે, વર મંગલ લચ્છી ઘર આવે, મનવંચ્છિત આશા ફલે એ. ૪૯.

---

## શ્રી ગૌતમાષ્ટક છંદ.

વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ,
જો કીજે ગૌતમનુ ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા સંપજે,
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંયોગ. ૨
જે વૈરિ વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા,
ભૂત પ્રેત નવિ ખંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ. ૩
ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય,
ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪
શાલ દાલ સુરહાં ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોલ,
ઘરે સુઘરણી નિર્મલ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચલ ભાણ, ગૌતમ નામ જપો જગ ભાણ,
મોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફલ વિહાણ. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂં પહોચે વંછિત કોડ,
મહિયલ માને મ્હોટા રાય, જો તુઠે ગૌતમના પાય. ૭

ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગતિ મળે;
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮
પુણ્યવંત અવધારો સહુ, ગુરુ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્યસમય કરજોડ, ગૌતમ તુઠે સંપત્તિ કોડ. ૯

---

## શ્રી સોલસતીનો છંદ.

આદિનાથ આદે જિનવર વંદી, સફલ મનોરથ કીજીયે એ;
પ્રભાતે ઉઠી મંગલિક કામે, સોલ સતીનાં નામ લીજીયે એ. ૧
બાલકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બહેનડી એ;
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોલ સતી માંહે જે વડી એ. ૨
બાહુબલભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભસુતાએ;
અંકસ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણજુતા એ. ૩
ચંદનબાળા બાળપણાથી, શીયળવતી શુદ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકા એ. ૪
ઉગ્રસેનધૂઆ ધારિણીનંદિની, રાજીમતી નેમવલ્લભા એ;
જોબન વેશે કામને જીત્યો, સંજમ લેઇ દેવદુલ્લભા એ. ૫
પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદતનયા વખાણીયે એ;
એકસો આઠે ચીર પુરાણા, શીયલ મહિમા તસ જાણીયે એ. ૬
દશરથનૃપની નારી નિરુપમ, કૌશલ્યા કુલચંદ્રિકા એ;
શીયલસલુણી રામ જનેતા, પુણ્યતણી પરનાલિકા એ. ૭
કૌશાંબિક ઠામે શતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુરભવને જશ ગાજીયો એ. ૮
સુલસા સાચી શીયલે ન કાચી, રાચી નહિ વિષયારસે એ;
મુખડું જોતાં પાપ પલાયે, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯

રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતી એ,
જગ સહુ જાણે ધીજ કરતા, અનલ શીતલ થયો શીયલથી એ. ૧૦
કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જલ કાઢીયુ એ,
કલંક ઉતારવા સતીય સુભદ્રાએ, ચંપા બાર ઉઘાડીયુ એ. ૧૧
સુર નર વંદિત શીયલ અખંડિત, શિવા શિવપદ ગામિની એ;
જેહને નામે નિર્મલ થઈએ, બલિહારી તસ નામની એ. ૧૨
હસ્તિનાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિની એ,
પાંડવ માતા દશે દશાર્ણની, બહેન પતિવ્રતા પદ્મિની એ. ૧૩
શીલવતી નામે શીલવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદિયે એ,
નામ જપંતા પાતક જાયે, દરિસણ દુરિત નિકંદીયે એ. ૧૪
નિષિધા નગરી નલહ નરિંદની, દમયંતી તસ ગેહિની એ,
સંકટ પડતા શીયલજ રાખ્યુ, ત્રિભુવનકીર્તિ જેહની એ. ૧૫
અનંગ અજિતા જગજનપૂજિતા, પુષ્પચૂલા ને પ્રભાવતી એ,
વિશ્વવિખ્યાતા કામિતદાતા, સોલમી સતી પદ્માવતી એ. ૧૬
વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરતન ભાખે મુદા એ;
વહાણુ વાતા જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ. ૧૭

---

## શ્રી નવકાર મંત્રનો છંદ.

દુહા.

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતા જયજયકાર. ૧
અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન,
વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન. ૨
એક જ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપત્તિ થાય,
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ૩

સકળ મંત્ર શિર મુકુટમણિ, સદ્‌ગુરુભાષિત સાર;
સો ભવિયાં મન શુદ્ધશું, નિત્ય જપીએ નવકાર. ૪

છંદ

નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ;
શ્મશાન વિષે શિવનામ કુમરને સોવનપુરિસો સિદ્ધ;
નવલાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયાં ભકતે ચોખ્ખે ચિત્તે, નિત્ય જપીએ નવકાર. ૫

બાંધી વડશાખા શિંકે બેશી, હેઠલ કુંડ હુતાશ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવક, ઉડયો તે આકાશ;
વિધિ રીત જપતાં વિષધર વિષ ટાલે, ઢાલે અમૃતધાર. સો૦ ૬

બીજોરાં કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યા યક્ષ પ્રતિબોધ;
નવ લાખ જપંતા થાએ જિનવર, ઈસ્યો છે અધિકાર. સો૦ ૭

પલ્લિપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મનશુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગલ ઋદ્ધ;
એ મંત્ર થકી અમરાપુર પહોતો, ચારુદત્ત સુવિચાર. સો૦ ૮

સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળે,
દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધ બળતો તે ટાળે;
સંભળાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇંદ્રભવન અવતાર. સો૦ ૯

મનશુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણે ધ્યાન થકી ટળ્યો કુષ્ઠ ઉંબરનો, રક્તપિતનો રોગ;
નિશ્ચેશું જપતાં નવનિધિ થાયે, ધર્મતણો આધાર. સો૦ ૧૦

ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત,
પરમેષ્ઠિ પ્રભાવે હાર ફૂલનો, વસુધામાંહિ વિખ્યાત;
કમલાવતીએ પીંગલ કીધો, પાપતણો પરિહાર. સો૦ ૧૧

ગયણાંગણ જાતી રાખી અહિને, પાઠી બાણ પ્રહાર,
પદ પંચ સુણતા પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર,
એ મંત્ર અમૂલક મહિમા મંદિર,ભવદુઃખ ભંજનહાર. સો૦ ૧૨
કંબલ ને સંબલ કાદવ કાઢયા, શકટ પાંચશે માન,
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી સંપત્તિ વસુધાતલે, વિલસે જૈન વિહાર. સો૦ ૧૩
આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત,
પૂરવદિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપત્તિ સાર. સો૦ ૧૪
પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક મોર,
સદ્‌ગુરુ સન્મુખ વિધિએ સમરતા, સફળ જન્મ સંસાર. સો૦ ૧૫
શૂલિકારોપણ તસ્કર કીધો, લોહખુરો પ્રસિદ્ધ,
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની ઋદ્ધ,
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર. સો૦ ૧૬
પંચ પરમેષ્ઠિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત,
પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાળો પંચાચાર. સો૦ ૧૭

કળશ

(છપ્પય)

નિત્ય જપીએ નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
સિદ્ધમંત્ર એ શાશ્વતો, એમ જપે શ્રી જગનાયક,
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે,
નવકાર સાર સંસાર છે, કુશળલાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતા, વિવિધ ઋદ્ધિ વંછિત લહે. ૧૮

# ચાર પ્રકરણ સાર્થ

## શ્રી જીવવિચાર

---

( મૂલ તથા અર્થ )

**ભુવણપઇવં વીરં**—ત્રણ ભુવનમાં દીવા સમાન શ્રી વીરપ્રભુને.

**નમિઊણ ભણામિ અબુહબોહત્થં**—નમસ્કાર કરીને કહું છું. અજ્ઞાની જીવોને બોધ (જાણવા) ને અર્થે (શું ?)

**જીવસરૂવં કિંચિવિ,**—જીવનું કિંચિત્ સ્વરૂપ.

**જહ ભણિયં પુવ્વસૂરીહિં. ૧**—જેમ પૂર્વના આચાર્યોએ કહ્યું છે તેમ.

**જીવા મુત્તા સંસારિણો ય**—જીવો મુક્તિના અને સંસારના એ બે પ્રકારે છે.

**તસ થાવરા ય સંસારી**—ત્રસ અને સ્થાવર એ બે સંસારીના ભેદ છે.

**પુઢવી જલ જલણ વાઉ**—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય,

**વણસ્સઇ થાવરા નેયા. ૨**—(અને) વનસ્પતિકાય. એ પાંચ સ્થાવર જાણવા.

**ફલિહ મણિ રયણ વિદ્દુમ**—સ્ફટિકરત્ન, મણિ, રત્ન, પરવાળાં,

**હિંગુલ હરિયાલ મણસિલ રસિંદા**—હિંગલોક, હડતાલ, મનશીલ, પારો,

**મંડલિમહસુદ્ધગુંજવાયા ય**—મંડલિક (વંટોળીઓ) વાયુ, મહાવાયુ, શુદ્ધવાયુ (ઝીણો ઝીણો વાયુ તે), ગુંજારવ કરતો વાયુ, વળી.

**ઘણતણુવાયાઇયા**—ઘનવાત (ઘાટો વાયુ) અને તનવાત (પાતળો વાયુ) આદિ (જેને આધારે નરક દેવલોકાદિ રહ્યા છે તે.)

**ભેયા ખલુ વાઉકાયસ્સ. ૭**—એ પ્રમાણે નિશ્ચે વાઉકાયના ભેદો છે.

**સાહારણ પત્તેઆ**—સાધારણ, (એક શરીરમાં અનંતા જીવ હોય તે.) અને પ્રત્યેક. (એક શરીરમાં એક જીવ હોય તે.)

**વણસ્સઇ જીવા દુહા સુએ ભણિયા**—(એમ) વનસ્પતિકાય જીવો બે પ્રકારે સૂત્રને વિષે કહ્યા છે.

**જેસિમણંતાણ તણુ**—જે અનંત જીવોનું શરીર,

**એગા સાહારણા તે ઉ. ૮**—એક હોય, તેઓ સાધારણ વનસ્પતિકાય.

**કંદા અંકુર કિસલય**—કંદમૂળ, (મૂળા, બટાટા, વિગેરે) ફણગા, કુંપલો,

**પણગા સેવાલ ભૂમિફોડા ય**—પાંચવર્ણની લીલફૂલ, શેવાલ; બિલાડીના ટોપ વગેરે.

**અલ્લયતિય ગજ્જર મોત્થ**—આર્દ્રકત્રિક, (લીલી હળદર, લીલું આદું. લીલો કચૂરો) ગાજર તથા મોથ (એક જાતનું શાક).

**વત્થુલા થેગ પલ્લંકા. ૯**—વત્થુલો, થેગ, પલ્લંકા, (એ એક જાતનાં શાક છે.)

**કોમલફલં ચ સવ્વં**—સર્વ જાતિના કોમલ ફલ, (જેમાં બીજ ન થયાં હોય.)

**ગૂઢસિરાઇં સિણાઇ પત્તાઇં**—જેનો કણસલો-નસો વગેરે છાનું હોય તે, તથા શણ વિગેરેનાં પાંદડાં એ અનંતકાય જાણવાં.

**થોહરિ કુંઆરિ ગુગ્ગલિ**—થોરની જાત. કુંવર, ગુગલીવૃક્ષ,

ગલોયપમુહા ય છિન્નરુહા. ૧૦—ગલો પ્રમુખ જે છેદીને વાવનાથી ફરીને ઉગે તે

ઇચ્ચાઇણો અણેગે—ઇત્યાદિ અનેક પ્રકારે

હવંતિ ભેયા અણંતકાયાણ—અનંતકાયના ભેદો છે

તેસિં પરિજાણણત્થં—તેમને વિશેષે જાણવાને અર્થે

લક્ખણમેઅં સુએ ભણિયં. ૧૧—આ લક્ષણ સૂત્રને વિષે કહ્યા છે

ગૂઢસિરસંધિપવ્વં—જેના નસ, સાંધા, ગાંઠા, વગેરે છાનું હોય

સમભંગમહીરુગં ચ છિન્નરુહં—ભાગવાથી જેના બે સરખા ભાગ થાય તથા જેમાં તાંતણા હોય નહીં, તથા જે છેદીને વાવીએ તો ફરીને ઉગે

સાહારણં સરીરં—તેને સાધારણ વનસ્પતિકાયના શરીર કહીએ

તવ્વિવરીઅં ચ પત્તેયં. ૧૨—તેથી વિપરીત લક્ષણવાળાને પ્રત્યેક વનસ્પતિકાય કહીએ

એગસરીરે એગો—એક શરીરને વિષે એક,

જીવો જેસિં તુ તે ય પત્તેયા—જીવ જે (વૃક્ષ)ને હોય તેને પ્રત્યેક વનસ્પતિકાય કહીએ

ફલ ફૂલ છલ્લિ કટ્ઠા—ફળ, ફુલ, છાલ, લાકડું,

મૂલગપત્તાણિ બીયાણિ. ૧૩—મૂળ (નીચેનું થડ) પાદડા, બીજ, એ પ્રત્યેક વનસ્પતિકાય છે

પત્તેયતરુ મુત્તું—એ પ્રત્યેક વનસ્પતિકાય મૂકીને,

પંચ વિ પુઢવાઇણો સયલલોએ—પાંચે પૃથ્વીકાયાદિ સકલ (ચૌદ-રાજ) લોકને વિષે,

સુહુમા હવંતિ નિયમા—નિશ્ચે કરી સૂક્ષ્મ હોય છે.

**અંતમુહુત્તાઉ અદિસ્સા. ૧૪**—અંતર્મુહૂર્ત્તના આયુષ્યવાળા અને અદૃશ્ય હોય છે.

**સંખ કવડ્ડુય ગંડુલ**—શંખ, કોડા, ગંડોલા,

**જલોય ચંદણગ અલસ લહગાઇ**—જલો, ચંદનક (અરીઆ), અલશીઆ, લાળીઆજીવ, (વાશી રોટલા રોટલીમાં ઉત્પન્ન થાય છે તે).

**મેહરિ કિમિ પૂઅરગા**—મેર, (લાકડાના કીડા) કૃમિ, પોરા,

**બેઇંદિય માઇવાહાઇ. ૧૫**—ચુડેલ, વગેરે બેઇંદ્રિય જીવ જાણવા.

**ગોમી મંકણ જૂઆ**—કાનખજુરા, માંકણ, જૂઆ,

**પિપીલિ ઉદ્દેહિયા ય મક્કોડા**—કીડીઓ, ઉધેઇ, તથા મંકોડા,

**ઇલ્લિય ઘય મિલ્લીઓ**—ધાન્યની ઇયલ તથા ઘીમેલો,

**સાવય ગોકીડ જાઇઓ. ૧૬**—સાવા, (વાળમાં ઉત્પન્ન થાય તે.) ગોકીટક=ગીંગોડાની જાતિઓ.

**ગદ્દહય ચોરકીડા**—ઉત્તિંગા, વિષ્ટાના કીડા,

**ગોમયકીડા ય ધન્નકીડા ય**—છાણના કીડા, અનાજના કીડા, વળી

**કુંથુ ગુવાલિય ઇલિયા**—કુંથુઆ, ગોપાલિકા, ઇયલો,

**તેઇંદિય ઇંદગોવાઇ. ૧૭**—ઇંદ્રગોપ, આદિ તેઇંદ્રિય જીવો છે.

**ચઉરિંદિયા ય વિચ્છૂ**—ચાર ઇંદ્રિયવાળા જીવો આ છે. વિંછી.

**ઢિંકુણ ભમરા ય ભમરિયા તિડ્ડા**—અગાઇ, ભમરા, ભમરી, તીડ,

**મચ્છિય ડંસા મસગા**—માખી, ડાંસ, મચ્છર;

**કંસારી કવિલડોલાઇ. ૧૮**—કંસારી, કપિલ (કરોળીયો) તથા ખડમાંકડી.

**પંચિંદિયા ય ચઉહા**—પાંચ ઇંદ્રિયવાળા જીવો ચાર પ્રકારે છે.

**નારય તિરિયા મણુસ્સ દેવા ય**—નારકી, તિર્યંચ, મનુષ્ય, અને દેવતા

**નેરઈયા સત્તવિહા**—નારકી જીવો સાત પ્રકારે છે

**નાયવ્વા પુઢવિભેએણ. ૧૯**—રત્નપ્રભાદિ પૃથ્વીને ભેદે જાણવા

**જલયર થલયર ખયરા**—જલચર, સ્થલચર, અને ખેચર

**તિવિહા પંચિંદિયા તિરિખ્ખા ય**—તિર્યંચ પંચેંદ્રિય જીવો ત્રણ પ્રકારે છે

**સુસુમાર મચ્છ કચ્છવ**—સુસુમાર જાતિના જીવ, માછલા, અને કાચબા

**ગાહા મગરા ય જલચારી. ૨૦**—ઝુંડ, મગર, વગેરે જલચર જીવો છે

**ચઉપ્પય ઉરપરિસપ્પા**—ચાર પગવાળા, પેટે (છાતીએ) ચાલનારા તે ઉરપરિસર્પ

**ભુયપરિસપ્પા ય થલયરા તિવિહા**—ભુજપરિસર્પ, એમ થલચર જીવોના ત્રણ પ્રકાર છે

**ગો સપ્પ નઉલ પમુહા**—ગાય, સાપ, નોળીયા પ્રમુખ

**બોધવ્વા તે સમાસેણ. ૨૧**—તે સંક્ષેપથી જાણવા

**ખયરા રોમયપખ્ખી**—ખેચર જીવો બે પ્રકારે છે રૂવાટાની પાખ વાળા [ કાગડા, ચકલી, વગેરે ]

**ચમ્મયપખ્ખી ય પાયડા ચેવ**—ચામડાની પાખવાળા [ વાગોળ, ચામાચીડીયા, વગેરે ] નિશ્ચે પ્રસિદ્ધ છે

**નરલોગાઓ બાહિં**—તે સિવાય મનુષ્યલોકની બહાર

**સમુગ્ગપખ્ખી વિયયપખ્ખી. ૨૨**—સંકોચેલી પાખવાળા, અને વિસ્તારેલી પાખવાળા પક્ષી છે ૨૨

**સવ્વે જલથલખયરા**—સર્વે જલચર, સ્થલચર, અને ખેચર

**મસુચ્છિમા ગબ્ભયા દુહા હુંતિ**—સમૂર્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારે છે

**કમ્માકમ્મગ ભૂમિ**—કર્મભૂમિના, અકર્મભૂમિના.

**અંતરદીવા મણુસ્સા ય. ૨૩**—અને અંતરદ્વીપના એ મનુષ્યના ભેદ.

**દસહા ભવણાહિવઈ**—દશ પ્રકારે ભવનપતિ દેવો છે.

**અટ્ઠવિહા વાણમંતરા હુંતિ**—આઠ પ્રકારે વાણવ્યંતર દેવો છે.

**જોઈસિયા પંચવિહા**—જ્યોતિષી દેવો પાંચ પ્રકારે છે.

**દુવિહા વેમાણિયા દેવા. ૨૪**—બે પ્રકારે વૈમાનિક દેવો છે. ૨૪.

**સિદ્ધા પનરસ ભેયા**—સિદ્ધના પંદર ભેદ છે.

**તિત્થાતિત્થાઇ સિદ્ધ ભેએણં**—તીર્થસિદ્ધ તથા અતીર્થસિદ્ધ વગેરે ભેદે કરીને.

**એએ સંખેવેણં**—એ સર્વ સંક્ષેપથી.

**જીવવિગપ્પા સમખ્ખાયા. ૨૫**—જીવના ભેદ રૂડે પ્રકારે કહ્યા.

**એએસિં જીવાણં**—એ જીવોનું—

**સરીરમાઉટ્ઠિઈ સકાયંમિ**—શરીર, આયુષ, અને પોતાની કાયાને વિષે સ્થિતિ.

**પાણા જોણિ પમાણં**—પ્રાણ અને યોનિનું પ્રમાણ.

**જેસિં જં અત્થિ તં ભણિમો. ૨૬**—જેમનું જેટલું છે તેટલું કહીશું. ૨૬.

**અંગુલઅસંખભાગો**—આંગળના અસંખ્યાતમા ભાગનું.

**સરીરમેગિંદિયાણ સવ્વેસિં**—સર્વે એકેંદ્રિય જીવોનું શરીર હોય છે.

**જોયણ-સહસ્સમહિયં**—પરંતુ હજાર જોજનથી કાંઈક અધિક.

**નવરં પત્તેયરુખ્ખાણં. ૨૭**—પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર હોય એટલી વિશેષતા છે. ૨૭.

**બારસ જોયણ તિન્નેવ**—બાર જોજન, ત્રણ ગાઉ.

**ગાઊઆ જોયણુ ચ અણુક્કમસો**—અને એક જોજનનુ શરીર અનુક્રમે
**બેઇંદિય તેઇંદિય**—બેઇંદ્રિય, તેઇંદ્રિય,
**ચઉરિંદિય દેહમુચ્ચત્ત. ૨૮**—અને ચૌરિંદ્રિય જીવોનુ દેહનુ ઉચ્ચ પણ જાણવુ ૨૮
**ધણુસયપંચપમાણા**—પાચસે ધનુષનુ પ્રમાણ
**નેરઇયા સત્તમાઇ પુઢવીએ**—સાતમી પૃથ્વીના નારકીઓનુ હોય છે
**તત્તો અદ્ધદ્ધૂણા**—તેથી અરધા અરધા ઓછા
**નેયા રયણપ્પહા જાવ. ૨૯**—યાવત્ રત્નપ્રભા પહેલી નારકી સુધી જાણવા એટલે સાતમીનુ ૫૦૦ ધનુષનુ, છઠીનુ ૨૫૦, પાચમીનુ ૧૨૫, એ પ્રમાણે પહેલી સુધી જાણવુ
**જોયણ સહસ્સમાણા**—હજાર જોજનનુ પ્રમાણ
**મચ્છા ઉરગા ય ગબ્ભયા હુંતિ**—ગર્ભજ મચ્છ, અને ઉરપરિસર્પનુ હોય છે
**ધણુહપુહુત્તં પક્ખીસુ**—પક્ષીનુ બેથી નવ ધનુષ્યનુ શરીર પ્રમાણ ઉત્કૃષ્ટથી હોય છે
**ભુયચારી ગાઉઅપુહુત્તં. ૩૦**—ભુજપરિસર્પના શરીરનુ પ્રમાણ બેથી નવ ગાઉનું હોય છે
**ખયરા ધણુહપુહુત્ત**—( હવે સમૂર્છિમ જીવોનુ કહે છે ) ખેચરનું બેથી નવ ધનુષ્યનું
**ભુયગા ઉરગા ય જોયણપુહુત્ત**—ભુજપરિસર્પનુ બેથી નવ ધનુષનુ અને ઉરપરિસર્પનું પ્રમાણ બેથી નવ જોજનનુ હોય છે
**ગાઉઅપુહુત્તમિત્તા**-બેથી નવ ગાઉનુ શરીર
**સમુચ્છિમા ચઉપ્પયા ભણિયા. ૩૧**-સમૂર્છિમ ચોપગાનુ હોય છે એવી રીતે કહ્યુ છે

**છચ્ચેવ ગાઉઆઈ**–૭ ગાઉનું શરીર.

**ચઉપ્પયા ગબ્ભયા મુણેયવ્વા**–ગર્ભજ ચોપગાનું મનાય છે.

**કોસતિગં ચ માણુસ્સા**–મનુષ્યનું ત્રણ ગાઉનું.

**ઉક્કોસ સરીરમાણેણં. ૩૨**–શરીરમાન ઉત્કૃષ્ટથી જાણવું.

**ઈસાણંત સુરાણં**–ઈશાન દેવલોકના અંત સુધી (ભવનપતિ, વ્યંતર વાણવ્યંતર, જ્યોતિષી, સૌધર્મ અને ઈશાન) દેવતાઓનું.

**રયણીઓ સત્ત હુંતિ ઉચ્ચત્તં**-ઉંચપણું સાત હાથનું હોય છે.

**દુગ દુગ દુગ ચઉગેવિજ્જ**–ત્યાર પછી ત્રણ દુગે, એક ચોકે, ગ્રૈવેયકે.

**ણુત્તરે ઈક્કિક્કપરિહાણી. ૩૩**–અનુત્તર વિમાને એક હાથ ઓછા કરતાં જવું, એટલે ત્રીજા ચોથાનું એક દુગ, તેમની ઉંચાઈ ૭ હાથની, પાંચમા છઠ્ઠાનું એક દુગ, તેમની ઉંચાઈ પાંચ હાથની. સાતમા આઠમાનું એક દુગ, તેમની ઉંચાઈ ચાર હાથની. તથા નવમા, દશમા, અગિઆરમા અને બારમાનું એ ચારનું ચતુષ્ક તેમની ઉંચાઈ ત્રણ હાથની. ગ્રૈવેયકે બે હાથની, અને અનુત્તર વિમાને એક હાથનું શરીર જાણવું.

**બાવીસા પુઢવીએ**–પૃથ્વીકાય જીવોનું આયુષ્ય બાવીશ હજાર વર્ષનું હોય છે.

**સત્ત ય આઉસ્સ તિન્નિ વાઉસ્સ**–અપ્કાયનું સાત હજાર વર્ષનું તથા વાઉકાયનું ત્રણ હજાર વર્ષનું.

**વાસસહસ્સા દસ તરુ**–પ્રત્યેક વનસ્પતિકાયનું દશ હજાર વર્ષનું.

**ગણાણ તેઊ તિરત્તાઊ. ૩૪**–તથા તેઉકાયના સમૂહનું આયુષ ત્રણ અહોરાતનું હોય છે. ૩૪.

**વાસાણિ બારસાઊ**—બાર વરસનું આયુષ.

**બેઈંદિયાણં તેઈંદિયાણં તુ**–બેઈંદ્રિય જીવોનું હોય છે. તથા તેઈંદ્રિયનું તો.

અઉણાપન્નદિણાઇં—ઓગણપચાસ દિવસનુ હોય છે
ચઉરિંદીણ તુ છમ્માસા. ૩૫—ચઉરિંદ્રિય જીવોનુ આયુષ છ માસનુ હોય છે ૩૬
સુરનેરઇયાણ ઠિઇ—દેવતા અને નારકીની આયુસ્થિતિ
ઉક્કોસા સાગરાણિ તિત્તીસ—ઉત્કૃષ્ટથી તેત્રીશ સાગરોપમની હોય છે
ચઉપય તિરિય મણુસ્સા—ચોપગા તિર્યંચ અને મનુષ્યનું
તિન્નિ ય પલિઓવમા હુંતિ. ૩૬—આયુષ ત્રણ પલ્યોપમનુ છે
જલયર ઉર ભુઅગાણ—જલચર, ઉરપરિસર્પ, તથા ભુજપરિસર્પનુ
પરમાઉ હોઇ પુવ્વકોડીઓ—ઉત્કૃષ્ટ આયુષ ક્રોડપૂર્વનુ હોય છે
પક્ખીણ પુણ ભણિઓ—તેની જ રીતે પક્ષીઓનુ
અસંખભાગો ય પલિયસ્સ. ૩૭—પલ્યોપમના અસંખ્યાતમા ભાગનુ કહ્યુ છે ૩૭
સવ્વે સુહુમા સાહારણા ય—સર્વ સૂક્ષ્મ, સાધારણ વનસ્પતિકાય
સમુચ્છિમા મણુસ્સા ય—તથા સંમૂર્છિમ મનુષ્ય
ઉક્કોસજહન્નેણ—ઉત્કૃષ્ટ (વધારેમા વધારે) અને જઘન્યથી (ઓછામા ઓછુ)
અંતમુહુત્તં ચિય જિયંતિ. ૩૮—અંતર્મુહૂર્તમાત્ર જીવે છે ૩૮
ઓગાહણાઉ માણ—અવગાહના [ઉંચાઇ] અને આયુષનુ પ્રમાણ
એવં સંખેવઓ સમક્ખાય—એ પ્રકારે સંક્ષેપથી કહ્યું
જે પુણ ઇત્થ વિસેસા—એમા જે કાંઇ વિશેષ છે
વિસેસસુત્તાઉ તે નેયા. ૩૯—તે વિશેષ સૂત્રથકી જાણી લેવુ
એગિંદિયા ય સવ્વે—સર્વ એકેંદ્રિય જીવો

**અસંખઉસ્સપ્પિણી સકાયંમિ**—અસંખ્યાત ઉત્સર્પિણી, અવસર્પિણી સુધી પોતાની કાયાને વિષે.

**ઉવવજ્જંતિ ચયંતિ ય**—ઉપજે છે, અને મરે છે.

**અણંતકાયા અણંતાઓ. ૪૦**—તથા અનંતકાય જીવો અનંતિ વખત ઉપજે છે, અને મરે છે.

**સંખિજ્જ સમા વિગલા**—સંખ્યાતા વર્ષ સુધી વિકલેંદ્રિય, [ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરંદ્રિય. ]

**સત્તટ્ઠભવા પણિંદિ તિરિ મણુઆ**—તથા તિર્યંચપંચેંદ્રિય અને મનુષ્ય સાત-આઠ ભવ સુધી.

**ઉવવજ્જંતિ સકાએ**—પોતાની કાયામાં ઉપજે છે.

**નારય દેવા ય નો ચેવ. ૪૧**—નારકી અને દેવો મરીને ફરીથી પોતાની કાયામાં ઉત્પન્ન થાય નહીં. એટલે નારકી મરીને નારકી ન થાય, અને દેવતા મરીને દેવતા ન થાય. તેમ નારકી મરીને દેવતા ન થાય, અને દેવતા મરીને નારકી ન થાય.

**દસહા જિયાણ પાણા**—જીવને દશ પ્રકારના પ્રાણો છે.

**ઇંદિય ઊસાસ આઉ બલરૂવા**—ઇંદ્રિયો ( પાંચ ) શ્વાસોશ્વાસ, આઉખું, ત્રણ બળ [ મન, વચન, કાયા, ] એમ દશ પ્રાણ છે.

**એગિંદિએસુ ચઉરો**—એકેંદ્રિયને ચાર.

**વિગલેસુ છ સત્ત અટ્ઠેવ. ૪૨**—વિલેંદ્રિયને છ, સાત, ને આઠ.

**અસન્નિસન્નિ પંચિંદિએસુ**—અસન્નિપંચેંદ્રિય તથા સંન્નિપંચેંદ્રિયને.

**નવદસ કમેણ બોધવ્વા**—અનુક્રમે નવ (અસન્નિને) અને દશ [ સન્નિને ] પ્રાણ હોય છે. [ અસન્નિને મનબળ બાદ કરતાં નવ થાય છે. ]

**તેહિં સહ વિપ્પઓગો**—તેની સાથે જે વિયોગ થાય છે.

**જીવાણં ભજ્જએ મરણં.** ૪૩—તે જીવોનુ મરણ કહેનાય છે
**એવ અણોરપારે**—એમ અપારવાર (છેડા વિનાના)
**સંસારે સાયરમ્મિ ભીમમ્મિ**—મહા ભયંકર સંસારસમુદ્રને વિષે
**પત્તો અણંતણુત્તો**—અનંતનાર મરણ પ્રાપ્ત થાય છે
**જીવેહિ અપત્તધમ્મેહિ.** ૪૪—(કોને ?) ધર્મ નહિ પામેલા જીવોને
**તહ ચઉરાસી લખ્ખા**—તથા ચોરાશી લાખ
**સંખા જોણીણ હોઇ જીવાણ**—યોનિની સંખ્યા જીવોને હોય છે
**પુઢવાઇણ ચઉણ્હ**—પૃથ્વીકાયાદિ ચારની (પૃથ્વી, અપ, તેઉ, અને વાઉ)
**પત્તેય સત્ત સત્તેવ.** ૪૫—પ્રત્યેકને સાત સાત લાખ યોનિ હોય છે
**દસ પત્તેયતરૂણ**—પ્રત્યેક વનસ્પતિકાયની દશ લાખ યોનિ
**ચઉદ્દસ લખ્ખા હવંતિ ઇયરેસુ**—ઇતરની (સાધારણ વનસ્પતિકાયની) ચૌદ લાખ યોનિ હોય છે
**વિગલિંદિએસુ દો દો**—વિકલેન્દ્રિય પ્રત્યેકની બે બે લાખ હોય છે
**ચઉરો પંચિંદિ તિરિયાણ.** ૪૬—તિર્યંચપંચેન્દ્રિયની ચાર લાખ
**ચઉરો ચઉરો નારય**—ચાર લાખ નારકીની અને ચાર લાખ
**સુરાણ મણુઆણ ચઉદ્દસ હવંતિ**—દેવતાની હોય છે મનુષ્યની ચૌદલાખ યોનિ હોય છે
**સંપિંડિયા ય સવ્વે**—તે સર્વે એકઠી કરતા
**ચુલસી લખ્ખાઉ જોણીણ.** ૪૭—ચોરાશી લાખ યોનિ થાય
**સિદ્ધાણ નત્થિ દેહો**—સિદ્ધને દેહ નથી
**ન આઉ કમ્મ ન પાણ જોણીઓ**—આયુષ નથી, કર્મ નથી પ્રાણ અને યોનિ પણ નથી

**સાઇ અણંતા તેસિં**—તેમની સાદિ અનંત સ્થિતિ.

**ઠિઈ જિણિંદાગમે ભણિઆ. ૪૮**—જિનેંદ્રના આગમને વિષે કહી છે.

**કાલે અણાઇનિહણે**—અનાદિનિધન ( જેનો આરંભ તથા નાશ નથી એવા ) કાળને વિષે.

**જોણિગહણંમિ ભીસણે ઇત્થ**—ચોરાશી લાખ યોનિએ કરી ગહન અને બિહામણા એવા આ સંસારને વિષે,

**ભમિયા ભમિહંતિ ચિરં**—ઘણા કાળ સુધી ભમ્યા અને ભમશે.

**જીવા જિણવયણમલહંતા. ૪૯**—( કોણ? ) જિનવચનને નહી પામેલા જીવો.

**તા સંપઇ સંપત્તે**—તે માટે હમણાં પ્રાપ્ત થએલ

**મણુઅત્તે દુલ્લહે વિ સમ્મત્તે**—દુર્લભ એવું મનુષ્યપણું, તેમાં પણ દુર્લભ એવું સમ્યક્ત્વ તે પામે છતે.

**સિરિસંતિસૂરિસિટ્ઠે**—શ્રી શાંતિસૂરિ મહારાજે કહેલા અથવા જ્ઞાનાદિ લક્ષ્મી તથા શાંતિએ કરી પૂજ્ય એવા તીર્થંકર તથા ગણધરોએ કરેલા ઉપદેશરૂપ.

**કરેહ ભો ઉજ્જમં ધમ્મે. ૫૦**—ધર્મને વિષે હે ભવ્યપ્રાણીઓ! ઉદ્યમ કરો.

**એસો જીવવિયારો**—આ જીવવિચાર.

**સંખેવરુઇણ જાણણાહેઊ**—સંક્ષેપરુચિ એટલે થોડી રુચિવાળા જીવોને જાણવાને અર્થે.

**સંખિત્તો ઉદ્ધરિઓ**—સંક્ષેપથી ઉદ્ધર્યો છે.

**રુદ્દાઓ સુયસમુદ્દાઓ. ૫૧**—ઘણા વિસ્તારવાળા એવા શ્રુતસાગર વિષેથી.

**[ શ્રી જીવવિચાર મૂળ અને અર્થ સાથે સમાપ્ત ]**

# અથ શ્રી નવતત્ત્વ

[ મૂલ તથા અર્થ ]

## અથ જીવતત્ત્વમ્.

**જીવાજીવા પુણ્ણ**—( પ્રથમ નવ તત્ત્વોના નામ કહે છે ) પહેલુ જીવતત્ત્વ, બીજુ અજીવતત્ત્વ, ત્રીજુ પુણ્યતત્ત્વ

**પાવાસવ સવરો ય નિજ્જરણા**—ચોથુ પાપતત્ત્વ, પાચમુ આશ્રવ તત્ત્વ, છટ્ઠુ સવરતત્ત્વ, સાતમુ નિર્જરાતત્ત્વ

**બધો મુક્ખો ય તહા**—આઠમુ બધતત્ત્વ, તેમજ નવમુ મોક્ષતત્ત્વ

**નવ તત્તા હુતિ નાયવ્વા. ૧**—એ નવ તત્ત્વો જાણવા યોગ્ય છે

**ચઉદસ ચઉદસ બાયાલીસા**—ચૌદ, ચૌદ, બેતાલીસ

**બાસી ય હુતિ બાયાલા**—બ્યાશી, અને બેતાલીસ

**સત્તાવન્ન બારસ**—સત્તાવન, બાર

**ચઉ નવ ભેયા કમેણેસિ. ૨**—ચાર અને નવ ભેદ અનુક્રમે જાણવા તેમા કેટલાક રૂપી છે, અને કેટલાક અરૂપી છે અને કેટલાક હેય એટલે છોડવા યોગ્ય છે, કેટલાક જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે તથા કેટલાક ઉપાદેય એટલે આદરના યોગ્ય છે તે નીચે પ્રમાણે

| અક | તત્ત્વ | રૂપિભેદ | અરૂપિભેદ | હેયજ્ઞેયાદિ |
|---|---|---|---|---|
| ૧ | જીવ | ૧૪ | ૦ | જ્ઞેય. |
| ૨ | અજીવ | ૪ | ૧૦ | જ્ઞેય. |
| ૩ | પુણ્ય | ૪૨ | ૦ | ઉપાદેય. |
| ૪ | પાપ | ૮૨ | ૦ | હેય. |
| ૫ | આશ્રવ | ૪૨ | ૦ | હેય. |

**સાઊ દસ પાણુ ચઉ છ સગ અટ્ઠ**—આઊખું એ દશ પ્રાણુ છે. તે ચાર, છ, સાત ને આઠ અનુક્રમે.

**ઇગ દુ તિ ચઉરિંદ્રિણું**—એકેંદ્રિયને (ચાર) બેઇંદ્રિયને (છ) તેઇંદ્રિયને (સાત) ચૌરિંદ્રિયને (આઠ) હોય છે.

**અસન્નિ સન્નીણુ નવ દસ ય. ૭**—અસન્નિને નવ અને સન્નિને દશ પ્રાણુ છે.

ઇતિ જીવતત્ત્વમ્

---

## અથ અજીવતત્ત્વ

**ધમ્માધમ્માગાસા**– ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશાસ્તિકાય.

**તિય તિય ભેયા તહેવ અદ્ધાય**—તે દરેકના ત્રણ ત્રણ ભેદ ગણુતા નવ થાય.

**ખંધા દેસ પએસા**—સ્કંધ, દેશ, પ્રદેશ અને

**પરમાણુ અજીવ ચઉદ્દસહા. ૮**–પરમાણુ, એ ચારને પ્રથમના દશ સાથે મેળવતાં ચૌદ ભેદ થયા.

**ધમ્માડધમ્મા પુગ્ગલ**—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, ને પુદ્દગલાસ્તિકાય.

**નહ કાલો પંચ હુંતિ અજીવા**—આકાશાસ્તિકાય, અને કાલ એ પાંચ અજીવ છે, (અને તેની સાથે જીવદ્રવ્ય ભેળવ્યાથી છ દ્રવ્ય કહેવાય છે.)

**ચલણસહાવો ધમ્મો**—ચલન સ્વભાવ ગુણ તે ધર્માસ્તિકાય.

**થિરસંઠાણો અહમ્મો ય. ૯**–સ્થિર રાખવાના સહજ ગુણવાળો અધર્માસ્તિકાય.

**અવગાહો આગાસ**—અવકાશસ્વભાવગુણ તે આકાશાસ્તિકાય

**પુગ્ગલ જીવાણ પુગ્ગલા ચઉહા**—(તે અવકાશ) પુદ્ગલ અને જીવને (આપે છે) તે પુદ્ગલદ્રવ્ય ચાર પ્રકારે છે

**ખધા દેસ પએસા**—સ્કંધ, દેશ, અને પ્રદેશ

**પરમાણુ ચેવ નાયવ્વા. ૧૦**—તથા પરમાણુ એ, નિશ્ચય જાણવા

**સદ્દ ધયાર ઉજ્જોઅ**—શબ્દ, અંધકાર, પ્રકાશ,

**પભા છાયાતવેહિ યા**—જ્યોતિ, છાયા, આતાપ,

**વણ્ણ ગધ રસા ફાસા**—વર્ણ ગંધ, રસ, સ્પર્શ

**પુગ્ગલાણ તુ લખ્ખણ. ૧૧**—એ પુદ્ગલોનુ નિશ્ચયપણે લક્ષણ છે

**એગા કોઠી સતસટ્ઠિ**—એક ક્રોડ સડસઠ લાખ

**લખ્ખા સત્તહુત્તરી સહસ્સા ય**—સત્યોત્તર હજાર

**દો ય સયા સોલહિઆ**—બસો ને સોલ ઉપર

**આવલિયા ઇગમુહુત્તમ્મિ. ૧૨**-એટલી આવલીઓ એક મુહૂર્તને વિષે થાય છે

**સમયાવલી મુહુત્ત**—સમય (અસખ્યાત સમયની) આવલી, (૧૬૭૭૭૨૧૬) આવલીનુ મુહૂર્ત

**દીહા પખ્ખા ય માસ વરિસા ય**—(ત્રીસ મુહૂર્તનો) દીવસ, (પંદર દીવસનુ) પખવાડીયુ, (બે પખવાડીયાનો) મહીનો (બાર મહીનાનુ) વરસ

**ભણિઓ પલિયા સાગર**—(એમ કહ્યુ છે) તેમજ (અસખ્યાતાવર્ષે) એક પલ્યોપમ (દશ કોડાકોડી પલ્યોપમે) એક સાગરોપમ

**ઉસ્સપ્પિણી સપ્પિણી કાલો. ૧૩**–(દશ કોડાકોડી સાગરોપમે) એક ઉત્સર્પિણી, (દશ કોડાકોડી સાગરોપમે) એક અવસર્પિણી

એવી ઉત્સર્પિણી તથા અવસર્પિણી બન્ને મળીને એક કાલચક્ર થાય એવા કાલચક્રોનું એક પુદ્‌ગલપરાવર્તન થાય.

**પરિણામિ જીવ મુત્તં**—છ (જીવ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય. આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, કાલ) દ્રવ્યમાં જીવ અને પુદ્‌ગલ એ બે પરિણામ છે. બાકીના અપરિણામ છે. જીવ દ્રવ્ય જીવ છે, બાકીનાં અજીવ છે. પુદ્‌ગલદ્રવ્ય મૂર્તિમંત (રૂપી) છે, બાકીના અરૂપી છે.

**સપએસા એગ ખિત્ત કિરિઆ ય**—કાલ સિવાય પંચ દ્રવ્ય સપ્રદેશી છે, કાળ અપ્રદેશી છે. ધર્મ, અધર્મ અને આકાશ, એ ત્રણ દ્રવ્ય એક છે. બીજા ત્રણ અનેક છે. આકાશ એ ક્ષેત્ર છે. બાકીના પાંચ ક્ષેત્રી છે. જીવ અને પુદ્‌ગલ સક્રિય છે. બાકીનાં ચાર અક્રિય છે.

**ણિચ્ચં કારણ કત્તા**—છ દ્રવ્યમાં ધર્મ, અધર્મ, આકાશ અને કાલ, એ ચાર નિત્ય છે, બાકી અનિત્ય છે. જીવ સિવાય પાંચ કારણ છે. જીવ અકારણ છે. જીવ કર્તા છે, બાકીના પાંચ અકર્તા છે.

**સવ્વગય ઇયર અપ્પવેસે. ૧૪—છમાં આકાશ સર્વગત** (લોકાલોકમાં) છે, બાકીનાં પાંચ લોકવ્યાપી છે. યદ્યપિ છએ દ્રવ્ય પરસ્પર તો ખીરનીર પરે અવગાઢ છે, તથાપિ પ્રવેશરહિત એટલે કોઇપણ દ્રવ્ય બીજા દ્રવ્યમાં તદ્‌રૂપપણે થતું નથી.

**ઇતિ અજીવતત્વમ્.**



# અથ પુણ્યતત્ત્વ.

સાઉચ્ચગોઅમણુદુગ—(૧) સાતાવેદનીય, (૨) ઉચ્ચગોત્ર, (૩-૪) મનુષ્યદ્વિક, (મનુષ્યની ગતિ તથા મનુષ્યની આનુપૂર્વી)

સુરદુગ પંચિંદિ જાઇ પણ દેહા—(૫-૬) સુરદ્વિક, (૭) પંચેંદ્રિય જાતિ (૮ થી ૧૨) પાંચ દેહ, (ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ)

આઇ તિ તણુવંગા—પ્રથમના ત્રણ શરીરને અંગોપાંગ હોય (૧૩ થી ૧૫) ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ, આહારક અંગોપાંગ)

આઇમસંઘયણ સંઠાણા. ૧૫—(૧૬) પહેલું સંઘયણ અને (૧૭) પહેલું સંસ્થાન (વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાન)

વન્નચઉક્કાગુરૂલહુ—(૧૮ થી ૨૧) વર્ણ ચતુષ્ક, (વર્ણ, ગંધ, રસ સ્પર્શ, એ ચાર સારા હોય તે (૨૨) અગુરુલઘુ નામકર્મ

પરઘા ઊસાસ આયવુજ્જોઅં—(૨૩) પરાઘાત નામકર્મ, (૨૪) શ્વાસોશ્વાસ નામકર્મ, (૨૫) આતપ નામકર્મ, [૨૬] ઉદ્યોત નામકર્મ

સુભખગઇ નિમિણ તસદસ—(૨૭) શુભ વિહાયોગતિ (૨૮) નિર્માણ નામકર્મ (૨૯ થી ૩૮) ત્રસદશક

સુરનર તિરિઆઉ તિત્થયરં. ૧૬—(૩૯) સુરાયુષ્ય ૧૫, (૪૦) નરાયુષ્ય ૧૫, (૪૧) તિર્યંચાયુષ્ય ૧૫, (૪૨) તીર્થંકર નામકર્મ એ બેંતાળીસ પ્રકારે પુણ્ય ભોગવાય છે

તસ બાયર પજ્જત્તં—હવે ત્રસદશક કહે છે. (૧) ત્રસ નામકર્મ, (૨) બાદર નામકર્મ, (૩) પર્યાપ્ત નામકર્મ.

**પત્તેઅ થિરં સુભં ચ સુભગં ચ**—(૪) પ્રત્યેક નામકર્મ, (૫) સ્થિર નામકર્મ, (૬) શુભ નામકર્મ, (૭) સૌભાગ્ય નામકર્મ.

**સુસ્સર આઇજ્જ જસં**—(૮) સુસ્વર નામકર્મ, (૯) આદેય નામકર્મ, (૧૦) યશ નામકર્મ.

**તસાઇ દસગં ઇમં હોઇ. ૧૭**—એમ ત્રસદશક (એ પુણ્યના ભેદમાં છે.)

**ઇતિ પુણ્યતત્ત્વમ્.**

---

## અથ પાપતત્ત્વ.

**નાણંતરાયદસગં**—જ્ઞાનાંતરાય દશક. [ (૧) મતિજ્ઞાનાવરણીય, (૨) શ્રુતજ્ઞાનાવરણીય, (૩) અવધિજ્ઞાનાવરણીય, (૪) મનઃપર્યવજ્ઞાનાવરણીય, (૫) કેવળજ્ઞાનાવરણીય, (૬) દાનાંતરાય, (૭) લાભાંતરાય, (૮) ભોગાંતરાય, (૯) ઉપભોગાંતરાય, (૧૦) વીર્યાંતરાય. ]

**નવ બીએ નીઅસાય મિચ્છત્તં**—બીજું દર્શનાવરણીય નવ પ્રકારે. [ (૧) ચક્ષુર્દર્શનાવરણીય, (૨) અચક્ષુર્દર્શનાવરણીય, (૩) અવધિદર્શનાવરણીય, (૪) કેવળદર્શનાવરણીય, (૫) નિદ્રારૂપ પાપકર્મ, (૬) નિદ્રાનિદ્રારૂપ પાપકર્મ, (૭) પ્રચલારૂપ, (૮) પ્રચલાપ્રચલારૂપ, (૯) થીણદ્ધીરૂપ. ] એ પ્રથમ દશ જ્ઞાનાંતરાયની જોડે મેળવતાં ૧૯ થયા. (૨૦) નીચગોત્ર. (૨૧) અસાતાવેદનીય, (૨૨) મિથ્યાત્વ મોહનીય.

**થાવર દસ નરયતિગં**- ( ૨૩ થી ૩૨ ) સ્થાવર દશક. (૩૩ થી ૩૫) નરકત્રિક.

**કસાય પણવીસ તિરિયદુગં. ૧૮**—( ૩૬ થી ૬૦ ) પચીશ કષાય. ( ૬૧ થી ૬૨ ) તિર્યંચ દ્વિક.

**ઇગ બિ તિ ચઉ જાઇઓ**—(૬૩) એકેન્દ્રિય જાતિ, (૬૪) બેઇન્દ્રિય જાતિ (૬૫) તેઇન્દ્રિય જાતિ (૬૬) ચૌરિન્દ્રિય જાતિ

**કુખગઇ ઉવઘાય હુંતિ પાવસ્સ**—(૬૭) અશુભ વિહાયોગતિ, (૬૮) ઉપઘાત નામકર્મ, એ પાપના ભેદ છે

**અપસત્થ વણ્ણચઉ**—(૬૯ થી ૭૨) અપ્રશસ્ત વર્ણ ચતુષ્ક

**અપઢમ સંઘયણ સંઠાણા. ૧૯**—[૭૩ થી ૭૭] પહેલા વિના પાંચ સંઘયણ [૧] ઋષભનારાચ સંઘયણ, [૨] નારાચ સંઘયણ, [૩] અર્દ્ધનારાચ સંઘયણ, [૪] કીલિકા સંઘયણ, [૫] છેવટ્ઠુ સંઘયણ, તથા [૭૮ થી ૮૨] પહેલા વિના પાંચ સંસ્થાન [૧] ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન, [૨] સાદિ સંસ્થાન, [૩] વામન સંસ્થાન, [૪] કુબ્જ સંસ્થાન, [૫] હુંડક સંસ્થાન એ પાપતત્ત્વના ૮૨ ભેદ છે

**થાવર સુહુમ અપજ્જ**—હવે સ્થાવર દશક કહે છે [૧] સ્થાવર નામકર્મ, [૨] સૂક્ષ્મ નામકર્મ, [૩] અપર્યાપ્ત નામકર્મ

**સાહારણમથિરમસુભદુભગાણિ**—[૪] સાધારણ નામકર્મ, [૫] અસ્થિર નામકર્મ, [૬] અશુભ નામકર્મ, [૭] દૌર્ભાગ્ય નામકર્મ

**દુસ્સરણાઇજ્જજસ**—[૮] દુસ્વર નામકર્મ, [૯] અનાદેય નામકર્મ, [૧૦] અપયશ નામકર્મ

**થાવરદસગ વિવજ્જત્થ. ૨૦**—એ સ્થાવરદશક ત્રસદશકથી વિપરીત અર્થવાળું જાણવું ૨૦

**ઇતિ પાપતત્ત્વમ્.**

**અક્કોસ વહ જાયણા. ૨૭**–(૧૨) આક્રોશપરિષહ. (૧૩) વધપરિષહ. (૧૪) યાચનાપરિષહ.

**અલાભ રોગ તણફાસા**—(૧૫) અલાભપરિષહ. (૧૬) રોગપરિષહ. (૧૭) તૃણસ્પર્શપરિષહ.

**મલ સક્કાર પરિસહા**—(૧૮) મલપરિષહ. (૧૯) સત્કારપરિષહ.

**પન્ના અન્નાણસમ્મત્તં**—(૨૦) પ્રજ્ઞાપરિષહ. (૨૧) અજ્ઞાનપરિષહ. (૨૨) સમ્યક્ત્વપરિષહ.

**ઇઅ બાવીસ પરીસહા. ૨૮**—એ પ્રકારે બાવીશ પરિષહ જાણવા.

**ખંતી મદ્દવ અજ્જવ**—(૧) ક્ષમાધર્મ. (૨) માર્દવધર્મ. (૩) આર્જવધર્મ.

**મુત્તી તવ સંજમે અ બોધવ્વે**—(૪) મુક્તિધર્મ. (૫) તપોધર્મ. (૬) સંયમધર્મ.

**સચ્ચં સોઅં આકિં**—(૭) સત્યધર્મ. (૮) શૌચધર્મ. (૯) અકિંચનધર્મ.

**ચણં ચ બંભં ચ જઇધમ્મો. ૨૯**—(૧૦) બ્રહ્મચર્યધર્મ. એમ દશ પ્રકારે યતિધર્મ જાણવો.

**પઢમમણિચ્ચમસરણં**—પહેલી અનિત્યભાવના, બીજી અશરણભાવના.

**સંસારો એગયા ય અણ્ણત્તં**—ત્રીજી સંસારભાવના, ચોથી એકત્વભાવના, પાંચમી અન્યત્વભાવના.

**અસુઇત્તં આસવ**—છઠ્ઠી અશુચિત્વભાવના, સાતમી આશ્રવભાવના.

**સંવરો અ તહ નિજ્જરા નવમી. ૩૦**—આઠમી સંવરભાવના, તેમજ નવમી નિર્જરાભાવના.

**લોગસહાવો બોહી**—દશમી લોકસ્વભાવભાવના, અગીઆરમી બોધિદુર્લભભાવના.

**દુલ્લહા ધમ્મસ્સ સાહગા અરિહા**—ધર્મના સાધક અરિહતાદિ
તે પામના દુર્લભ છે, એવુ જે ભાવવુ તે ધર્મની ભાવના
**એઆઓ ભાવણાઓ**—એ ઉપર કહેની બાર ભાવનાઓ
**ભાવેઅવ્વા પયત્તેણ. ૩૧**—ઉદ્યમે કરીને (પ્રમાદરહિત) ભાવવી
**સામાઈઅત્થ પઢમ**—અહીંયા પહેલુ સામાયિક ચારિત્ર છે
**છેઓવટ્ઠાવણં ભવે બીઅ**—બીજુ છેદોપસ્થાપનીય ચારિત્ર છે
**પરિહારવિસુદ્ધિઅ**—ત્રીજુ પરિહારવિશુદ્ધિ ચારિત્ર
**સુહુમ તહ સંપરાયં ચ. ૩૨**—ચોથુ સૂક્ષ્મસંપરાય ચારિત્ર
**તત્તો અ અહક્ખાયં**—તે પછી પાચમુ યથાખ્યાત ચારિત્ર
**ખાય સવ્વમ્મિ જીવલોગમ્મિ**—એ ચારિત્ર સર્વ જીવલોકને વિષે
પ્રખ્યાત છે
**જં ચરિઊણ સુવિહિઆ**—(શાથી?) જે આચરીને સુવિહિત સાધુઓ
**વચ્ચંતિ અયરામર ઠાણં. ૩૩**—અજરામર સ્થાનકપ્રત્યે પામે છે

**ઇતિ સંવરતત્ત્વમ્.**

---

## અથ નિર્જરાતત્ત્વ.

**અણસણમૂણોઅરિઆ**—આહારનો ત્યાગ, ઓછુ ભોજન કરવુ તે
**વિત્તિસંખેવણ રસચ્ચાઓ**—વૃત્તિનો સક્ષેપ (અભિગ્રહ), વિગ
ઈનો ત્યાગ
**કાયકિલેસો સલીણ**—વીરાસન ઉત્કટાદિઆસન, ઇંદ્રિય કષાયાદિનુ સવ
રવુ (ગોપવવુ)
**યા બજ્ઝો તવો હોઇ. ૩૪**—એ ૭ પ્રકારનુ બાહ્ય તપ

**પાયચ્છિત્તં વિણઓ**—સ્વદોષની આલોચના, ગુરુ આદિનો વિનય કરવો તે,

**વેયાવચ્ચં તહેવ સજ્ઝાઓ**—આચાર્યાદિનું વૈયાવચ્ચ, પાંચ પ્રકારે સ્વાધ્યાય કરવો તે.

**જ્ઝાણં ઉસ્સગ્ગો વિ અ**—ધર્મ શુકલ ધ્યાન ધ્યાવવું તે, પરભાવનો ત્યાગ, આત્મભાવે લીન.

**અબ્ભિંતરઓ તવો હોઇ. ૩૫.**—એ ૭ પ્રકારનું આભ્યંતર તપ.

**બારસવિહં તવો નિજ્જરા**—બાર પ્રકારનું તપ નિર્જરાને અર્થે છે, અથવા નિર્જરાતત્ત્વ બાર પ્રકારના તપના ભેદે કરીને કહ્યું છે.

**ય બંધો ચઉવિગપ્પો અ**—બંધતત્ત્વ ચાર ભેદે છે.

**પયઇ ઠિઇ અણુભાગ**—પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ ( રસ ),

**પએસ ભેએહિં નાયવ્વો. ૩૬**—અને પ્રદેશના ભેદે કરી જાણવું.

**ઇતિ નિર્જરાતત્ત્વમ્.**

---

## અથ બંધતત્ત્વ.

**પયઇ સહાવો વુત્તો**—( બંધતત્ત્વ કહે છે. )

( ૧ ) પ્રકૃતિ તે કર્મનો સ્વભાવ કહ્યો છે.

**ઠિઇ કાલાવહારણં**—( ૨ ) સ્થિતિ એટલે કાલનું માન.

**અણુભાગો રસો ણેઓ**—( ૩ ) અનુભાગ તે રસ જાણવો.

**પએસો દલસંચઓ. ૩૭**—( ૪ ) પ્રદેશ તે દલનો સંચય.

## ઉપરના ભેદ દષ્ટાંત આપી સમજાવે છે.

જેમ એક લાડુ સુંઠ પ્રમુખ પદાર્થ નાખીને બનાવ્યો છે, તો તે વાયુનુ હરણ કરે, તેમ કોઇ કર્મનો સ્વભાવ જ્ઞાનનુ આવરણ કરે, કોઈ દર્શનનુ આવરણ કરે, તે કર્મનો પ્રકૃતિબંધ કહેવાય હવે તે લાડુ દશ દિવસ સુધી પદર દિવસ સુધી રહે અને પછી બગડી જાય, તેમ કોઇ કર્મ અમુક મુદત સુધી રહે તે સ્થિતિબંધ કહેવાય વળી લાડુમા કોઇ કડવો હોય છે, કોઈ તીખો હોય છે, તેમ કોઇ કર્મનુ સારૂ ફળ હોય, કોઇનુ અશુભ હોય, કોઇનુ તીવ્ર હોય, તેમ અનુભાગબંધ તે કર્મનો રસ જાણવો તથા કોઇ લાડુમા પ્રદેશ થોડા હોય, કોઇમા વધારે હોય, એટલે કોઇ મોટો હોય, કોઇ નાનો હોય, તેમ કોઇ કર્મના પુદ્દગલ થોડા હોય કોઈના વધારે હોય તે પ્રદેશબંધ જાણવો

**પડ-પડિહાર-સિ-મજ્જ**—પાટા જેવુ જ્ઞાનાવરણીય કર્મ છે એટલે જેમ આખે પાટો હોય તેથી કાઇ જેઇ શકાય નહીં, તેમ જ્ઞાનાવરણીયના ઉદયથી જ્ઞાન થાય નહીં પોળિયા જેવુ દર્શનાવરણીય કર્મ છે એટલે કોઇને રાજાનુ દર્શન કરવુ હોય, પણ પોળિયો જવા ન દે, તેમ જીવનો સ્વભાવ સર્વ વસ્તુ દેખવાનો છે, છતા દર્શનાવરણીય કર્મના ઉદયથી તે ન દેખે તરવારની ધાર જેવુ વેદનીયકર્મ છે એટલે મધથી લેપાયેલી તરવારની ધાર ચાટતા પ્રથમ મધને લીધે મીઠાશ ઉપજે, પરંતુ જ્યારે જીભ કપાય ત્યારે દુખ થાય, તેમ સાતાવેદનીયનો ઉદય મધ ચાટવા જેવો છે, અને અસાતા વેદનીયનો ઉદય તરવારની ધાર ચાટવા જેવો છે, મદિરાની છાક સમાન મોહનીય કર્મ છે એટલે મદિરા પીનારા માણસને પોતાના હિત-અહિતની સમજ ન પડે, તેમ મોહનીયકર્મના વશથી જીવ ધર્માધર્મને ન જાણે

**હડચિત્તકુલાલભંડગારીણ**—હેડ સમાન (હેડમા પડેલો પ્રાણિ રાજાના હુકમ વિના નિકળી શકે નહીં તેમ આયુકર્મથી જીવ તે

ગતિમાંથી નિકળી શકે નહીં. ચિતારા સમાન ( ચિતારો જેમ નાના પ્રકારનાં ચિત્ર ચિતરે, તેમ ) નામકર્મથી જીવ અનેક પ્રકારનાં રૂપ કરે. કુંભાર સમાન ( કુંભાર જેમ ઘીનો ઘડો બનાવે તે પૂજનીય કહેવાય અને મદિરાદિકનો બનાવે તે નિંદનીય થાય, તેમ જીવ પણ ) ગોત્રકર્મના ઉદયથી ઉચ્ચ ગોત્રમાં ઉપજે; નીચ ગોત્રમાં ઉપજે. ભંડારી વિપરીત થકો ન આપે. તેમ અંતરાયકર્મના ઉદયથી જીવ દાન વગેરે કરી શકે નહી.

**જહ એએસિં ભાવા**—જેમ એ આઠ વસ્તુનો સ્વભાવ છે.

**કમ્માણ વિ જાણ તહ ભાવા. ૩૮**—તેમ એ આઠ કર્મનો પણ વિવિધ પ્રકારનો સ્વભાવ છે.

**ઇહ નાણદંસણાવરણ**—એમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય.

**વેય મોહાઉ નામ ગોયાણિ**—વેદનીય, મોહનીય, આયુ, નામ, તથા ગોત્ર.

**વિગ્ઘં ચ પણ નવ દુ**—અને અંતરાય એ આઠે કર્મની પ્રકૃતિ અનુક્રમે પાંચ; નવ, બે

**અટ્ઠવીસ ચઉ તિસય દુપણવિહં. ૩૯**—અઠ્ઠાવીસ, ચાર, એકસો ત્રણ, બે, અને પાંચ. એમ કર્મની પ્રકૃતિ ૧૫૮ પ્રકારે જાણવી.

**નાણે અ દંસણાવરણે**—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય,

**વેઅણિએ ચેવ અંતરાએ અ**—વેદનીય, અને નિશ્ચે અંતરાયની.

**તીસં કોડાકોડી**—ત્રીશ કોડાકોડી.

**અયરાણં ઠિઇઅ ઉક્કોસા. ૪૦**—સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી.

**સિત્તરિ કોડાકોડી**—સીત્તેર કોડાકોડી સાગરોપમ.

**મોહણીએ વીસ નામ ગોએસુ**—મોહનીયકર્મની સ્થિતિ જાણવી તથા નામકર્મની અને ગોત્રકર્મની વીશ કોડાકોડી સાપરોપમની સ્થિતિ છે

**તિત્તીસ અયરાઇ**—તેત્રીસ સાગરોપમ

**આઉઠ્ઠિઇબ ધ ઉક્કોસા. ૪૧**—આયુકર્મની સ્થિતિનો બ ધ ઉત્કૃષ્ટ જાણવો ૪૧

**બારસ મુહુત્ત જહન્ના**—બાર મુહૂર્તની જઘન્ય સ્થિતિ

**વેયણીએ અટ્ઠ નામગોએસુ**—વેદનીય કર્મની છે, અને નામ તથા ગોત્ર કર્મની આઠ મુહૂર્તની જઘન્ય સ્થિતિ -

**સેસાણ તમુહુત્ત**—બાકીનાની (પાચ કર્મની જઘન્ય સ્થિતિ) અ તર્મુહૂર્તની

**એય બ ધટ્ઠિઇમાણ. ૪૨**—એ કર્મબ ધની સ્થિતિનુ માન કહ્યુ

**ઇતિ બ ધતત્ત્વમ્.**

---

## અથ મોક્ષતત્ત્વ.

**સ તપય પરૂવણયા**—છતાપદની પ્રરૂપણાદ્વાર

**દવ્વપમાણ ચ ખિત્તફુસણા ય**—દ્રવ્યપ્રમાણદ્વાર, ક્ષેત્રદ્વાર, સ્પર્શનાદ્વાર

**કાલો અ અ તરભાગો**—કાલનુ દ્વાર, અ તરદ્વાર, ભાગદ્વાર,

**ભાવે અપ્પાબહુ ચેવ. ૪૩**—ભાવદ્વાર, અલ્પબહુત્વદ્વાર, નિશ્ચે એ નવ દ્વાર મોક્ષતત્ત્વના જાણવા

**સ ત સુદ્ધ પયત્તા**—શુદ્ધ પદપણા માટે મોક્ષપદ છતુ છે

**વિજ્જંતં ખકુસુમં વ ન અસંતં**—વિદ્યમાન છે, પણ આકાશના ફુલની પેઠે અછતું નથી.

**મુક્ખત્તિ પયં તસ્સ ઉ**—"મોક્ષ ઇતિ પદં" તે મોક્ષપદ, તેની.

**પરૂવણા મગ્ગણાઇહિં. ૪૪**—પ્રરૂપણા તે માર્ગણાદ્વારે કરી જાણવી. એ નવ દ્વારમાં પહેલા **સત્પદ** પ્રરૂપણાદ્વારની મૂળ ચૌદ માર્ગણા છે, અને ઉત્તર માર્ગણા બાસઠ છે. તે કહે છે.

**ગઇ ઇંદિય કાએ**—ગતિ માર્ગણા, (તે ચાર ગતિ) ઇંદ્રિય માર્ગણા, (તે એકેંદ્રિય વગેરે પાંચ) અને કાય માર્ગણા, (પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ અને ત્રસ, એ છ.)

**જોએ વેએ કસાય નાણે ય**—યોગ માર્ગણા, (તે મન, વચન, કાયા, એ ત્રણ પ્રકારે.) વેદ માર્ગણા, (તે સ્ત્રી, પુરૂપ, નપુંસક, એ ત્રણ પ્રકારે.) કષાય માર્ગણા, (તે ચાર કષાય.) જ્ઞાન માર્ગણા, (તે આઠ. પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન.)

**સંજમ દંસણ લેસા**—સંયમ માર્ગણા, (તે સામાયિક છેદોપસ્થાપનીય, યથાખ્યાત, સૂક્ષ્મસંપરાય, પરિહારવિશુદ્ધિ, દેશવિરતિ અને અવિરતિ. એમ સાત પ્રકારે.) દર્શન માર્ગણા, (ચાર દર્શન.) લેશ્યા માર્ગણા, (તે કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ, એ છ પ્રકારે, ).

**ભવ સમ્મે સન્નિ આહારે. ૪૫**—ભવસિદ્ધાદિ માર્ગણા, (ભવસિદ્ધિ અભવસિદ્ધિ બે પ્રકારે.) સમ્યકત્વમાર્ગણા, (ઔપશમિક, સાસ્વાદાન, ક્ષાયોપશમિક, ક્ષાયિક, મિશ્ર અને મિથ્યાત્વ.) સન્નિ માર્ગણા, (તે સન્નિ અને અસન્નિ બે પ્રકારે.) ચૌદમી આહારમાર્ગણા, (આહારી અને અણાહારી.) એ ચૌદ માર્ગણાની ઉત્તર બાસઠ માર્ગણા જાણવી.

**નરગઇ પણિંદિ તસ ભવ**—એ માર્ગણામાંથી જે માર્ગણાના જે

ભેદમાથી મોક્ષે ગયા છે, તે કહે છે (ગતિ માર્ગણામાથી) મનુષ્ય ગતિનાળા, (ઇંદ્રિય માર્ગણામાથી) પચેદ્રિય જીવો, (કાય માર્ગણામાથી) ત્રસકાય જીવો, (ભવ માર્ગણામાથી) ભવસિદ્ધિક જીવો

**સન્નિ અહખ્ખાય ખઇય સમ્મતે**—(સન્નિ માર્ગણામાથી) સન્નિ, (ચારિત્ર માર્ગણામાથી) યથાખ્યાત ચારિત્રવાળા, (સમ્યકત્વ-માર્ગણામાથી) ક્ષાયિક સમ્યકત્વવાળા

**મુખ્ખોણાહાર કેવળ**—(આહાર માર્ગણામાથી) અણાહારી, (જ્ઞાન માર્ગણામાથી) કેવળજ્ઞાનવાળા

**દસણનાણે ન સેસેસુ. ૪૬**—(દર્શન માર્ગણામાથી) કેવળદર્શન વાળા મોક્ષે ગયા છે, અને બાકીની ચાર માર્ગણામાથી (એટલે કષાય, વેદ, યોગ અને લેસ્યા એ ચાર માર્ગણાએ) કોઈ મોક્ષે ગયા નથી

**દવ્વપમાણે સિદ્ધાણ**—દ્રવ્ય પ્રમાણદ્વારે વિચારતા સિદ્ધના

**જીવદવ્વાણિ હુતિ ણતાણિ**—જીવદ્રવ્ય એટલે સિદ્ધો અનત છે

**લોગસ્સ અસખિજ્જે**—(હવે ત્રીજુ ક્ષેત્રદ્વારની અપેક્ષાએ) ચૌદ રાજલોકના અસખ્યાતમા ભાગે

**ભાગે ઇક્કો ય સવ્વેવિ. ૪૭**—એક સિદ્ધ પણ ત્યા રહે છે, અને સર્વ સિદ્ધ પણ ત્યા રહે છે

**ફુસણા અહિઆ કાલો**—(સ્પર્શના દ્વારની અપેક્ષાએ) સિદ્ધના જીવોની સ્પર્શના અધિક છે, (અને કાળદ્વારની અપેક્ષાએ) કાળ કેટલો હોય, તે કહે છે

**ઇગસિદ્ધ પડુચ્ચ સાઇઓણતો**—એક સિદ્ધને આશ્રી સાદિ અનતો કાલ હોય, એટલે જીવ મોક્ષે ગયો, તે વારે તેની આદિ થઇ, અને

**પડિવાયાભાવાઓ**-ફરી ત્યાંથી પડવાનો અભાવ છે, માટે અનંત છે.

**સિદ્ધાણં અંતરં નત્થિ. ૪૮**-(હવે અંતરદ્વાર કહે છે.) એટલે સિદ્ધના જીવોને ત્યાંથી પાછું પડવાનો અભાવ છે; માટે સિદ્ધના જીવોને અંતર નથી. એટલે એક પદવી પામ્યા પછી જતી રહે, અને પાછી ફરીને પ્રાપ્ત થાય તેને અંતર કહે છે, તે અંતર સિદ્ધના જીવોને નથી; કારણ કે ફરી તેમને ત્યાંથી ચવવું નથી.

**સવ્વજિયાણમણંતે**-સર્વ (સંસારી) જીવોને અનંતમે ભાગે.

**ભાગે તે તેસિ દંસણં નાણં**-તે સિદ્ધના જીવ છે, એ ભાગદ્વાર કહ્યું. હવે ભાવદ્વાર કહે છે. તે સિદ્ધના જીવોના કેવલદર્શન અને કેવલજ્ઞાન.

**ખઇએ ભાવે પરિણામિએ અ**-ક્ષાયિકભાવે વર્તે છે. અન પારિણામિકભાવે.

**પુણ હોઇ જીવત્તં. ૪૯**-વળી જીવિતપણું હોય.

**થોવા નપુંસસિદ્ધા**-સૌથી થોડા નપુંસક સિદ્ધ થયા છે. જન્મથી નપુંસકને તો ચારિત્ર પ્રાપ્ત ન થાય, પરંતુ જે પાછળથી નપુંસક થયા હોય તેવા ઉત્કૃષ્ટા એક સમયમાં દશ મોક્ષે જાય તેનાથી.

**થી નર સિદ્ધા કમેણ સંખગુણા**-સ્ત્રી, પુરૂષ મોક્ષે ગયા, તે અનુક્રમે સંખ્યાતગુણા જાણવા.

**ઇઅ મુખ્ય તત્તમેઅં**-એ નવમું મોક્ષતત્ત્વ કહ્યું. એ જીવાદિક.

**નવ તત્તા લેસઓ ભણિઆ. ૫૦**-નવતત્ત્વ સંક્ષેપે કરી કહ્યા.

**જીવાઇ નવ પયત્થે**-એ જીવાદિક નવ પદાર્થ.

**જો જાણઇ તસ્સ હોઇ સમ્મત્તં**-તેને જે પ્રાણી જાણે છે, તે પ્રાણીને સમ્યક્ત્વ હોય.

**ભાવેણ સદ્દહતો**–તે નવતત્ત્વને વિષે ભાવે કરીને જે સદ્દહણા (શ્રદ્ધા) રાખે

**અયાણમાણેવિ સમ્મત્ત. ૫૧**–તે (નવતત્ત્વથી) અજાણ હોય તો પણ તેને સમ્યકત્વ છે, એમ જાણવુ

**સવ્વાઇં જિણેસર ભાસિઆઇં**–સર્વે જિનેશ્વર દેવે ભાખ્યા

**વયણાઇં નન્નહા હુંતિ**–જે વચનો તે અન્યથા ન હોય

**ઇઈ બુદ્ધિ જસ્સ મણે**–એવી બુદ્ધિ જેના મનને વિષે હોય

**સમ્મત્તં નિચ્ચલં તસ્સ. ૫૨**–તેનુ સમ્યકત્વ નિશ્ચલ છે, એમ જાણવુ

**અંતોમુહુત્તમિત્તંપિ**–એક અંતર્મુહૂર્ત માત્ર પણ

**ફાસિઅં હુજ્જ જેહિં સમ્મત્ત**–જેને સમકિત ફરસ્યુ હોય

**તેસિં અવડ્ઢ પુગ્ગલ**–તે જીવોને અર્દ્ધ પુદ્દગલપરાવર્ત

**પરિઅટ્ટો ચેવ સંસારો. ૫૩**–સંસાર નિશ્ચે બાકી રહે છે

**ઉસ્સપ્પિણી અણંતા**–અનંતી ઉત્સર્પિણી કાલ જ્યારે જાય ત્યારે

**પુગ્ગલપરિઅટ્ટઓ મુણેઅવ્વો**–એક પુદ્દગલપરાવર્ત્ત જાણવો

**તેણંતાતીઅદ્ધા**–તેના અનંતા પુદ્દગલપરાવર્ત અતીતકાલે ગયા

**અણાગયદ્ધા અણંતગુણા. ૫૪**–અને અનંતગુણા અનાગતકાલે જશે

**જિણ અજિણ તિત્થ તિત્થા**–જિન સિદ્ધ, અજિન સિદ્ધ, તીર્થ સિદ્ધ, અતીર્થ સિદ્ધ,

**ગિહિ અન્ન સલિંગ થી નર નપુંસા**–ગૃહસ્થલિંગે સિદ્ધ, અન્યલિંગ સિદ્ધ, સ્વલિંગ સિદ્ધ, સ્ત્રીલિંગ સિદ્ધ, પુરૂષલિંગ સિદ્ધ, નપુંસકલિંગ સિદ્ધ

**પત્તેયસયંબુદ્ધા**–પ્રત્યેકબુદ્ધ સિદ્ધ, સ્વયંબુદ્ધ સિદ્ધ

**બુદ્ધબોહિય ઇક્કણિક્કા ય. ૫૫**–બુદ્ધબોધિત સિદ્ધ, એક સિદ્ધ, અને અનેક સિદ્ધ, એમ સિદ્ધના ૧૫ ભેદ જાણવા

**ગબ્ભયતિરિયમણુસ્સા**-ગર્ભજ તિર્યંચનો એક, તથા મનુષ્યનો એક.

**વંતર જોઇસિય વેમાણી.** ૨—વ્યંતરનો, જ્યોતિષીનો, તથા વૈમાનિકનો, એમ બધા મળી ચોવીશ દંડક.

**હવે ચોવીશ દ્વાર કહે છે.**

**સંખિત્તયરી ઉ ઇમા**-આ સંઘયણી સંક્ષેપમાત્ર છે.

**સરીરમોગાહણા ય સંઘયણા**-(૧) શરીરદ્વાર, (૨) અવગાહનાદ્વાર, (૩) સંઘયણદ્વાર.

**સન્ના સંઠાણ કસાય**-(૪) સંજ્ઞાદ્વાર. (૫) સંસ્થાનદ્વાર, (૬) કષાયદ્વાર.

**લેસિંદિયદુસમુગ્ઘાયા.** ૩—(૭) લેશ્યાદ્વાર, (૮) ઇંદ્રિયદ્વાર, (૯) તથા બે ભેદે સમુદ્‌ઘાતદ્વાર.

**દિઠ્ઠી દંસણનાણે**-(૧૦) દષ્ટિદ્વાર (૧૧) દર્શનદ્વાર (૧૨) જ્ઞાનદ્વાર (૧૩) અજ્ઞાનદ્વાર.

**જોગુવઓગોવવાયચવણઠિઇ**-(૧૪) યોગદ્વાર, (૧૫) ઉપયોગદ્વાર (૧૬) ઉપપાતદ્વાર, (૧૭) ચ્યવનદ્વાર, (૧૮) સ્થિતિદ્વાર.

**પજ્જત્તિ કિમાહારે**-(૧૯) પર્યાપ્તિદ્વાર, (૨૦) કિમાહારદ્વાર.

**સન્નિ ગઇ આગઇ-વેએ.** ૪-(૨૧) સંજ્ઞીદ્વાર, (૨૨) ગતિદ્વાર, (૨૩) આગતિદ્વાર, (૨૪) વેદદ્વાર.

**હવે એ ચોવીશ દંડકમાં કયા કયા દંડકે કયું કયું દ્વાર હોય તે કહે છે.**

**ચઉ ગબ્ભતિરિયવાઉસુ**-ગર્ભજ તિર્યંચ, અને વાઉકાયને (ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ.) એ ચાર શરીર હોય છે.

**મણુઆણં પંચ સેસ તિસરીરા**-(આહારક વધારતાં) મનુષ્યને પાંચ શરીર હોય છે, અને બાકીના દંડકે ત્રણ શરીર હોય છે.

તે આવી રીતે-નારકીનો ૧, તથા દેવતાના તેર દડક મળી ચૌદ દડકે વૈક્રિય, તૈજસ, અને કાર્મણ, એ ત્રણ અને વાઉકાય વિના ચાર સ્થાવર તથા ૩ વિકલેન્દ્રિય એમ સાત દંડકે ઔદારિક, તૈજસ, અને કાર્મણ, એ ત્રણ શરીર

**થાવરચઉગે દુહઓ**-(હવે બીજુ અવગાહના દ્વાર કહે છે ) વનસ્પતિકાય વિના ચાર સ્થાવરને (જઘન્ય તથા ઉત્કૃષ્ટથી એમ) બે પ્રકારે

**અગુલ અસખભાગ તણુ**, ૫-આગળના અસખ્યાતમા ભાગનુ શરીર હોય છે

**સવ્વેસિ પિ જહન્ના**-( ચાર સ્થાવર વિના) બાકીના સર્વ દડકે જઘન્યથી

**સાહાવિય અંગુલસ્સ અસખંસો**-સ્વાભાવિક આગળના અસખ્યાતમા ભાગનુ શરીર હોય છે

**ઉક્કોસ પણસય ધણુ**-ઉત્કૃષ્ટ પાચસે ધનુષ્યનુ શરીર

**નેરઇયા સત્તહત્થ સુરા**, ૬-નારકીનુ હોય છે, અને દેવતાનુ સાત હાથનુ હોય છે

**ગબ્ભતિરિ સહસ્સ જોયણ**-ગર્ભજતિર્યચનુ શરીર એક હજાર જોજન

**વણસ્સઇ અહિયજોયણસહસ્સં**-વનસ્પતિકાયનુ શરીર એક હજાર જોજનથી અધિક હોય છે

**નર તેઇંદિતિગાઊ**-મનુષ્યને તેઇંદ્રિયનુ શરીર ત્રણ ગાઉનુ હોય છે

**બેઇંદિય જોયણે બાર**, ૭-બેઇંદ્રિયનુ શરીર બાર જોજનનુ હોય છે.

**જોયણમેગ ચઉરિંદિ**-એક જોજન ચઉરિંદ્રિયના

**દેહમુચ્ચત્તણ સુએ ભણિયં**—શરીરનુ ઉચપણ સૂત્રને વિષે કહ્યુ છે

**વેઉવ્વિય દેહં** પુણ–વળી વૈક્રિય શરીર.

**અંગુલસંખં સમારંભે.** ૮—હંમેશાં આરંભની વખતે આંગળનો અસંખ્યાતમો ભાગ હોય છે.

**દેવનર અહિયલખ્ખં**–દેવતાનું વૈક્રિયશરીર લાખ જોજન, અને *મનુષ્યનું લાખ જોજનથી કાંઇક અધિક હોય છે.

**તિરિયાણં નવય જોયણ સયાઇં**–તિર્યંચનું વૈક્રિયશરીર નવસેં જોજનનું.

**દુગુણં તુ નારયાણં**–નારકીનું પોતાના શરીરથી બમણું.

**ભણિયં વેઉવ્વિયસરીરં.** ૯–વૈક્રિયશરીર કહ્યું છે.

તે વૈક્રિય શરીર કેટલો કાળ રહે તે કહે છે:—

**અંતમુહુત્તં નિરયે**–નારકીમાં અંતર્મુહૂર્ત્ત.

**મુહુત્ત ચત્તારિ તિરિયમણુએસુ**–મનુષ્ય અને તિર્યંચમાં ચાર મુહૂર્ત્ત

**દેવેસુ અદ્ધમાસો**—દેવતામાં અર્ધો માસ.

**ઉક્કોસ વિઉવ્વણાકાલો.** ૧૦—ઉત્કૃષ્ટનો વૈક્રિયશરીરનો કાળ જાણવો.

**થાવર સુર નેરઈઆ**—( હવે ૩ જું સંઘયણદ્વાર કહે છે. ) પાંચે સ્થાવર, દેવતા, અને નારકી, એ સર્વે.

**અસંઘયણા ય વિગલ છેવટ્ઠા**—સંઘયણરહિત છે. વિકલેંદ્રિયને છેવટ્ઠું ( સેવાર્ત્ત ) સંઘયણ હોય છે

**સંઘયણ છગ્ગં ગબ્ભય**—છએ સંઘયણ×

---

* દેવતાના પગ ભોંય અડકતા નથી, તેથી મનુષ્યનું વૈક્રિયશરીર ચાર આંગળ વધારે હોય છે,

× (૧) વજ્રઋષભનારાચ, (૨) ઋષભનારાચ, (૩) નારાચ, (૪) અર્દ્ધનારાચ, (૫) કીલિકા, (૬) છેવટ્ઠું.

નરતિરિએસુ વિ મુણેયવ્વ. ૧૧— ગર્ભજ મનુષ્ય અને તિર્યંચને જાણના

સવ્વેસિં ચઉ દહ વા—(હવે ૪ સજ્ઞા દ્વાર કહે છે ) સર્વે દડકોને ચાર અથવા દશ સજ્ઞા* હોય છે

સગા સવ્વે સુરા ય ચઉરસા—(હવે ૫ મુ સસ્થાનદ્વાર કહે છે ) સર્વે દેવતાઓને સમચતુરસ્ર સસ્થાન હોય છે

નરતિરિય છસઠાણા—મનુષ્ય અને તિર્યંચ ૭ સસ્થાનવાળા છે

હુંડા વિગલિંદિ નેરઈયા. ૧૨—વિકલેન્દ્રિય અને નારકી હુડક સસ્થાન વાળા છે

નાણાવિહ ધય સૂઈ—નાના પ્રકારના સસ્થાનવાળા, ધજાના, સોયના,

બુબ્બુય વણ વાઉ તેઉ અપકાયા—અને પરપોટાના સસ્થાનવાળા, અનુક્રમે વનસ્પતિકાય, વાઉકાય, તેઉકાય, અને અપ્કાય હોય છે

પુઢવી મસૂરચંદા—પૃથ્વીકાય મસુરની દાળ અને ચદ્રમાના

કારા સઠાણઓ ભણિયા. ૧૩—આકારના સસ્થાનવાળા હોય છે

સવ્વે વિ ચઉકસાયા—( હવે ૬ ઠ્ઠુ કષાયદ્વાર કહે છે ) સર્વે ક્રોધ માન માયા, લોભવાળા હોય છે

લેસછગ ગબ્ભ-તિરિય-મણુએસુ—( હવે સાતમુ લેશ્યાદ્વાર કહે છે ) ગર્ભજ, તિર્યંચ, અને મનુષ્યને છએ લેશ્યા હોય છે ×

નારય તેઉ વાઊ—નારકી, તેઉકાય, અને વાઉકાય,

* (૧) આહાર, (૨) ભય, (૩) મૈથુન, (૪) પરિગ્રહ (૫) ક્રોધ (૬) માન, (૭) માયા, (૮) લોભ (૯) ઓઘ (૧૦) લોક

× કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુક્લ

**વિગલા વેમાણિય તિલેસા. ૧૪**—તથા વિકલેંદ્રિય, અને વૈમાનિક ત્રણ લેશ્યાવાળા હોય છે. તેમાં વૈમાનિકને તેજો, પદ્મ, અને શુકલ લેશ્યા હોય છે. અને નારકી, તેઉકાય, વાઉકાય, અને વિકલેંદ્રિયને કૃષ્ણ, નીલ, અને કાપોતલેશ્યા હોય.

**જોઇસિય તેઉલેસા**—જ્યોતિષીને તેજોલેશ્યા હોય છે.

**સેસા સવ્વેવિ હુંતિ ચઉલેસા**—બાકીના સઘળાં દંડક ચાર લેશ્યાવાળા હોય છે.

**ઇંદ્રિયદારં સુગમં**—( ૮ મું ઇંદ્રિયદ્વાર કહે છે. ) ઇંદ્રિયદ્વાર સુગમ છે.

**મણુઆણં સત્ત સમુગ્ઘાયા. ૧૫**—(હવે ૯ મું સમુદ્‌ઘાતદ્વાર કહે છે.) મનુષ્યને સાતે સમુદ્‌ઘાત હોય છે.

**વેયણ કસાય મરણે**—વેદના, કષાય, મરણ.

**વેઉવ્વિય તેયએ ય આહારે**—વૈક્રિય, તૈજસ, આહારક.

**કેવલિ ય સમુગ્ઘાયા**—અને કેવળીસમુદ્‌ઘાત.

**સત્ત ઇમે હુંતિ સન્નીણં. ૧૬**—એમ સાતે સમુદ્‌ઘાત સંજ્ઞીમનુષ્યને હોય છે.

**એગિંદિયાણ કેવલિ**—એકેંદ્રિયને કેવલી,

**તેઉ આહારગ વિણા ઉ ચત્તારિ**—તૈજસ અને આહારક, એ ત્રણ વિના ચાર સમુદ્‌ઘાત ( એકેંદ્રિયને ) હોય છે.

**તે વેઉવ્વિય વજ્જા**—તે ત્રણ તથા વૈક્રિય એ ચાર વર્જીને.

**વિગલાસન્નીણ તે ચેવ. ૧૭**—ત્રણ સમુદ્‌ઘાત વિકલેંદ્રિય અને અસન્નીને હોય છે.

**પણ ગબ્ભતિરિસુરેસુ**—ગર્ભજ તિર્યંચ અને દેવતાને પાંચ.

**નારયવાઉસુ ચઉર તિય સેસે**—નારકી અને વાઉકાયને વિષે ચાર, અને બાકીના દંડકે ત્રણ સમુદ્‌ઘાત હોય છે.

**વિગલ દુદિઠ્ઠી થાવર**—(હવે ૧૦ મુ દષ્ટિદ્વાર કહે છે ) વિકલેન્દ્રિય બે *દષ્ટિવાળા હોય છે, અને સ્થાવર

**મિચ્છત્તી સેસ તિયદિઠ્ઠી. ૧૮**—મિથ્યાદષ્ટિ હોય છે બાકીના દડકે સમકિત, મિશ્ર અને મિથ્યાદષ્ટિ હોય છે

**થાવરબિતિસુ અચખ્ખુ**—(હવે ૧૧ મુ દર્શનદ્વાર કહે છે ) સ્થાવર, બેઇંદ્રિય, અને તેઇંદ્રિયને અચક્ષુદર્શન હોય છે

**ચઉરિદિસુ તદ્દુગ સુએ ભણિઅ**—ચઉરિંદ્રિયને તે બે ( ચક્ષુ તથા અચક્ષુ ) દર્શન સૂત્રને વિષે કહ્યુ છે.

**મણુઆ ચઉદ સણિણો**—મનુષ્યને (ચક્ષુ, અચક્ષુ, અવધિ, અને કેવલ,) એ ચારે દર્શન હોય છે

**સેસેસુ તિગ તિગ ભણિય. ૧૯**—બાકીનાને વિષે ત્રણ ત્રણ દર્શન કહ્યા છે

**અન્નાણ નાણ તિય તિય**—( હવે ૧૨ તથા ૧૩ મુ જ્ઞાન તથા અજ્ઞાનદ્વાર કહે છે ) ત્રણ અજ્ઞાન અને ત્રણ +જ્ઞાન

**સુર તિરિ નિરયે થિરે અનાણદુગ**—દેવતા, તિર્યંચ અને નારકીને હોય છે સ્થાવરને ( મતિ તથા શ્રુત ) બે અજ્ઞાન હોય છે

**નાણન્નાણ દુ વિગલે**—બે જ્ઞાન તથા બે અજ્ઞાન વિકલેન્દ્રિયને હોય છે

**મણુએ પણ નાણ તિ અન્નાણા. ૨૦**—મનુષ્યને પાચ જ્ઞાન, તથા ત્રણ અજ્ઞાન હોય છે

---

* વિકલેન્દ્રિય કેટલાક અપર્યાપ્ત અવસ્થાએ સમ્યક્દષ્ટિ હોય છે, સમકિત અને મિથ્યા એ બે દષ્ટિ વિકલેન્દ્રિયને હોય છે

+ (૧) મતિઅજ્ઞાન, (૨) શ્રુતઅજ્ઞાન, (૩) વિભંગજ્ઞાન (૧) મતિ જ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન

**ભવણાહિવ નિરય વંતરિઆ. ૨૭**—ભવનપતિ, નારકી અને વ્યંતરની હોય છે.

**વેમાણિય જોઇસિયા**—વૈમાનિક અને જ્યોતિષીનું જઘન્યથી આયુષ્ય.

**પલ્લ-તયટ્ઠંસ આઉઆ હુંતિ**—અનુક્રમે એક પલ્યોપમ તથા એક પલ્યોપમનો આઠમો ભાગ હોય છે.

**સુરનરતિરિનિરએસુ**—( હવે પર્યાપ્તદ્વાર કહે છે. ) દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકીને વિષે.

**છ પજ્જત્તિ થાવરે ચઉગં. ૨૮**—૭ પર્યાપ્તિ હોય છે, તથા સ્થાવરને ચાર પર્યાપ્તિ હોય છે.

**વિગલે પંચ પજ્જત્તિ**—વિકલેંદ્રિયને પાંચ પર્યાપ્તિ હોય છે.

**છદ્દિસિ આહાર હોઇ સવ્વેસિં**—( હવે કિમાહારદ્વાર કહે છે. ) સર્વ જીવોને ૭ દિશાનો આહાર હોય છે.

**પણગાઇ પએ ભયણા**—પૃથ્વીકાયાદિ પાંચ સ્થાવરના પદને વિષે ભજના છે, એટલે છએ દિશાનો આહાર હોયે ખરો અને ન પણ હોય.

**અહ સન્નિતિયં ભણિસ્સામિ. ૨૯**—હવે ત્રણ સંજ્ઞા કહીશ.

**ચઉવિહસુર-તિરિએસુ**—ચારે પ્રકારના દેવતા અને તિર્યંચને વિષે,

**નિરએસુ ય દીહકાલિગી સંન્ના**-તથા નારકીને વિષે દીર્ઘકાલિકી સંજ્ઞા હોય છે.

**વિગલે હેઉવએસા**-વિકલેંદ્રિયને હેતૂપદેશિકી સંજ્ઞા હોય છે.

**સન્નારહિયા થિરા સવ્વે. ૩૦**-સર્વે સ્થાવરો સંજ્ઞારહિત હોય છે.

**મણુઆણ દીહકાલિય**-મનુષ્યને દીર્ઘકાલિકી સંજ્ઞા હોય છે.

**દિટ્ઠિવાઓવએસિયા કેવિ**-કેટલાક મનુષ્યને દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા પણ હોય છે.

## ( હવે ગતિ આગતિદ્વાર કહે છે. )

**પજપણુતિરિ મણુઅ ચ્ચિય**-પર્યાપ્તા પચેંદ્રિય તિર્યંચ અને મનુષ્ય નિશ્ચે

**ચઉવિહદેવેસુ ગચ્છંતિ. ૩૧**-ચાર પ્રકારના દેવતાને વિષે જાય છે

**સંખાઉપજ્જપણિંદિ**-સંખ્યાતા આયુષ્યવાળા પર્યાપ્તા પચેંદ્રિય

**તિરિય નરેસુ તહેવ પજ્જત્તે**-તિર્યંચ અને મનુષ્યને વિષે, તેમજ પર્યાપ્તા

**ભૂદગપત્તેયવણે**-પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાય

**એએસુ ચ્ચિય સુરાગમણં. ૩૨**-એ પાંચને વિષે નિશ્ચે દેવતાઓનુ આવવુ ( ઉપજવુ ) થાય છે

**પજ્જત્તસંખગબ્ભય**-પર્યાપ્તા સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા ગર્ભજ

**તિરિય નરા નિરયસત્તગે જંતિ**-તિર્યંચ તથા મનુષ્ય સાતે નરકને વિષે ઉત્પન્ન થાય છે

**નિરયઉવટ્ટા એએસુ**-અને એ નારકીને વિષેથી નીકળેલા જીવો

**ઉવવજ્જંતિ ન સેસેસુ. ૩૩**- એ બે શિવાય બાકીના દંડકને વિષે ઉપજતા નથી

**પુઢવી આઉ વણસ્સઈ**-પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય

**મજ્ઝે નારય વિવજ્જિયા જીવા**-મધ્યે નારકી વર્જીને

**સવ્વે ઉવવજ્જંતિ**-બાકીના સર્વ જીવો ઉપજે છે

**નિયનિયકમ્માણુમાણેણં. ૩૪**-પોતપોતાના કર્મના અનુમાને

**પુઢવાઈ દસપએસુ**-પૃથ્વીકાયાદિ દશ પદને વિષે

---

* [illegible]ીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, તેઇંદ્રિ[illegible] [illegible]ન્દ્રિય, પચેંદ્રિય તિર્યંચ, મનુષ્ય એ દશ [illegible]

# શ્રી લઘુ સંઘયણી

**નમિય જિણં સવ્વન્નું, જગપુજજં જગગુરૂં મહાવીરં**-સર્વજ્ઞ, ત્રણ જગતને પૂજ્ય, અને ત્રણ જગતના ગુરુ, એવા શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરીને.

**જંબુદ્દીવ પયત્થે**-જંબૂદ્વીપના શાશ્વતા પદાર્થોને.

**વુચ્છં સુત્તા સપરહેઉ. ૧**-સૂત્રના અનુસારે પોતાના અને પરના માટે કહીશું.

**ખંડા જોયણ વાસા**-(૧) ખાંડવા, (૨) જોજન, (૩) ક્ષેત્ર.

**પવ્વય કૂડા ય તિત્થ સેઢીઓ**-(૪) પર્વત, (૫) ફૂટ (શિખર), (૬) તીર્થ, (૭) શ્રેણીઓ.

**વિજય દ્દહ સલિલાઓ**-(૮) વિજય, (૯) દ્રહ, અને (૧૦) નદીઓ.

**પિંડેસિં હોઇ સંઘયણી. ૨**-એ દશ દ્વારના સમૂહથી સંગ્રહણી થાય છે.

**ણઉઅસયં ખંડાણં**-એકસો નેવું ખાંડવા (એક ખાંડવું ૫૨૬ જોજન ૬ કલાનું.)

**ભરહપમાણેણ ભાઇએ લખ્ખે**-ભરતક્ષેત્રના પ્રમાણે લાખ જોજનને ભાગીએ તો થાય.

**અહવા ણઉયસયગુણં, ભરહપમાણં હવઇ લખ્ખં. ૩**-અથવા ભરતક્ષેત્રના પ્રમાણને (૫૨૬ જોજન ૬ કલાને) એકસો નેવું ગણા કરીએ તો પણ લાખ જોજન થાય.

**અહવેગખંડ ભરહે**-અથવા એક ખાંડવાનું ભરતક્ષેત્ર.

**દો હિમવંતે અ હેમવઇ ચઉરો**-બે ખાંડવાનો હિમવંત પર્વત, અને ચાર ખાંડવાનું હિમવંત ક્ષેત્ર.

**અટ્ઠ મહાહિમવંતે**—આઠ ખાંડવાનો મહાહિમવંત પર્વત.

**સોલસ ખડાઈ હરિવાસે. ૪**—સોળ ખાંડવાનુ હરિવર્ષ ક્ષેત્ર છે

**બત્તીસ પુણ નિસઢે**—વળી બત્રીશ ખાંડવાનો નિષધ પર્વત

**મિલિયા તેસટ્ઠિ બીયપાસે વિ**—એ સર્વ મળીને ત્રેસઠ ખાંડવા થાય એના બીજા પાસાને વિષે પણ *ત્રેસઠ ખાંડવા જાણવા

**ચઉસટ્ઠિઓ વિદેહે**—તેમ જ મહાવિદેહ ક્ષેત્રને વિષે ચોસઠ ખાંડવા છે

**તિરાસિપિંડે ઉ ણઉઅસય. ૫**—એ ત્રણે રાશિ એકઠા કરતા એકસો નેવુ ખાંડવા થાય

**જોયણ પરિમાણાઇ, સમચઉરસાઇ ઇત્થ ખડાઇ**—અહીંઆ સમચતુરસ્ર જોજનના પરિણામે ખાંડવા કરવા, તે કેટલા થાય તે કહે છે

**લખ્ખસ્સ ય પરિહીએ**—એક લાખ જોજનના પરિધિને

**તપ્પાયગુણે ય હુ તેવ. ૬**—તેના ચોથા ભાગે ગુણવાથી ગણિત-પદ થાય

**વિખ્ખભવગ્ગદહગુણ**—પોહોળાઇના વર્ગને દશગુણા કરીને

**કરણી વટ્ટસ્સ પરિરઓ હોઇ**—વર્ગમૂળ કાઢવાથી ગોળ પરિધિ થાય

**વિખ્ખભપાયગુણિઓ**—પછી (પરિધિને) વિષ્કભના ચોથા ભાગે ગુણીએ તો

**પરિરઓ તસ્સ ગણિયપય. ૭**—તેનુ ક્ષેત્રફળ થાય

**પરિહી તિલખ્ખ સોલસ**—ત્રણ લાખ સોળ હજાર,

**સહસ્સ દો ય સય સત્તવીસહિયા**—બસે સત્તાવીશ જોજન,

---

* ઐરવત ક્ષેત્રનો ૧, શિખરીપર્વતના ૨, [illegible] ૪, રૂપીપર્વતના ૮, રમ્યક ક્ષેત્રના ૧૬, નીલવંત [illegible] એમ ખાંડવા જાણવા

**કોસતિગઠ્ઠાવીસં**—ત્રણ ગાઉ, એકસો અઠ્ઠાવીશ

**ધણુસય તેરંગુલદ્ધહિઅં. ૮**—ધનુષ્ય અને સાડાતેર આંગળ. એટલી જંબૂદ્વીપની સર્વ પરિધિ થાય.

**સત્તેવ ય કોડિસયા**—સાતસો ને નેવું ક્રોડ.

**ણઉઆ છપ્પન્નસયસહસ્સાઇં**—છપ્પનસો હજાર એટલે છપ્પન લાખ.

**ચઉણઉયં ચ સહસ્સા**—ચોરાણું હજાર,

**સયં દિવઠ્ઠં ચ સાહિયં**—એકસો પચાસ જોજન.

**ગાઉઅમેગં પનરસ. ૯**—એક ગાઉ.

**ધણૂસયા તહ ધણૂણિ પન્નરસ**—પંદરસો પંદર ધનુષ્ય.

**સટ્ઠિં ચ અંગુલાઇં**—સાઠ આંગળ.

**જંબુદ્દીવસ્સ ગણિયપયં. ૧૦**—એટલું જંબૂદ્વીપનું ગણિત જાણવું.

**ભરહાઈ સત્ત વાસા**—×ભરત આદિ સાત ક્ષેત્ર છે.

**વિયઢ્ઢ ચઉ ચઉરતિંસ વટ્ટિયરે**—ચાર વૈતાઢ્ય વાટલા-ગોળ છે, અને ચોત્રીશ લાંબા છે.

**સોલસ વખ્ખારગિરિ**—સોલ વખારા (વક્ષસ્કાર) પર્વત છે.

**દો ચિત્તાવિચિત્ત દો જમગા. ૧૧**—એક ચિત્ર, અને બીજો વિચિત્ર, એ બે તથા એક જમગ, અને બીજો સમગ, એ બે પર્વત છે.

**દોસય કણયગિરીણં**—બસેં કંચનગિરિ છે.

**ચઉ ગયદંતા ય તહ સુમેરૂ ય**—ચાર ગજદંત પર્વત તેમ જ એક સુમેરૂ.

× (૧) ભરત, (૨) હિમવંત, (૩) હરિવર્ષ, (૪) મહાવિદેહ, (૫) રમ્યક વર્ષ, (૬) હિરણ્યવંત, (૭) ઐરાવત.

**છ વાસહરા પિંડે**—છ વર્ષધર છે એ સર્વ એકઠા કરતા
**એગુણસત્તરિ સયા હુન્તિ. ૧૨**—બમો ને ઓગનોતેર (૨૬૯) થાય છે
**સોલસ વક્ખારેસુ**—સોલ વખ્ખારા પર્વતને વિષે,
**ચઉ ચઉ કૂડા ય હુન્તિ પત્તેય**–દરેક ઉપર ચાર ચાર શિખર છે
**સોમણસ ગંધમાયણ**–સોમનસ અને ગંધમાદન ઉપર
**સત્તટ્ઠ ય રૂપ્પિ મહાહિમવે. ૧૩**–સાત સાત અને રૂપી તથા મહા
હિમવંત એ બે ઉપર આઠ આઠ શિખરો છે
**ચઉતીસ વિયટ્ઠેસુ**–ચોત્રીશ વૈતાઢ્ય પર્વત ઉપર
**વિજ્જુપ્પહ–નિસઢ–નીલવંતેસુ**–વિદ્યુત્પ્રભ, નિષધ તથા નીલવંત
**તહ માલવંત સુરગિરિ**–તથા માલ્યવંત એ ચાર ગજદંત ઉપર,
તથા મેરૂ પર્વત
**નવ નવ કૂડાઇં પત્તેય. ૧૪**–એ દરેક ઉપર નવ નવ શિખરો છે
**હિમ–સિહરિસુ ઇક્કારસ**–હિમવંત અને શિખરીપર્વત ઉપર અગિ
આર અગિઆર શિખરો છે
**ઇય ઇગમ્મી ગિરીસુ કૂડાણ**–એ એકમાં પર્વત ઉપર શિખરો
**એગત્તે સવ્વધણ**–એકત્ર સર્વ મળીને
**સય ચઉરો સત્તસટ્ઠી ય. ૧૫**–ચારસો સડસઠ થાય છે
**ચઉ–સત્ત–અટ્ઠ–નવગે**–ચાર, સાત, આઠ, નવ અને
**ગારસ–કૂડેહિ ગુણહ જહસંખ**–અગિઆર, એટલા શિખરો શી
સંખ્યા કરીને અનુક્રમે
**સોલસ દુ દુ ગુણયાલ**–સોલ, બે, બે, ઓગણચાલીશ, તથા
**દુવે ય સગમાઇ ગયચઉગે. ૧૬**–બે એટલા પર્વતોને ગુણતા
સર્વ મળીને ચારસો સડસઠ શિખરો થાય છે ૧૬+૪=૬૪,

૨×૭=૧૪, ૨×૮=૧૬, ૩૯+૯=૩૫૧, ૨+૧૧=૨૨ એ સર્વ મળી ૬૪+૧૪+૧૬+૩૫૧+૨૨=૪૬૭ શિખરો થયા.

**ચઉતીસં વિજએસુ**–ચોત્રીશ વિજયને વિષે.

**ઉસહ કૂડા અટ્ઠ મેરૂ જંબુમ્મિ**–ઋષભ શિખર ચોત્રીશ છે. તથા મેરુ અને જંબુવૃક્ષ ઉપર આઠ આઠ શિખરો હોય છે.

**અટ્ઠ ય દેવકુરાઈ**–અને દેવકુરૂને વિષે આઠ શિખર છે.

**હરિકૂડ હરિસ્સહએ સટ્ઠી. ૧૭**–તથા શાળિવૃક્ષ મધ્યેના હરિકૂટ અને હરિસહકૂટ એ બે મળી કુલ સાઠ ભૂમિ શિખર છે. (એ પાંચમું કૂટદ્વાર કહ્યું.)

**માગહ વરદામ પભાસ**–માગધ, વરદામ, અને પ્રભાસ.

**તિત્થ વિજયેસુ એરવય ભરહે**–એ ત્રણ ત્રણ તીર્થ બત્રીશ વિજય તથા ભરત અને ઐરવત એ ચોત્રીશને વિષે છે.

**ચઉતીસા તિહિં ગુણિયા**–તેથી ચોત્રીશને ત્રણે ગુણતાં

**દુરુત્તરસયં તુ તિત્થાણં. ૧૮**–સર્વ મળી એકસો બે તીર્થ થાય.

**વિજ્જાહર અભિઓગિય**-વિદ્યાધર અને આભિયોગિક દેવતાઓની

**સેઢીયો દુન્નિ દુન્નિ વેઅડ્ઢે**–બબે શ્રેણીઓ વૈતાઢ્ય પર્વત ઉપર છે.

**ઈય ચઉગુણ ચઉતીસા**–એટલે ચોત્રીશ વૈતાઢ્ય ઉપર ચોત્રીશને ચાર ગુણા કરતાં.

**છત્તીસસયં તુ સેઢીણં. ૧૯**–એકસો છત્રીશ શ્રેણીઓ થાય છે.

**ચક્કી જેયવ્વાઇં**–ચક્રવર્તીને જીતવા યોગ્ય.

**વિજયાઇ ઇત્થ હુંતિ ચઉતીસા**–અહીં ચોત્રીશ વિજયો છે.

**મહદ્દહ છ પ્પઉમાઈ**–તથા પદ્મ આદિ છ મોટા દ્રહ છે.

**કુરૂસુ દસગંતિ સોલસગં. ૨૦**–કુરૂક્ષેત્રમાં દશ દ્રહ છે. એમ સર્વ મળી સોળ દ્રહ છે. ૨૦.

ગંગા સિંધૂ રત્તા–ગંગા, સિંધૂ, અને રક્તા તથા
રત્તવઈ ચઉ નઈઓ પત્તેયં–રક્તવતી, એ ચાર નદીઓ છે તે પ્રત્યેક નદી
ચઉદસહિં સહસ્સેહિં–ચૌદ હજાર નદીઓના પરિવારે છે
સમગં વચ્ચંતિ જલહિમ્મિ. ૨૧–એમ સમગ્ર છપ્પન હજાર નદીઓ સમુદ્રમાં જાય છે
એવં અબ્ભિંતરિયા–એવી રીતે અભ્યંતર (હિમવંત અને ઐરણ્યવંત) બે ક્ષેત્રની
ચઉરો પુણ અટ્ઠવીસ સહસ્સેહિં–[ રોહિતા, રોહિતાંશા, રૂપ્યકૂલા અને સુવર્ણકૂલા ] એ ચાર નદીઓ વળી પ્રત્યેક અઠ્ઠાવીસ હજારના પરિવાર સાથે સમુદ્રમાં જાય છે
પુણરવિ છપ્પન્નેહિં, સહસ્સેહિં જંતિ ચઉ સલિલા. ૨૨–વળી પણ હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રની [ હરિકાન્તા, હરિસલિલા, નરકાન્તા અને નારીકાન્તા ] એ ચાર નદીઓ પ્રત્યેક છપ્પન હજારના પરિવાર સાથે સમુદ્રમાં જાય છે

કુરુમજ્ઝે ચઉરાસી–દેવકુરુ, ઉત્તરકુરુમાં ૭ નદીઓનો સર્વ પરિવાર ચોરાશી હજારનો છે
સહસ્સાઇં તહ ય વિજયસોલસસુ–તેમ ૧૬ પશ્ચિમ મહાવિદેહની સોલ વિજય છે, તેમાં
બત્તીસાણં નઈણં–બત્રીસ નદીઓનો પરિવાર છે
ચઉદસ સહસ્સાઇં પત્તેયં. ૨૩–તે પ્રત્યેક ચૌદ હજાર નદીઓનો પરિવાર.
ચઉદસ સહસ્સ ગુણિયા, અડતીસ નઈઓ વિજય મજ્ઝિલ્લા–

# જ્યોતિષ–સાર–સંગ્રહ

સંપાદક : વૈદ્યરાજ શ્રી ગુણચંદજી ગુલાબચંદજી મુંબઇ.

## જિનમંદિર પ્રતિષ્ઠા મુહૂર્ત્ત

માસફળ:—

ચૈત્રમહિને પ્રતિષ્ઠા કરાવવામાં આવે તો શોક, સંતાપ તેમજ સંઘમાં વિક્ષેપ રહે છે.

વૈસાક માસમાં પ્રતિષ્ઠા કરાવવામાં આવે તો ધનપ્રાપ્તિ સુખ તેમજ સંઘને શાન્તિ રહે છે.

જ્યેષ્ઠ માસમાં પ્રતિષ્ઠા કરાવવામાં આવે તો ધનનો નાશ થાય છે. અર્થાત્ સંઘને ધનવૃદ્ધિ થતી નથી.

આષાઢ મહિને પ્રતિષ્ઠા કરાવવાથી નુકશાન થાય, સંઘમાં ભાંગફોડ થાય. ગામ છોડી બીજે ગામ જાય.

શ્રાવણ માસમાં પ્રતિષ્ઠા કરાવવાથી શ્રી સંઘમાં સંપ, સુખની પ્રાપ્તિ તથા ધનની પ્રાપ્તિ થાય છે.

ભાદ્રપદ માસમાં પ્રતિષ્ઠા કરાવવાથી સંઘમાં વિક્ષેપ–કુસંપ થાય અને ધનનો નાશ થાય છે.

આશ્વિન માસમાં પ્રતિષ્ઠા કરાવવાથી ગામમાં કુસંપ વધે છે.

કારતક મહિને પ્રતિષ્ઠા કરાવવાથી કલહ–ઝઘડા, કોર્ટ–કચેરીના લફરા થાય છે.

## કચ્છ-વિઝાણના યતિશ્રી ગુણચંદજી ગુલાબચંદજી

હાલ મુલુન્ડ (મુંબઈ)



આયુર્વેદીક જ્ઞાન મેળવી, અ. વૈદ્ય મહાસભા તરફથી વિદ્યા-વિભુષણ, ભિષગવરની ઉપાધી મળેલ છે, તેમ કચ્છ અને ખાનદેશ, કર્ણાટક મલબાર, નીઝામ, મધ્ય ભારત વિગેરે પ્રાંતોમા જિન-પ્રતિષ્ઠાઓ કરાવી જીર્ણોદ્ધાર કરાવેલ છે

માગશર માસમા પ્રતિષ્ઠા કરાવવાથી વંશવૃદ્ધિ તથા ધનવૃદ્ધિ થાય છે.

પોષ માસમાં પ્રતિષ્ઠા કરાવવાથી સુખ, સંપત્તિ અને આરામ મળે છે.

માઘ માસમાં પ્રતિષ્ઠા કરાવવાથી શુભ કામો વૃદ્ધિને પામે છે. અને સુખ-સમ્પત્તિ મળે છે.

ફાગણ માસમા પ્રતિષ્ઠા કરાવવાથી શ્રેષ્ઠ ફળ મળે છે, સુખની પ્રાપ્તિ થાય છે.

## જિનપ્રતિમા પ્રવેશ-મુહૂર્ત

નવીન બિંબ નવીન જિનમંદિરમા પ્રવેશ કરાવતી વેળા જો ઘરદહેરાસર હોય તો માઘમાસ, ચૈત્રમાસ, આષાઢ માસ તથા ભાદરવા માસનો નિષેધ કરવો.

## નૂતન દેરાસર મુહૂર્ત-દિનશુદ્ધિ

નવીન દેરાસર કરાવતી વખતે શુભ માસ, શુભ દિવસ, તથા શુભ વાર લેવા. તેમાં મુહૂર્તના દિવસે વત્સ સન્મુખ તથા પુઠનો તજવો. કારણકે સન્મુખ વત્સ મૃત્યુ કરાવે. પુઠનો વત્સ ધનહાનિ તથા વંશહાનિ કરાવે ડાબો-જમણો વત્સ સુખ-સંપત્તિ અપાવે.

તેની રીતે શુક્ર અસ્તનો તજવો. પ્રવેશ સન્મુખ તથા જમણો વર્જવો. ડાબો તથા પુઠે શુક્ર હોય તો શ્રેષ્ઠ ગણાય.

યોગિની સન્મુખ તથા જમણી વર્જવી. સન્મુખ યોગિની બીલકુલ લેવી નહિ. કાલદોષ સન્મુખ વર્જવો. પાસ દોષ સન્મુખ વર્જવો. રાહુ સન્મુખ વર્જવો. સૂર્યવામો વામ

તથા પૂંઠે લેવો. ચંદ્ર ડાબો તથા પૂંઠે તજવો. સન્મુખ અને જમણો ચંદ્ર બલવત્તર છે.

[૪] મુહૂર્ત્ત ટાઇમે ભદ્રા તજવી. વ્યતિપાત તજવો. યમઘંટ, જવાલામુખી, વ્યાઘાત, શૂલ, ગંડ, વૈધૃત, વજ્ર ઇત્યાદિ વર્જવા.

[૫] મુહૂર્ત્તવેળાએ સૂર્યદગ્ધાતિથિ, ચંદ્રદગ્ધા તિથિ-વાર, દિશાશૂલ, તથા ઉત્પાતયોગ, મૃત્યુયોગ, કાણયોગ ઇત્યાદિ વર્જવા.

[૬] ધનાર્ક, મીનાર્ક (સૂર્ય ધનસંક્રાંતિ અને મીન-સંક્રાતિનો હોય તે) સિંહસ્થ, ગુરુ-શુક્ર અસ્ત, સંક્રાંતિ-દિન, તિથિછેદ તથા રિક્તાતિથિ (૪-૯-૧૪) વર્જવા.

[૭] ગ્રહ, જન્મ નક્ષત્ર, ઘાતિક ચંદ્રમા, ઘાત-નક્ષત્ર-તિથિ-વાર, ઘાત માસ ઇત્યાદિ અવશ્ય તજવા.

આ પ્રમાણે ૩૯ દોષો તજી પછી દિનશુદ્ધિ લેવી.

[૮] શુદ્ધ દિનશુદ્ધિમાં મુહૂર્ત્તવેળાએ રાજયોગ, રવિ-યોગ, કુમારયોગ, અમૃતસિદ્ધિયોગ એ યોગોમાંથી જે યોગ મળે તે લેવા.

[૯] તિથિમાંથી પૂર્ણાતિથિ [૫-૧૦-૧૫] જયાતિથિ [૩-૮-૧૩] આ પ્રમાણે છ તિથિઓ શુભ કહી છે.

અન્ય ગ્રંથોમાં નંદા તિથિ [૧-૬-૧૧] તથા ભદ્રા તિથિ [૨-૭-૧૨] લીધી છે, પણ તેમાં છઠ અને બારશ એ બે તિથિ પ્રતિષ્ઠા માટે શ્રેષ્ઠ નથી.

[૧૦] પ્રતિષ્ઠા માટે નક્ષત્રો:—રોહિણી, પુષ્ય, ત્રણે ઉત્તરા, મૃગસીર, પુનર્વસુ, હસ્ત, ઘનિષ્ઠા, મૂલ, અનુરાધા, સ્વાતિ,

અશ્વિની, રેવતી એ પ્રમાણે ચૌદ નક્ષત્રો બિબ-પ્રવેશ સમયે લેવા. બાકીના નક્ષત્રો અશુભ માન્યા છે.

[૧૧] લગ્નમાં—વૃષભ લગ્ન, સિંહલગ્ન, વૃશ્ચિક લગ્ન, આ પ્રમાણે કચ્છભૂમિ માટે સ્થિર લગ્ન લેવા શુભ છે. સોમવાર, બુધવાર, ગુરૂવાર તથા શુક્રવાર, આ ચાર વાર-માંથી વાર લેવા.

## [૧૨] પ્રતિષ્ઠા સમયે લગ્નમાં ગ્રહબળ

| | |
|---|---|
| લગ્નમા-ગુરૂ, બુધ અને શુક્ર. | ધનસ્થાનમાં-ચદ્ર, ગુરૂ અને બુધ. |
| ત્રીજા સ્થાનમા સૂર્ય ચદ્ર, ગુરુ, બુધ, શનિ અને રાહુ. | ચોથા સ્થાને-બુધ, ગુરુ, અને શુક્ર. |
| પાચમા સ્થાને-બુધ, ગુરુ, શુક્ર. | છઠ્ઠા સ્થાને-સૂર્ય-રાહુ, કેતુ, મગળ, શનિ. |
| સાતમા સ્થાને-માત્ર એકલો ગુરુ. | આઠમા સ્થાને-સૂર્ય, શનિ. |
| નવમા સ્થાને-ગુરુ, શુક્ર. | દશમા સ્થાને-ગુરુ, બુધ, શુક્ર. |
| અગીયારમા સ્થાને-સૂર્ય, મગળ, શનિ. | બારમા સ્થાને-કોઈપણ ગ્રહ ન લેવો. |

ઉપર મુજબ-પ્રતિષ્ઠાના મુહૂર્ત્ત વખતે પ્રભુ બીરાજ-માન કરવાના સમયે ઉપર મુજબના ગ્રહ લેવા.

[૧૩] જિન-પ્રતિષ્ઠા-અઠ્ઠાઈ મહોત્સવ ચાલુ હોય તેમા સૂર્યગ્રહણ કે ચદ્રગ્રહણ આવવા ન જોઈએ. જે નક્ષત્રમાં સૂર્ય-ચદ્ર ગ્રહણ થાય છે, તેના નક્ષત્રો ૭ માસ સુધી પ્રતિષ્ઠામા, ત્રણ માસ લગી દીક્ષામા અને દોઢ માસ લગી લગ્નોમાં ત્યાગ કરેલ છે.

[૧૪] જ્યાં પ્રતિષ્ઠામંડપ અને સભામંડપ હોય ત્યાંથી મૃત કલેવર પસાર ન કરાવવું. મનુષ્યનું મડદું અથવા જાનવરનું મૃત કલેવર મંડપ નીચેથી પસાર થાય તો અનિષ્ટ પરિણામ આવે છે.

[૧૫] પ્રતિષ્ઠા પ્રસંગે જે વેદિકા માટી અને ઇંટથી બાંધવામાં આવે છે, જેના પર શાન્તિસ્નાત્ર ભણાવાય છે, તે વેદિકા સામે કોઈ વેધ પડવો ન જોઇએ. જ્યાં વેધ પડે ત્યાં વેદિકા બાંધવી નહિ. વેધ વચ્ચે શાન્તિસ્નાત્ર ભણાવતા લાભને બદલે હાની થાય છે.

[૧૬] વેદિકા કાચી ઇંટો અને કાચી માટી વડે બાંધવી. મધ્યનાં પોલાણમાં કોરી (સુકી) માટી નાંખી સંપુટથી બંધ કરવી. અન્ય ગચ્છવાળા લીલી કાદવવાળી માટી ભરાવે છે, તે શાસ્ત્ર વિરૂદ્ધ છે. (કચ્છ-નાની ખાખરમાં પ્રતિષ્ઠા શ્રાવણ મહિને થતાં કાદવવાલી માટી વેદિકામાં અન્ય ગચ્છવાળાઓએ નાખી હતી, તેથી ઘણા જીવોની હાની,થયેલ.)

## ચૈત્ય-ભૂમિ-ગ્રહણવિધિ.

પ્રતિષ્ઠાના શુભ મુહૂર્ત્ત કેમ લેવાં ? તે ઉપર આપણે જોઈ ગયા. તેવી રીતે યોગ્યભૂમિનો સ્વીકાર વિધિપૂર્વક કરવો જાઇએ, કે જેથી તેમાં જિનગૃહ બાંધી શકાય. ખાતમુહૂર્ત્ત જ્યાં કરવાનું હોય, ત્યાં પ્રાસાદ કરાવનાર ગૃહસ્થ તથા સૂત્રધારે પ્રથમ સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રો પહેરી, અક્ષત મિશ્રિત વાસ, પુષ્પાદિ પૂજાપો લઇ ખાતની જગ્યા પર જવું. વાસ્તુપૂજાની રીતે પ્રથમ પુષ્પ, ધૂપ આદિ કરાવવું. પછી પંચરત્ન સહિત કુંભ સ્થાપિત કરાવવો. તે પછી પીળા સરસવના દાણા ભૂતબલિ મંત્રે મંત્રી ચારે દિશામાં ફેંકી ભૂતાદિ સત્ત્વને દૂર કરવા. દર્ભની મૂળી બનાવી સુવર્ણ-

જલ છટકાવવુ, તે પછી મગલી અને વાસમિશ્ર જલ બનાવી તે વડે ભૂમિ શુદ્ધ કરવી. તે પછી ઘરધણીના હાથમાં કુંભ રખાવી વાજતે-ગાજતે ચારે દિશા સન્મુખ નમસ્કાર-વિધિ કરાવવી, ત્યારબાદ જે ખુણામા ખીલી પ્રથમ બેસાડવાની હોય, ત્યાં જઇ ચાર ખીલી ખીજડાની પૂર્વે કરાવેલ હોય તેને અભિષેક અને ચદનપૂજા કરાવી પછી અગ્નિખૂણાથી ક્રમશ કોણા ( ખૂણાઓ ) મા દોરી સાથે ખીલીઓ ચાર પુરૂષ દ્વારા પકડાવવી. પછી ખીલી અને તે જોડ બાંધેલ દોરી સાથ જમીન પર ખીલી ઉભી રખાવી હથોડાથી ખીલીને જમીનમા બેસાડવી. પછી સોના-રૂપાના વરગ, દહિ, દુધ, હલદર વાટેલી, મોતીચૂર્ણ, અક્ષત એમ સાતે ચીજો ભેગી કરી તે વડે ત્રણ ધારાવઠી દેવરાવવી. તે પછી પૂર્વે જે કુભ (કળશ) લાવેલ હોય, તેને ચાર ખીલીથી જે જમીન બાંધેલ છે તેના મધ્યભાગે એક પાટલા પર કુભ મુકાવવો.

તેની બાજુમાં બીજો પાટલો મુકી તેના પર વાસ્તુ-પુરૂષનુ અષ્ટપ્રકારી પૂજાથી આહ્વાહન કરાવવુ. તે પછી નવ-ગ્રહ-શિલા-પૂજન કરાવવુ. આરતી-મગળદીપ કર્યા પછી જે જગ્યા પર ખાત કરવાનુ હોય તે ભૂમિને સ્નાન તથા સુગધી દ્રવ્યોથી પૂજન કરાવી જયણાપૂર્વક ખાત ભરાવવુ. ખાત=એક હાથ ઉંડા ચોરસ ખાડા મુહૂર્ત્ત સમયમા તૈયાર કરાવી રાખવો. એ ખાતમા મુહૂર્ત્ત વેળાએ પ્રથમ નવગ્ર-હવાળી શિલા મૂકી, પછી બાજુમાં અખડ દીવો ( ઘૃતપૂર્ણ આદીનો દીવો ) મુકવો. પછી સોના-રૂપા-ત્રાબાનાણુ યથા-શક્તિ એ ખાતમા ભરાવવુ. ચારે બાજુ ચણતર કરાવી પછી ઉપર બીજી શિલા મુકવી. એ શિલા વચ્ચે ચાંદીના

કૂર્મ (કાચબો) મુકાવવો. તેના પર સમુદ્રજલના કુલરવાળું કપડું આચ્છાદિત કરાવવું. બાજુમાં પંચામૃતની લોટી, છૂટા પુષ્પો, સુકો મેવો, દર્ભમૂળ બાજુમાં મુકાવવાં. પછી આરતી ઉતારી, લઘુશાન્તિ સ્તવન બોલી પછી ખાત પર વાસક્ષેપ નાખવો. કૂર્મ ઉપર બીજી શિલાનું દબાણ ન થાય તે માટે શિલ્પીને સૂચન કરવું.

ત્યારબાદ નન્દાદિ નવ શિલાઓ અનુક્રમે દિશા-દિશામાં સ્થાપન કરાવવી. શિલાનો ઢાળ જમીનનો ઢાળ જો પૂર્વ કે ઉત્તર તરફ જતો હોય તો તે બાજુ રાખવો. પણ દક્ષિણ અને પશ્ચિમ તરફ જમીનનો ઢાળ જતો હોય તો શિલાનો ઢાળ પૂર્વ તરફ રાખવો શ્રેષ્ઠ છે. દક્ષિણ અને પશ્ચિમ તરફના ઢાળવાળી શિલા અશુભ ગણાય છે.

આ પ્રમાણે ખાતમુહૂર્ત્ત સાધી પછી સૌભાગ્યવતી, કંકણધારી સ્ત્રીઓ દ્વારા જળ છોડાવવું. ખાડો પાણીથી ભરાઇ જાય તે વખતે ઉત્તમ ફૂલો અને અક્ષત નાખી વધાવી લેવું. પછી નીચે મુજબ પરીક્ષા કરવી.

ખાતનું પાણી દક્ષિણાવર્ત્ત (જમણી બાજુ આવર્ત્ત = ફરવાવાળું) થાય, પુષ્પ વગેરે જમણી બાજુ ફરતા દેખાય તો જિનમંદિર અને ગામ માટે ઉત્તમ શુકન જાણવા. એ જ પાણી વામાવર્ત્ત (અવળા ચકવાળું=ડાબી બાજુ ફરવા-વાળું) થાય તો અશુભ શુકન જાણવા, એટલે કે ગામ માટે સારું પરિણામ ન આવે. બન્ને પ્રકારમાંથી કાંઇપણ જોવા ન મળે તો મધ્યમ પ્રકારનું નિમિત્ત છે. કદાચ અશુભ નિમિત્ત મળે તો ફરી નવેસર શિલાન્યાસ શુભ મુહૂર્ત્તે કરાવવો. કચ્છમાં હમણાં મંજલ અને સાભરાઇ ગામમાં બીજીવાર (ફરીથી) શિલાન્યાસ થયેલ છે.

શિલાસ્થાપન થયા પછી તેને ચલાયમાન ન કરવી. જો તેમ કરવા જાય તો ઘરધણી અને શિલ્પી બને માટે અશુભ ફલ આપનાર બને છે.

## ચૈત્યદ્વાર-સ્થાપન-વિધિ

જિનમંદિર જે દિશા સામે હોય તે દિશાના દેવની પ્રથમ પૂજા કરવી. જેમકે પૂર્વમુખ દેરાસર હોય તો તેના દ્વારપાલ દેવ-ઇન્દ્ર અને ઇન્દ્રજય એમ બે દેવતા હોય છે, તેમની પ્રથમ પૂજા કરવી. જલપૂજા કરતી વખતે સાત ધાન્ય, પંચરત્ન, મંગલમાટી, કષાયછાલ, મૂલિકાચૂર્ણ, અષ્ટવર્ગચૂર્ણ, પંચગવ્ય, સુવર્ણરજ, તીર્થજળ આ પ્રમાણે નવ ચીજો જળમાં નાખી એક પાત્ર તૈયાર કરવું. એ જળવડે દ્વાર-શાખા (બારસાખ) ને મંત્રોચ્ચારપૂર્વક અભિષેક કરાવવો. પછી શુદ્ધ જલથી અભિષેક કરાવી, લુછી, લાલ વસ્ત્રથી ઢાંકી દેવુ. (જિનમંદિર કે રહેવાની જગ્યામાં બારસાખ નગ્ન અવસ્થામાં ક્યારે પણ બેસાડવો નહિ.)

ઉંબરા નીચે પંચરત્ન મુકવા. ચંદનના છાંટણા કરવાં. તીર્થજલ રેડી ભૂમિકા શુદ્ધ કરવી પછી દ્વારશાખા જમણી બાજુથી ઉભી કરવી. પછી રક્ષાપોટલી બાંધવી. રક્ષાપોટ-લીમાં શ્વેત સરસવ, વિષ્ણુકાન્તા, કમળ, સફેત તિલ, ગોગે-ચંદન, દુર્વા, પંચરત્ન પોટલી મળી સાત ચીજોની એક મૂળી બનાવી લેવી, તેને રક્ષાપોટલી કહેવાય છે. તે પછી ઘૃતનુ પાત્ર મંગાવી, તે ભૂતબલિ મંત્રે ત્રણવાર વાસક્ષેપ કરી તે પાત્ર જમને આપી પછી ચાપણો (ઉતરંગ) બેસાડવો.

## આંબલસારો બેસાડવાનો વિધિ

જિનમંદિરનું શિખર તૈયાર થયા પછી આંબલસારો બેસાડવામાં આવે છે. તે બેસાડતા પહેલાં આંબલસારામાં ઘૃત ( ઘી ) થી ભરેલ લોટો, તેમાં પંચરત્ન તથા રૂપામહોર નાંખી લોટાના મુખ ઉપર બેસે તેવું ઢાંકણું બેસાડી તેના ઉપર સોનાનો ઇંદ્ર પુરુષના આકારવાળો ( પ્રાસાદ પુરુષ ) બનાવવો. તે પ્રાસાદપુરુષના જમણા હાથમાં કમલનું ફૂલ, ડાબા હાથમાં ત્રણ પતાકાવાળો ધ્વજ, ડાબો હાથ છાતીના ભાગમાં અડકેલો અને ધ્વજ ખાંધે અડકેલો રાખવો. આ પ્રાસાદપુરુષ દેરાસરની ઉંચાઇના પ્રમાણમાં કરાવવો. જેમકે એક દેરાસર ૧૩/૨૦ તેર હાથ ને વીસ આંગળનું છે તો પ્રાસાદપુરુષ ૩।।૧ સાડાત્રણ આંગળ અને એક જવનો ઉંચો કરવો. એ મધ્યમ માન છે. તે ઇંટ-માટીથી જયાં શિખર બંધાય તેવા સ્થાને ઉપયોગમાં લેવો, પણ પત્થર-ચુનાથી જયાં મંદિર બંધાય ત્યાં એક હાથ પાછળ પુરુષનું અર્ધ આંગળનું માન રાખવું ઉત્તમ છે.

આ પ્રમાણે અગાઉથી સુવર્ણમય અથવા ચાંદીના પતરામાં કોતરણી કરાવેલ હોય તે પ્રાસાદપુરુષ ( ઇંદ્ર ) ની વિધિસર પૂજા કરવી, તે ઇંદ્રને માટે ચાંદીનો ઢોલીઓ ચાંદીના તારથી ભરેલો તે લોટા પર રાખી તેના પર રેશમની ગાદી, બાલીસ મુકી પછી ઇંદ્રને સ્થાપિત કરવા. શ્વેત વસ્ત્ર બાજુમાં મુકવું.

આ પ્રમાણે આંબલસારો બેસાડતી વખતે ઘૃતનો લોટો, સોનાનો ઇંદ્ર, ઢોલીઓ, ગાદી, તકીઆ મૂકી પૂજન કરાવી પછી બેસાડવામાં આવે છે. ( ઢોલીઓ હીરની દોરીથી અથવા રૂપાના તારથી ભરેલો હોવો જોઇએ. )

ખાત-શિલાપૂજન, દ્વારશાખાપૂજન. આંબલસારો બેસાડવાની પૂજનવિધિ આદિ વિધિ-વિધાનોને લગતું મંત્રો અને કાવ્યો સહિતનુ પુસ્તક છપાવવાની તૈયારી અમારા તરફથી થાય છે. હસ્તલિખિત પુસ્તકો જીર્ણ થવાથી તેના પરથી લખાણ ઉતારવામાં સમય લાગે છે. પુરુ લખાણ થઈ જતા પુસ્તકરૂપે છપાવવાની અમારી ઇચ્છા છે.

અચલગચ્છીય પ્રતિષ્ઠા વિધાન હજુ સુધી કોઈએ છપાવેલ નથી. દિન-પ્રતિદિન વિધિ-વિધાનોમા શાસ્ત્રોક્ત વિધાનો કરતા જુદા જ પ્રકારે વિધાનો ચાલી રહેલા જોવાય છે. એ ખેદનો વિષય છે.

અચલગચ્છ નામ ધરાવનાર શ્રાવક-શ્રાવિકાઓને તેમજ મુનિ મહારાજોને પોતાના ગચ્છ અંગેનુ સ્વાભિમાન નથી, તેથી જુદી જુદી જાતની રૂપરેખાઓનો પગપેસારો કેમ ન થવા પામે?

કચ્છ જેવા નાનકડા દેશમાં આજથી ૩૦૦-૪૦૦ વર્ષ પહેલાં શહેરો તેમ જ ગામડાઓમાં સોમપુરા શીલ્પી હતા. તેમની પાસે શીલ્પજ્ઞાન હતુ. દરેક ધર્મના નિયમો મુજબ મંદિરો બાંધી આપતા. પંદરમી સદીમા વીઝાણ ગામમાં શ્રી મહાદેવ રક્ષેશ્વરનુ મંદિર બંધાયેલ છે. તે મેરુપ્રભા હિસાબે બંધાયેલ છે. બે બે હીંચપર કોરણી, તેમજ અખંડ પત્થરની કોતરણીવાળુ ઇંદ્રતોરણ અદ્યાપિ કાયમ છે. રાણકપુરના આપણાં મંદિરો જેવું જ કોતરકામ થયુ છે. શિલ્પશાસ્ત્ર મુજબ કોઇપણ સ્થાને ભૂલ રહેવા પામી નથી.

ઓગણીશમી સદીમાં કોઠારા ગામમાં રાણકપુરના જિનમંદિરની નકલ જેવુ સુંદર મેરુપ્રભ દેરાસર વિશાલ

વિસ્તારવાળી જમીન કોઈપણ ગામમાં લેવાયેલ નથી. તેમજ શહેરો સિવાય ગામડાઓમાં મુખ્ય માર્ગો–એ રસ્તા ભાગ્યે જ મળતા હોય છે. લાંબા અનુભવ પછી હવે સમજાય છે, કે–

દેરાસર ગામની વસ્તીથી પૂર્વદિશા તરફ હોય તો ગામને માટે લાભકર્ત્તા થાય છે.

આપણે જોઈએ છીએ, કે–જે જે ગામોમાં મધ્યભાગમાં દેરાસરો થઈ ગયા છે, તેવા ગામોમાં દેરાસરની ચારે બાજુ ૫૦ થી ૧૦૦ ગજ લગી વસ્તીવાળા ઘરો નાબુદ થઈ ગયા છે. મારા અનુભવમાં ઘણા ગામોમાં દેરાસરને ફરતા જે વસ્તીવાળા ઘરો હતા, તે નિર્વંશ થઈ ગયાના દાખલા નજર સામે તરી રહ્યા છે. કેટલાક ગામોમાં વસ્તીવાળા મેડી–બંગલાના માલીકો નિર્ધન બનીને પરદેશ ચાલી ગયા છે. એટલે અનુભવથી જણાયું છે, કે–દેરાસર બાંધવું હોય તો વસ્તીથી દૂર અને સગવડ બની શકે તેમ હોય તો પૂર્વ-દિશા તરફ શુભદાયી બને છે.

જે ગામોમાં દેરાસરને ફરતો ગઢ બાંધેલ છે, દેરાસરની છાયા ગઢ બહાર જતી નથી, તેવા ગામોમાં પણ દેરાસરની ફરતી વસ્તી નાબુદ થઈ ગયેલ છે. આ અંગે થોડાક દાખલા આપું.

અબડાસા વિભાગમાં–સુથરી, સાંધાણ, કોઠારા, વરાડીઆ, સાહેરા, નલીઆ, જખૌ, હાલાપુર, સાભરાઈ, ડોણ, તેરા, આદિ ગામોમાં પડેલા જથ્થાબંધ વસ્તી હતી, તે ચાર–પાંચ દશકામાં રૂપાંતર બદલાઈ ગયું. બીજા પણ ઘણા ગામોમાં એ જ પરિસ્થિતિ થવા પામી છે. હવે એ ગામો ઊંચા આવે, ફરીથી વસ્તીની જમાવટ થાય, તે માટે તે તે ગામોના સ્થાનિક સંઘો, સારા જાણકાર સાધુ–મુનિરાજો પાસે

જઈ ઉન્નતિ થવાના માર્ગો શોધે છે. મુનિરાજો જવાબમાં સોમપુરા શીલ્પીઓને અને સારા ઇજનેરોને કચ્છ બોલાવી દેરાસર બતાવવાનુ અને શુ ભૂલ રહી ગયેલ છે, તે શોધાવવાનુ કહે છે. વળી કોઇક ગામના શ્રાવકો કે જેમને પોતાના ગચ્છનુ અભિમાન નથી તેઓ બીજા ગચ્છમાથી ક્રિયાકાંડ કરનારાઓને બોલાવી દેરાસરો બતાવે છે અને કહે છે કે-'અમારા ગામમા કુસપ પેઠો છે, પૂર્વે ધનાઢય હતા, હમણા પરિસ્થિતિ નબળી જોવાય છે, આનુ કારણ શુ તે જોઇ આપો' આવી રીતે બે હાથ જોડી વિનતિ કરે છે. ક્રિયાકારક તરફથી સઘને જવાબ મળે છે, કે-'દેરાસર અશુદ્ધ બધાયેલ છે, જમીન સુધી પાડી નવેસર બાંધવુ જોઇએ' કેટલાક ગામવાળાને શાન્તિસ્નાત્ર, અઢાર અભિષેક ભણાવવા સૂચના અપાય છે.

આ પ્રમાણે કચ્છમાં-અચલગચ્છીય શ્રાવકોમાં બુદ્ધિનું પ્રદર્શન થતુ જોવાય છે. ખરી રીતે અચલગચ્છીય સાધુ-સમાજમાં ફાટફૂટ હોય ખરી? અભ્યાસ ઓછો હોવાના કારણે જૈનસમાજને દોરવણી આપી શકતા નથી. જૈનસમાજમાંથી કોઇ અગ્રેસરો મુનિરાજોને પૂછે છે, કે-'અમારે પ્રતિષ્ઠા કરાવવી છે, શાન્તિશાત્ર ભણાવવુ છે, કોણ જાણકાર સારા છે? તેનો જવાબ મુનિરાજો કે આચાર્યો તુરત આપી દે છે, કે-કચ્છમાં કે અચલગચ્છમા કોઇ જાણકાર નથી, બહારમાં-તપાગચ્છમા ઘણાં શ્રાવકો જાણકાર છે, ત્યાથી બોલાવી લેવા સારા.'

આવા જવાબો આપણા ગચ્છના આચાર્યદેવો-પદવીધરો કહે ત્યારે તેઓએ પોતાના અચલગચ્છનુ અભિમાન શું રાખ્યુ? કહેવાનુ તાત્પર્ય એટલુ જ છે, કે-આજે કચ્છી

જૈનસમાજ કે સાધુ-મુનિરાજોને હવે સ્વ-ગચ્છાભિમાન જેવું કાંઇ રહ્યું નથી. જો આવી દશા હજુ ૧૦-૨૦ વર્ષ લંબાશે તો અચલગચ્છનું નામ-નિશાન રહેશે નહિ.

અચલગચ્છને ટકાવવો હોય, સ્વગચ્છને ઉંચે લાવવો હોય તો હજુ પણ સમય છે. સમાજના નવયુવાનોને બહાર પાડો. તેમને પંડિતની સગવડ આપી ભણાવો. અચલગચ્છની ક્રિયાઓ તથા વિધિ-વિધાનોનું માર્ગદર્શક શિક્ષણ આપો. પછી બીજા ગચ્છના ક્રિયાકારકોની જરૂર નહિ પડે.

પણ આજે તો પૈસા ખરચવા નથી, શિક્ષણ આપવું નથી અને ઉપરથી કહેવું છે, કે 'અચલગચ્છમાં કોઇ યતિ નથી, સાધુ નથી, પછી ક્રિયા કોણ કરાવે ?'

આજથી દોઢસો વર્ષ પહેલાં કચ્છમાં ૭૦૦ થી ૭૫૦ યતિઓ (ગોરજી) હતા. તેમાં ઘણા ગણી, મુનિ, પંન્યાસ, ઉપાધ્યાય, કવિ આદિ પદવીધર હતા. જ્યોતિષ, વ્યાકરણ આદિમાં નિપુણ હતા, પંડિત હતા, ક્રિયાકાંડમાં પારંગત હતા, શીલ્પજ્ઞાનમાં પૂર્ણ હતા.

આવા વિદ્વાનોમાંના એક શ્રી માનચંદ્રજી યતિજીએ જ્યોતિષ ગ્રંથ તેમજ ઉપયોગી ગણીત પંચાંગ રચેલ છે, હજુ હસ્તલિખિત ગ્રંથો ભંડારોમાં મોજુદ છે. તે સિવાય રાસો, ઢાળીયા, સ્તવનો, ચોવીશીઓ (ક્ષમાલાભ ચોવીશી, દેવચંદ્રજી ચોવીશી, નિતલાભ ચોવીશી) નાની મોટી પૂજાઓ, વગેરે અનેક કૃતિઓ બનાવી છે, એટલું જ નહિ પણ પ્રતિષ્ઠાસાર, પ્રતિષ્ઠાકલ્પ ઇત્યાદિના રચનારા પૂર્વજો યતિઓ હતા. એમની કૃતિઓ આજસુધી આપણને ડગલે ને પગલે ઉપયોગી થાય છે અને થશે.

અચલગચ્છને ધાર્મિક ક્રિયાઓમા તથા વ્યવહારમાં જે વસ્તુઓ જોઇએ છે, તે બધી વિદ્યમાન છે. છતાં તેને અંધારામાં રાખી બીજે શોધવા મથન કરીએ છીએ તે આપણી નબળાઇ અને આપસ-આપસના ઝગડાનુ પરિણામ છે. તો હવે એ નબળાઇને ખખેરી એકતા સાધી ગચ્છને ઉંચે લાવવા દરેક શ્રાવકો અને મુનિરાજો પ્રયત્ન કરે એવી હાર્દિક અભિલાષા સેવુ છુ.

---

# શીલ્પમાંથી વીણેલાં પુષ્પો

## માત્ર કચ્છમાં નવી બંધાતી જગ્યા માટે યાદ રાખવા યોગ્ય નિયમો

૧ નવી જગ્યા બધાતી વેળા ભૂમિ રાફડાવાલી તજવી.

૨ નવી જગ્યા માટે ખાતમુહૂર્ત શોધી લેવુ.

૩ ઘર શાખા-સ્થાપના વેળા મુહૂર્ત ચોકખુ લેવુ

૪ જે મકાનમાં પોતાની મેળે દરવાજા બંધ થઇ જાય, તે જગ્યામાં રહેનારને ધન અને પુત્રની હાનિ થાય છે.

૫ નવી જગ્યામાં આડસર (મોભ) મુહુર્ત લઇ બેસાડવુ, કોઇપણ જગ્યાનુ આડસર બોલે (અવાજ આપે) તે જગ્યામા રહેનાર ગૃહસ્થ દુખી થાય, નિર્ધન થાય છે, કલેશ વધે છે, આખરે નિર્વંશ થાય.

૬ જગ્યામાં રસોડું પ્રવેશ કરતાં ડાબું હોવું જોઇએ તો શુભ ગણાય, જમણી બાજુ રસોડ કરવાથી અન્ન-ધનમા ખામી આવે, ઘણા દાખલાઓમા અપુત્ર-યોગ જોવા મળ્યા છે.

૭ પાણીઆરા અને ચૂલા વચ્ચે રસ્તો રાખવો નહી એ નિર્વંશ જવાના એંધાણ છે.

૮ રહેવાની જગ્યા હોય તેનાં આડસરથી ઢાંકણી-ડેલીનું આડસર ઉંચે રહેવું ન જોઇએ, એથી સુખ-સમૃદ્ધિમાં હાનિ પહોંચે છે.

૯ જગ્યામાં બારી-બારણાં જે નાખવામાં આવે તેની સામે જવાબ રાખવો. જે જગ્યામાં જવાબ નથી હોતા તેવી જગ્યામાં રહેનાર સુખી થતો નથી.

૧૦ જગ્યાની પછીતમાં દરવાજો રાખવો નહી. જે જગ્યાઓમાં પછીતે દરવાજા છે, એવી જગ્યાઓના માલીકો નિર્ધન લા-ઓલાદ થાય છે.

૧૧ જગ્યાની અગીત-પછીતમાં ખાંચા-ખુણા મુકવા નહિ. એ ઘણા અશુદ્ધ છે. તેમ કરનાર નિર્વંશ ગયા છે, તેવા દાખલા સેંકડો મોજુદ છે.

૧૨ ઘર (જગ્યા)નાં ઉંબરા સામે પગથીઆ મુકવા નહિ તે સુખ-સંપત્તિનો વિનાશ કરે છે. બેઠકનાં રૂપાંતરવાળી જગ્યા માટે દોષ નથી.

૧૩ વાઘમુખી જમીન કે કંપાઉન્ડમાં જગ્યા ચણવી નહિં.

૧૪ દખણાદિ દિશામુખે પ્રવેશદ્વાર ડેલીનું કરવું નહિ, દક્ષિણ મુખની ડેલી હાલ જે જે ગામોમાં વિદ્યમાન છે, તેની દશાનું અવલોકન કરવાથી માહિતી સમજાઇ જશે.

૧૫ મકાન પ્રવેશ-ડેલી ઉપરે ભૂં બાંધવું નહિ. ભૂં બાંધેલ ડેલીવાલાનો જુનો ઇતિહાસ જુઓ. ૪૦ વર્ષમાં બરબાદી થઇ જાય છે.

૧૬ ડેલીની સામે અથવા રેણાકની જગ્યાની સામે બીજા કોઈ ગૃહસ્થની ભેણીનો કરો (જ ઘરો) પડતો હોય તો તે કરામાં ગણપતિ દેવની મૂર્તિ બેસાડી તેને દર વર્ષે દિવાળીએ સીંદુર લગાડવો. તો કરોયતીનો દોષ લાગતો નથી.

૧૭ રહેવાની જગ્યાના આંગણામા ક્ષીરવાલા કે કાંટાવાલા વૃક્ષો રોપવા નહિ, હોય તો કપાવી નાખવા. આબો, લીબુ, દાડમ, વડ, પીપળો, ઉંબરો બાવળ, ખેર ઈત્યાદિ વૃક્ષો અશુભ ગણાય છે.

૧૮ ઘરની પછીતે કે આંગણામાં પીપળાનુ વૃક્ષ હોય તેવા મકાનો શુન્યતા બતાવે છે. નિર્ધનતા થાય વશવૃદ્ધિ કરવા દેતા નથી.

૧૯ રેણાકની જગ્યા હોય તેની પછીત ઓળગી પાણીનુ બેહુ લાવવુ નહિ. જેની પછીતે પાણીમાર્ગ હોય છે, તેવા લોકો સુખી હોતા નથી.

૨૦ જેના મકાનના ચોગાનમા ચારે દિશાના નેવા રસ્તે પાણી પડે છે, તેવા મકાનો ડપ મા વર્ષ પછી ઉજ્જડ-શૂન્ય થાય છે. મતલબ કે રહેનાર ધણી ઉંચે આવી સુખે રહી શકતો નથી.

૨૧ કચ્છમા મેડી, બગલા બાંધવા એ નિર્ધન થવા અથવા વશવૃદ્ધિને અટકાવવારૂપ ગુન્હો છે. દાખલા જોવા હોય તો અબડાસા તાલુકાના ૧૫૦ ગામોની દશા-હાલત જોવાથી અનુભવ મળશે. બગલા બધાવનારા શ્રીમતોની ૨૫ થી ૩૫ વર્ષ પછીની હાલત માટે જુઓ. મારા ગામમા ૪૫ થી ૫૩ મેડીઓ બે માળની તથા ત્રણ માળની તથા ૧૦ થી ૧૨ બગલા છે. ૨૫ થી ૩૦ વર્ષમા આજે એ

મોલાતોને સંચરામણી કે વાઇટવોશ થતાં નથી. એટલું નહિ પણ દીવો કરનાર કોઇ નથી. આવી દશા અબડાસા આખામાં જોવા મળે છે. અપવાદ રૂપે એકાદ સેંકડા વચ્ચે જોવા મળે, એ જુદી વાત છે.

---

# સ્તોત્ર સંગ્રહ

## સંતિકરં સ્તવનમ્.

સંતિકરં સંતિજિણં, જગસરણં જયસિરીઇ દાયારં;
સમરામિ ભત્તપાલગ–નિવ્વાણીગરૂડકયસેવં. ૧

ૐ સ નમો વિપ્પોસહિ–પત્તાણં સંતિસામિપાયાણં;
ક્ષ્રૌં સ્વાહામંતેણં, સવ્વાસિવદુરિઅહરણાણં. ૨

ૐ સંતિનમુક્કારો, ખેલોસહિમાઇલદ્ધિપત્તાણં;
સૌં હ્રીં નમો સવ્વો–સહિપત્તાણં ચ દેઇ સિરિં. ૩

વાણી તિહુઅણસામિણિ,–સિરિદેવી જક્ખરાયગણિપિડગા;
ગહદિસિપાલસુરિંદા, સયા વિ રક્ખંતુ જિણભત્તે. ૪

રક્ખંતુ મમ રોહિણી, પન્નત્તી વજ્જસિંખલા ય સયા;
વજ્જંકુસિ ચક્કેસરિ, નરદત્તા કાલિ મહાકાલી. ૫

ગોરી તહ ગંધારી, મહજાલા માણવી અ વઇરૂટ્ટા;
અચ્છુત્તા માણસિયા, મહામાણસિયાઓ દેવીઓ. ૬

જક્ખા ગોમુહ મહજક્ખ, તિમુહ જક્ખેસ તુંબરૂ કુસુમો;
માયંગ–વિજય–અજિયા, બંભો મણુઓ સુરકુમારો. ૭

છમ્મુહ પયાલ કિન્નર, ગરૂલો ગંધવ્વ તહ ય જક્ખિંદા;
કૂબ્બર વરૂણો ભિઉડી, ગોમેહો પાસ માયંગો. ૮

દેવીઓ ચક્કેસરિ, અજિયા દુરિઆરિ કાલિ મહાકાલી,
અચ્ચુઅ-સતા જાલા, સુતારયા-સોય-સિરિવચ્છા. ૯

ચંડા વિજયંકુસિ, પન્નઇત્તિ નિવ્વાણિ અચ્ચુઆ ધરણી,
વઇરૂટ્ટછુત ગંધારિ, અંબ પઉમાવઇ સિદ્ધા. ૧૦

ઇઅ તિત્થરક્ખણરયા, અન્નેવિ સુરા સુરી ય ચઉહા વિ,
વંતરજોઇણિપમુહા, કુણંતુ રક્ખં સયા અમ્હં. ૧૧

એવં સુદિટ્ઠિ-સુરગણ-સહિઓ સંઘસ્સ સંતિજિણચંદો,
મજ્ઝ વિ કરેઉ રક્ખં, મુણિસુંદરસૂરિથુઅમહિમા. ૧૨

ઇઅ સંતિનાહ-સમ્મ-દિટ્ઠી-રક્ખં સરઇ તિકાલં જો;
સવ્વોવદ્દવરહિઓ, સ લહઇ સુહસંપયં પરમં. ૧૩

તવગચ્છગયણદિણયર-જુગવરસિરિસોમસુંદરગુરૂણં,
સુપસાયલદ્ધગણહર-વિજ્જાસિદ્ધિ ભણઇ સીસો. ૧૪

---

## તિજયપહુત્ત સ્તોત્રમ્.

તિજયપહુત્તપયાસય-અટ્ઠમહાપાડિહેરજુત્તાણં,
સમયક્ખિત્તઠિઆણં, સરેમિ ચક્કં જિણિંદાણં. ૧

પણવીસા ય અસીઆ, પનરસ પન્નાસ જિણવરસમૂહો,
નાસેઉ સયલદુરિઅં, ભવિઆણં ભત્તિજુત્તાણં. ૨

વીસા પણયાલા વિય, તીસા પન્નત્તરી જિણવરિંદા,
ગહભૂઅરક્ખસાઇણિ-ઘોરુવસગ્ગં પણાસંતુ. ૩

સત્તરિ પણતીસા વિય, સટ્ઠી પંચેવ જિણગણો એસો,
વાહિ-જલ-જલણ-હરિ-કરિ-ચોરારિમહાભયં હરઉ. ૪

પણપન્ના ય દસેવ ય, પન્નટ્ઠી તહ ય ચેવ ચાલીસા,
રક્ખંતુ મે સરીરં, દેવાસુરપણમિઆ સિદ્ધા. ૫

ॐ હરહુંહઃ સરસુંસઃ હરહુંહઃ તહ ય ચેવ સરસુંસઃ;
આલિહિયનામગબ્ભં, ચક્કં કિર સવ્વઓભદ્દં. ૬

ॐ રોહિણિ પન્નત્તિ, વજ્જસિંખલા તહ ય વજ્જઅંકુસિઆ;
ચક્કેસરિ નરદત્તા, કાલિ મહાકાલી તહ ગોરી. ૭

ગંધારિ મહજ્જાલા, માણવિ વઇરૂટ્ટ તહ ય અચ્છુત્તા;
માણસિ મહમાણસિઆ, વિજ્જાદેવીઓ રક્ખંતુ. ૮

પંચદસકમ્મભૂમિસુ. ઉપ્પન્નં સત્તરિ જિણાય સયં;
વિવિહરયણાઇવન્નો-વસોહિઅં હરઉ દુરિઆઇં. ૯

ચઉતીસઅઇસયજુઆ, અટ્ઠમહાપાડિહેરકયસોહા;
તિત્થયરા ગયમોહા, ઝાએઅવ્વા પયત્તેણં. ૧૦

ॐ વરકણયસંખવિદ્દુમ-મરગયઘણસન્નિહં વિગયમોહં;
સત્તરિસયં જિણાણં, સવ્વામર-પૂઇઅં વંદે ( સ્વાહા ). ૧૧

ॐ ભવણવઇ-વાણવંતર-જોઇસવાસી વિમાણવાસી અ;
જે કેવિ દુટ્ઠદેવા, તે સવ્વે ઉવસમંતુ મમ ( સ્વાહા. ) ૧૨

ચંદણ-કપ્પૂરેણં, ફલએ લિહિઊણ ખાલિઅં પીઅં;
એગંતરાઇ-ગહ-ભૂઅ-સાઇણિ-મુગ્ગં પણાસેઇ. ૧૩

ઇઅ સત્તરિસયં જંતં, સમ્મં મંતં દુવારિ પડિલિહિઅં;
દુરિઆરિવિજયવંતં, નિબ્ભંતં નિચ્ચમચ્ચેહ. ૧૪

---

## ભક્તામર સ્તોત્રમ્.

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા,—
સુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્;
સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા—
વાલંબનં ભવજલે પતતાં જનાનામ્. ૧

યં સંસ્તુતં સકલવાઙ્મયતત્ત્વબોધા—
દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈ,
સ્તોત્રૈર્જગત્રિતયચિત્તહરૈરુદારૈ,
સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્. ૨

બુદ્ધયા વિનાપિ વિબુધાર્ચિતપાદપીઠ!
સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોઽહમ્,
બાલં વિહાય જલસંસ્થિતમિન્દુબિંબ—
મન્યઃ ક ઈચ્છતિ જનઃ સહસા ગ્રહીતુમ્. ૩

વક્તું ગુણાન્ ગુણસમુદ્ર! શશાંકકાંતાન્,
કસ્તે ક્ષમઃ સુરગુરુપ્રતિમોઽપિ બુદ્ધયા,
કલ્પાંતકાલપવનોદ્ધતનક્રચક્રં,
કો વા તરીતુમલમંબુનિધિં ભુજાભ્યામ્. ૪

સોઽહં તથાપિ તવ ભક્તિવશાન્મુનીશ!
કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્તઃ,
પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેન્દ્રં,
નાભ્યેતિ કિં નિજશિશોઃ પરિપાલનાર્થમ્. ૫

અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ,
ત્વદ્ભક્તિરેવ મુખરીકુરુતે બલાન્મામ્;
યત્ કોકિલઃ કિલ મધૌ મધુરં વિરૌતિ,
તચ્ચારુચૂતકલિકાનિકરૈકહેતુ. ૬

ત્વત્સંસ્તવેન ભવસંતતિસન્નિબદ્ધં,
પાપં ક્ષણાત્ ક્ષયમુપૈતિ શરીરભાજામ્;
આક્રાંતલોકમલિનીલમશેષમાશુ,
સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્. ૭

મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદ-
મારભ્યતે તનુધિયાપિ તવ પ્રભાવાત્;
ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ,
મુક્તાફલદ્યુતિમુપૈતિ નનૂદબિંદુઃ. ૮

આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્તદોષં,
ત્વત્સંકથાપિ જગતાં દુરિતાનિ હન્તિ;
દૂરે સહસ્રકિરણઃ કુરુતે પ્રભૈવ,
પદ્માકરેષુ જલજાનિ વિકાશભાંજિ. ૯

નાત્યદ્ભૂતં ભુવનભૂષણભૂતનાથ!,
ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમભિષ્ટુવન્તઃ;
તુલ્યા ભવન્તિ ભવતો નનુ તેન કિંવા,
ભૂત્યાશ્રિતં ય ઈહ નાત્મસમં કરોતિ. ૧૦

દૃષ્ટ્વા ભવન્તમનિમેષવિલોકનીયં,
નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુઃ;
પીત્વા પયઃ શશિકરદ્યુતિદુગ્ધસિન્ધોઃ;
ક્ષારં જલં જલનિધેરશિતું ક ઈચ્છેત્. ૧૧

યૈઃ શાંતરાગરુચિભિઃ પરમાણુભિસ્ત્વં,
નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત!;
તાવંત એવ ખલુ તેડપ્યણવઃ પૃથિવ્યાં,
યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ. ૧૨

વક્ત્રં ક્વ તે સુર-નરોરગ-નેત્રહારિ,
નિઃશેષનિર્જિતજગત્ત્રિતયોપમાનમ્;
બિંબં કલંકમલિનં ક્વ નિશાકરસ્ય?
યદ્ વાસરે ભવતિ પાંડુપલાશકલ્પમ્. ૧૩

સંપૂર્ણમંડલશશાંકકલાકલાપ-
શુભ્રા ગુણાસ્ત્રિભુવનં તવ લંઘયન્તિ,
યે સંશ્રિતાસ્ત્રિજગદીશ્વરનાથમેકં,
કસ્તાન્નિવારયતિ સંચરતો યથેષ્ટમ્. ૧૪

ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાગનાભિ-
ર્નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્,
કલ્પાતકાલમરુતા ચલિતાચલેન,
કિં મંદરાદ્રિશિખરં ચલિતં કદાચિત્ ? ૧૫

નિર્ધૂમવર્તિરપવર્જિતતૈલપૂરઃ,
કૃત્સ્નં જગત્ત્રયમિદં પ્રકટીકરોષિ,
ગમ્યો ન જાતુ મરુતાં ચલિતાચલાનાં,
દીપોઽપરસ્ત્વમસિ નાથ ! જગત્પ્રકાશ. ૧૬

નાસ્તં કદાચિદુપયાસિ ન રાહુગમ્ય,
સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગંતિ,
નાંભોધરોદરનિરુદ્ધમહાપ્રભાવ,
સૂર્યાતિશાયિમહિમાસિ મુનીન્દ્ર ! લોકે. ૧૭

નિત્યોદયં દલિતમોહમહાન્ધકારં,
ગમ્યં ન રાહુવદનસ્ય ન વારિદાનામ્,
વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાંતિ-
વિદ્યોતયજ્જગદપૂર્વશશાંકબિંબમ્. ૧૮

કિં શર્વરીષુ શશિનાહ્નિ વિવસ્વતા વા,
યુષ્મન્મુખેન્દુદલિતેષુ તમસ્સુ નાથ !,
નિષ્પન્નશાલિવનશાલિનિ જીવલોકે,
કાર્યં કિયજ્જલધરૈર્જલભારનમ્રૈ. ૧૯

જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં,
નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ;
તેજ: સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્ત્વં,
નૈવં તુ કાચશકલે કિરણાકુલેડપિ. ૨૦

મન્યે વરં હરિહરાદય એવ દૃષ્ટા,
દૃષ્ટેષુ યેષુ હૃદયં ત્વયિ તોષમેતિ;
કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્ય:,
કશ્ચિન્મનો હરતિ નાથ! ભવાંતરેડપિ. ૨૧

સ્ત્રીણાં શતાનિ શતશો જનયન્તિ પુત્રાન્,
નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસૂતા;
સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં,
પ્રાચ્યેવ દિગ્ જનયતિ સ્ફુરદંશુજાલમ્. ૨૨

ત્વામામનન્તિ મુનય: પરમં પુમાંસ-
માદિત્યવર્ણમમલં તમસ: પરસ્તાત્;
ત્વામેવ સમ્યગુપલભ્ય જયન્તિ મૃત્યું,
નાન્ય: શિવ: શિવપદસ્ય મુનીંદ્ર! પન્થા:. ૨૩

ત્વામવ્યયં વિભુમચિંત્યમસંખ્યમાદ્યં,
બ્રહ્માણમીશ્વરમનંતમનંગકેતુમ્;
યોગીશ્વરં વિદિતયોગમનેકમેકં,
જ્ઞાનસ્વરૂપમમલં પ્રવદન્તિ સન્ત:. ૨૪

બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિતબુદ્ધિબોધાત્,
ત્વં શંકરોડસિ ભુવનત્રયશંકરત્વાત્;
ધાતાસિ ધીર! શિવમાર્ગવિધેર્વિધાનાત્,
વ્યક્તં ત્વમેવ ભગવન્! પુરુષોત્તમોડસિ. ૨૫

તુભ્ય નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ !
તુભ્ય નમ. ક્ષિતિતલામલભૂષણાય,
તુભ્ય નમસ્ત્રિજગત પરમેશ્વરાય,
તુભ્ય નમો જિન ! ભવોદધિશોષણાય. ૨૬

કો વિસ્મયોઽત્ર યદિ નામ ગુણૈરશેષૈ-
સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ !
દોષૈરુપાત્તવિવિધાશ્રયજાતગર્વૈ,
સ્વપ્નાન્તરેઽપિ ન કદાચિદપીક્ષિતોઽસિ. ૨૭

ઉચ્ચૈરશોકતરુસંશ્રિતમુન્મયૂખ-
માભાતિ રૂપમમલં ભવતો નિતાન્તમ્,
સ્પષ્ટોલ્લસત્કિરણમસ્તતમોવિતાન,
બિમ્બં રવેરિવ પયોધરપાર્શ્વવર્તિ. ૨૮

સિંહાસને મણિમયૂખશિખાવિચિત્રે,
વિભ્રાજતે તવ વપુ કનકાવદાતમ્;
બિમ્બં વિયદ્વિલસદંશુલતાવિતાનં,
તુઙ્ગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મે ૨૯

કુન્દાવદાત-ચલચામરચારુશોભં,
વિભ્રાજતે તવ વપુઃ કલધૌતકાન્તમ્,
ઉદ્યચ્છશાઙ્કશુચિનિર્ઝરવારિધાર-
મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌમ્ભમ્. ૩૦

છત્રત્રયં તવ વિભાતિ શશાઙ્કકાન્ત-
મુચ્ચૈ સ્થિતં સ્થગિતભાનુકરપ્રતાપમ્,
મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભં,
પ્રખ્યાપયત્ત્રિજગત પરમેશ્વરત્વમ્. ૩૧

ઉન્નિદ્રહેમનવપંકજપુંજકાંતિ-
પર્યુલ્લસન્નખમયૂખશિખાભિરામૌ;
પાદૌ પદાનિ તવ યત્ર જિનેંદ્ર! ધત્ત:,
પદ્માનિ તત્ર વિબુધા: પરિકલ્પયન્તિ. ૩૨

ઇત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેંદ્ર!
ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય;
યાદૃક્ પ્રભા દિનકૃત: પ્રહતાંધકારા,
તાદૃક્ કુતો ગ્રહગણસ્ય વિકાશિનોઽપિ. ૩૩

શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ-
મત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્;
ઐરાવતાભમિભમુદ્ધતમાપતન્તં,
દૃષ્ટ્વા ભયં ભવતિ નો ભવદાશ્રિતાનામ્. ૩૪

ભિન્નેભકુંભગલદુજ્જ્વલશોણિતાક્ત-
મુક્તાફલપ્રકરભૂષિતભૂમિભાગ:;
બદ્ધક્રમ: ક્રમગતં હરિણાધિપોઽપિ,
નાક્રામતિ ક્રમયુગાચલસંશ્રિતં તે. ૩૫

કલ્પાંતકાલપવનોદ્ધતવહ્નિકલ્પં,
દાવાનલં જ્વલિતમુજ્જ્વલમુત્સ્ફુલિંગમ્;
વિશ્વં જિઘત્સુમિવ સંમુખમાપતંતં,
ત્વન્નામકીર્તનજલં શમયત્યશેષમ્. ૩૬

રક્તેક્ષણં સમદકોકિલકંઠનીલં,
ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતંતમ્;
આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક-
સ્ત્વન્નામનાગદમની હૃદિ યસ્ય પુંસ:. ૩૭

વલ્ગત્તુરગગજગર્જિતભીમનાદ-
માજૌ બલં બલવતામપિ ભૂપતીનામ્;
ઉદ્યદ્દિવાકરમયૂખશિખાપવિદ્ધં,
ત્વત્કીર્ત્તનાત્તમ ઇવાશુ ભિદામુપૈતિ. ૩૮

કુન્તાગ્રભિન્નગજશોણિતવારિવાહ-
વેગાવતારતરણાતુરયોધભીમે,
યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા,-
સ્ત્વત્પાદપંકજવનાશ્રયિણો લભન્તે. ૩૯

અમ્ભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર-
પાઠીન-પીઠભયદોલ્બણવાડવાગ્નૌ,
રંગત્તરંગશિખરસ્થિતયાનપાત્રા-
સ્ત્રાસં વિહાય ભવતઃ સ્મરણાદ્ વ્રજન્તિ. ૪૦

ઉદ્દ્ભૂતભીષણજલોદરભારભુગ્ના,
શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશા,
ત્વત્પાદપંકજરજોઽમૃતદિગ્ધદેહા,
મર્ત્યા ભવન્તિ મકરધ્વજતુલ્યરૂપા. ૪૧

આપાદકંઠમુરુશૃંખલવેષ્ટિતાંગા,
ગાઢં બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજંઘા,
ત્વન્નામમંત્રમનિશં મનુજાઃ સ્મરન્તઃ,
સદ્યઃ સ્વયં વિગતબંધભયા ભવન્તિ. ૪૨

મત્તદ્વિપેન્દ્રમૃગરાજદવાનલાહિ-
સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્,
તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ,
યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે. ૪૩

સ્તોત્રસ્રજં તવ જિનેન્દ્ર! ગુણૈર્નિબદ્ધાં,
ભક્ત્યા મયા રુચિરવર્ણવિચિત્રપુષ્પામ્;
ધત્તે જનો ય ઇહ કંઠગતામજસ્રં,
તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મીઃ. ૪૪

---

## શ્રી કલ્યાણમંદિર-સ્તોત્રમ્.

॥ वसन्ततिलका वृत्तम् ॥

કલ્યાણમંદિરસુદારમવદ્યભેદિ,
ભીતાભયપ્રદમનિંદિતમંઘ્રિપદ્મમ્;
સંસારસાગરનિમજ્જદશેષજંતુ-
પોતાયમાનમભિનમ્ય જિનેશ્વરસ્ય. ૧

યસ્ય સ્વયં સુરગુરુર્ગરિમાંબુરાશેઃ;
સ્તોત્રં સુવિસ્તૃતમતિર્ન વિભુર્વિધાતુમ્;
તીર્થેશ્વરસ્ય કમઠસ્મયધૂમકેતો-
સ્તસ્યાહમેષ કિલ સંસ્તવનં કરિષ્યે. ૨

સામાન્યતોઽપિ તવ વર્ણયિતું સ્વરૂપ-
મસ્માદૃશાઃ કથમધીશ! ભવંત્યધીશાઃ;
ધૃષ્ટોઽપિ કૌશિકશિશુર્યદિ વા દિવાંધો,
રૂપં પ્રરૂપયતિ કિં કિલ ઘર્મરશ્મેઃ? ૩

મોહક્ષયાદનુભવન્નપિ નાથ મર્ત્યો,
નૂનં ગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત;
કલ્પાંતવાંતપયસઃ પ્રકટોઽપિ યસ્માન્,
મીયેત કેન જલધેર્નનુ રત્નરાશિઃ. ૪

અભ્યુદ્યતોઽસ્મિ તવ નાથ! જડાશયોઽપિ,
કર્તું સ્તવં લસદસંખ્યગુણાકરસ્ય;

બાલોડપિ કિં ન નિજબાહુયુગં વિતત્ય,
વિસ્તીર્ણતાં કથયતિ સ્વધિયાંબુરાશેઃ. ૫

યે યોગિનામપિ ન યાતિ ગુણાસ્તવેશ !
વક્તું કથં ભવતિ તેષુ મમાવકાશઃ;
જાતા તદેવમસમીક્ષિતકારિતેયં,
જલ્પન્તિ વા નિજગિરા નનુ પક્ષિણોડપિ. ૬

આસ્તામચિન્ત્યમહિમા જિન સંસ્તવસ્તે,
નામાપિ પાતિ ભવતો ભવતો જગન્તિ,
તીવ્રાતપોપહતપાંથજનાન્નિદાઘે,
પ્રીણાતિ પદ્મસરસઃ સરસોડનિલોડપિ. ૭

હૃદ્વર્તિનિ ત્વયિ વિભો ! શિથિલીભવન્તિ,
જન્તો ક્ષણેન નિબિડા અપિ કર્મબંધાઃ,
સદ્યો ભુજંગમમયા ઇવ મધ્યભાગ-
મભ્યાગતે વનશિખંડિનિ ચંદનસ્ય. ૭

મુચ્યંત એવ મનુજાઃ સહસા જિનેન્દ્ર !,
રૌદ્રૈરુપદ્રવશતૈસ્ત્વયિ વીક્ષિતેડપિ,
ગોસ્વામિનિ સ્ફુરિતતેજસિ દૃષ્ટમાત્રે,
ચૌરૈરિવાશુ પશવઃ પ્રપલાયમાનૈઃ. ૯

ત્વં તારકો જિન ! કથં ભવિનાં ત એવ,
ત્વામુદ્વહંતિ હૃદયેન યદુત્તરંતઃ,
યદ્વા દૃતિસ્તરતિ યજ્જલમેષ નૂન-
મન્તર્ગતસ્ય મરુતઃ સ કિલાનુભાવઃ. ૧૦

યસ્મિન્ હરપ્રભૃતયોડપિ હતપ્રભાવા;
સોડપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃ ક્ષણેન,

વિધ્યાપિતા હુતભુજઃ પયસાઽથ યેન,
પીતં ન કિં તદપિ દુર્ધરવાડવેન. ૧૧

સ્વામિન્નનલ્પગરિમાણમપિ પ્રપન્ના-
સ્ત્વાં જંતવઃ કથમહો હૃદયે દધાનાઃ;
જન્મોદધિં લઘુ તરંત્યતિલાઘવેન,
ચિંત્યો ન હંત મહતાં યદિ વા પ્રભાવઃ. ૧૨

ક્રોધસ્ત્વયા યદિ વિભો! પ્રથમં નિરસ્તો,
ધ્વસ્તાસ્તદા બત કથં કિલ કર્મચૌરાઃ;
પ્લોષત્યમુત્ર યદિ વા શિશિરાપિ લોકે,
નીલદ્રુમાણિ વિપિનાનિ ન કિં હિમાની? ૧૩

ત્વાં યોગિનો જિન! સદા પરમાત્મરૂપ-
મન્વેષયંતિ હૃદયાંબુજકોશદેશે;
પૂતસ્ય નિર્મલરુચેર્યદિ વા કિમન્ય-
દક્ષસ્ય સંભવિ પદં નનુ કર્ણિકાયાઃ. ૧૪

ધ્યાનાજ્જિનેશ! ભવતો ભવિનઃ ક્ષણેન,
દેહં વિહાય પરમાત્મદશાં વ્રજંતિ;
તીવ્રાનલાદુપલભાવમપાસ્ય લોકે,
ચામીકરત્વમચિરાદિવ ધાતુભેદાઃ. ૧૫

અંતઃ સદૈવ જિન યસ્ય વિભાવ્યસે ત્વં,
ભવ્યૈઃ કથં તદપિ નાશયસે શરીરમ્;
એતત્સ્વરૂપમથ મધ્યવિવર્તિનો હિ,
યદ્વિગ્રહં પ્રશમયંતિ મહાનુભાવાઃ. ૧૬

આત્મા મનીષિભિરયં ત્વદભેદબુદ્ધયા,
ધ્યાતો જિનેંદ્ર! ભવતીહ ભવત્પ્રભાવઃ;

પાનીયમપ્યમૃતમિત્યનુચિંત્યમાન,
કિં નામ નો વિષવિકારમપાકરોતિ. ૧૭

ત્વામેવ વીતતમસં પરવાદિનોડપિ,
નૂનં વિભો ! હરિહરાદિધિયા પ્રપન્ના ;
કિં કાચકામલિભિરીશ સિતોડપિ શંખો,
નો ગૃહ્યતે વિવિધવર્ણવિપર્યયેણ. ૧૮

ધર્મોપદેશસમયે સવિધાનુભાવા-
દાસ્તાં જનો ભવતિ તે તરુરપ્યશોકઃ;
અભ્યુદ્ગતે દિનપતૌ સમહીરુહોડપિ,
કિં વા વિબોધમુપયાતિ ન જીવલોક ? ૧૯

ચિત્રં વિભો ! કથમવાઙ્મુખવૃંતમેવ,
વિષ્વક્ પતત્યવિરલા સુરપુષ્પવૃષ્ટિ,
ત્વદ્ગોચરે સુમનસાં યદિ વા મુનીશ !
ગચ્છંતિ નૂનમધ એવ હિ બંધનાનિ. ૨૦

સ્થાને ગભીરહૃદયોદધિસંભવાયાઃ,
પીયૂષતાં તવ ગિરઃ સમુદીરયંતિ,
પીત્વા યતઃ પરમસંમદસંગભાજો,
ભવ્યા વ્રજંતિ તરસાપ્યજરામરત્વમ્. ૨૧

સ્વામિન્ ! સુદૂરમવનમ્ય સમુત્પતંતો,
મન્યે વદંતિ શુચયઃ સુરચામરૌઘાઃ;
યેડસ્મૈ નતિં વિદધતે મુનિપુંગવાય,
તે નૂનમૂર્ધ્વગતયઃ ખલુ શુદ્ધભાવાઃ. ૨૨

શ્યામં ગભીરગિરમુજ્જવલહેમરત્ન-
સિંહાસનસ્થમિહ ભવ્યશિખંડિનસ્ત્વામ્,

આલોકયંતિ રભસેન નદંતમુચ્ચૈ—
ศ્ચામીકરાદ્રિશિરસીવ નવાંબુવાહમ્. ૨૩

ઉદ્ગચ્છતા તવ શિતિદ્યુતિ-મંડલેન,
લુપ્તચ્છદચ્છવિરશોકતરુર્બભૂવ;
સાન્નિધ્યતોઽપિ યદિ વા તવ વીતરાગ !,
નીરાગતાં વ્રજતિ કો ન સચેતનોઽપિ. ૨૪

ભો ભો પ્રમાદમવધૂય ભજધ્વમેન—
માગત્ય નિર્વૃતિપુરીં પ્રતિ સાર્થવાહમ્;
એતન્નિવેદયતિ દેવ! જગત્ત્રયાય,
મન્યે નદન્નભિનભઃ સુરદુંદુભિસ્તે. ૨૫

ઉદ્યોતિતેષુ ભવતા ભુવનેષુ નાથ !,
તારાન્વિતો વિધુરયં વિહતાધિકારઃ;
મુક્તાકલાપકલિતોચ્છ્વસિતાતપત્ર—
વ્યાજાત્ત્રિધા ધૃતતનુર્ધ્રુવમભ્યુપેતઃ. ૨૬

સ્વેન પ્રપૂરિતજગત્ત્રયપિંડિતેન,
કાંતિપ્રતાપયશસામિવ સંચયેન;
માણિક્યહેમરજતપ્રવિનિર્મિતેન,
સાલત્રયેણ ભગવન્નભિતો વિભાસિ. ૨૭

દિવ્યસ્રજો જિન! નમત્ત્રિદશાધિપાના—
મુત્સૃજ્ય રત્નરચિતાનપિ મૌલિબંધાન્;
પાદૌ શ્રયંતિ ભવતો યદિ વા પરત્ર,
ત્વત્સંગમે સુમનસો ન રમંત એવ. ૨૮

ત્વં નાથ જન્મજલધેર્વિપરાઙ્મુખોઽપિ,
યત્તારયસ્યસુમતો નિજપૃષ્ઠલગ્નાન્;

યુક્ત હિ પાર્થિવનિપસ્ય સતસ્તવૈવ,
ચિત્ર વિભો ! યદસિ કર્મવિપાકશૂન્ય. ૨૯

વિશ્વેશ્વરોઽપિ જનપાલક ! દુર્ગતસ્ત્વ,
કિં વાક્ષરપ્રકૃતિરપ્યલિપિસ્ત્વમીશ !
અજ્ઞાનવત્યપિ સદૈવ કથચિદેવ,
જ્ઞાન ત્વયિ સ્ફુરતિ વિશ્વવિકાશહેતુ. ૩૦

પ્રાગ્ભારસભૃતનભાસિ રજાસિ રોષા—
દુત્થાપિતાનિ કમઠેન શઠેન યાનિ;
છાયાપિ તૈસ્તવ ન નાથ ! હતા હતારો,
ગ્રસ્તસ્ત્વમીભિરયમેવ પર દુરાત્મા. ૩૧

યદ્ ગર્જદૂર્જિતઘનૌઘમદભ્રભીમ,
ભ્રશ્યત્તડિન્મુસલમાસલઘોરધારમ્,
દૈત્યેન મુક્તમથ દુસ્તરવારિ દધ્રે,
તેનૈવ તસ્ય જિન ! દુસ્તરવારિકૃત્યમ્. ૩૨

ધ્વસ્તોર્ધ્વકેશવિકૃતાકૃતિમર્ત્યમુડ—
પ્રાલમ્બભૃદ્ ભયદવક્ત્રવિનિર્યદગ્નિ;
પ્રેતવ્રજ પ્રતિ ભવતમપીરિતો ય,
સોઽસ્યાભવત્ પ્રતિભવ ભવદુ ખહેતુ. ૩૩

ધન્યાસ્ત એવ ભુવનાધિપ ! યે ત્રિસધ્ય-
મારાધયતિ વિધિવદ્વિધુતાન્યકૃત્યા,
ભક્ત્યોલ્લસત્પુલકપક્ષ્મલદેહદેશા,
પાદદ્વય તવ વિભો ! ભુવિ જન્મભાજ. ૩૪

અસ્મિન્નપારભવવારિનિધૌ મુનીશ !,
મન્યે ન મે શ્રવણગોચરતાં ગતોઽસિ,

આકર્ણિતે તુ તવ ગોત્રપવિત્રમંત્રે,
કિં વા વિપદ્વિષધરી સવિધં સમેતિ ? ૩૫

જન્માંતરેઽપિ તવ પાદયુગં ન દેવ !
મન્યે મયા મહિતમીહિતદાનદક્ષમ્ ;
તેનેહ જન્મનિ મુનીશ ! પરાભવાનાં,
જાતો નિકેતનમહં મથિતાશયાનામ્. ૩૬

નૂનં ન મોહતિમિરાવૃતલોચનેન,
પૂર્વં વિભો ! સકૃદપિ પ્રવિલોકિતોઽસિ;
મર્માવિધો વિધુરયંતિ હિ મામનર્થાઃ,
પ્રોદ્યત્પ્રબંધગતયઃ કથમન્યથૈતે. ૩૭

આકર્ણિતોઽપિ મહિતોઽપિ નિરીક્ષિતોઽપિ,
નૂનં ન ચેતસિ મયા વિધૃતોઽસિ ભક્ત્યા,
જાતોઽસ્મિ તેન જનબાંધવ ! દુઃખપાત્રં,
યસ્માત્ ક્રિયાઃ પ્રતિફલન્તિ ન ભાવશૂન્યાઃ. ૩૮

ત્વં નાથ ! દુઃખિજનવત્સલ ! હે શરણ્ય !,
કારુણ્યપુણ્યવસતે ! વશિનાં વરેણ્ય !;
ભક્ત્યા નતે મયિ મહેશ ! દયાં વિધાય,
દુઃખાંકુરોદ્દલનતત્પરતાં વિધેહિ. ૩૯

નિઃસંખ્યસારશરણં શરણં શરણ્ય-
માસાદ્ય સાદિતરિપુપ્રથિતાવદાતમ્ ;
ત્વત્પાદપંકજમપિ પ્રણિધાનવંધ્યો,
વધ્યોઽસ્મિ ચેદ્ ભુવનપાવન ! હા હતોઽસ્મિ. ૪૦

દેવેંદ્રવંદ્ય ! વિદિતાખિલવસ્તુસાર !
સંસારતારક ! વિભો ! ભુવનાધિનાથ !;

ત્રાયસ્વ દેવ! કરુણાહ્રદ ! માં પુનીહિ,
સીદન્તમદ્ય ભયદવ્યસનામ્બુરાશેઃ. ૪૧

યદ્યસ્તિ નાથ! ભવદઙ્ઘ્રિસરોરુહાણાં,
ભક્તેઃ ફલં કિમપિ સન્તતિસંચિતાયાઃ,
તન્મે ત્વદેકશરણસ્ય શરણ્ય ! ભૂયાઃ,
સ્વામી ત્વમેવ ભુવનેઽત્ર ભવાન્તરેઽપિ. ૪૨

ઇત્થં સમાહિતધિયો વિધિવજ્જિનેન્દ્ર !
સાન્દ્રોલ્લસત્પુલકકઞ્ચુકિતાઙ્ગભાગાઃ,
ત્વદ્બિમ્બનિર્મલમુખામ્બુજબદ્ધલક્ષ્યા,
યે સંસ્તવં તવ વિભો ! રચયન્તિ ભવ્યાઃ. ૪૩

જનનયનકુમુદચન્દ્ર !
પ્રભાસ્વરાઃ સ્વર્ગસમ્પદો ભુક્ત્વા;
તે વિગલિતમલનિચયા,
અચિરાન્મોક્ષં પ્રપદ્યન્તે. ( યુગ્મમ્ ) ૪૪

---

અનેકમંત્રગર્ભિત-પરમપ્રભાવક

## શ્રી પાર્શ્વનાથ-ઉવસગ્ગહર સ્તોત્રમ્.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં,
વિસહરવિસનિન્નાસં, મંગલ-કલ્લાણ-આવાસં. ૧

વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ,
તસ્સ ગહ રોગમારી, દુટ્ઠજરા જંતિ ઉવસામં. ૨

ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુફલો હોઇ,
નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખદોગચ્ચં. ૩

ૐ અમરતરુકામધેણુચિંતામણિકામકુંભમાઇયા;
સિરિપાસનાહસેવાગ્ગહાણ સવ્વે વિ દાસત્તં. ૪

ૐ હ્રીઁ શ્રીઁ ઐઁ ૐ તુહ દંસણેણ સામિય;
પણાસેઇ રોગસોગદોહગ્ગં;
કપ્પતરુમિવ જાયઇ ૐ તુહ દંસણેણ સવ્વફલહેઉ
સ્વાહા. ૫

ૐ હ્રીં નમિઊણ [ પાઠાન્તરમ્-" પણવસહિયં
માયા " ] વિગ્ઘણાસયમાયાબીએણ ધરણનાગિંદં;
સિરિકામરાજકલિયં પાસજિણિંદં નમંસામિ. ૬

ૐ હ્રીં ક્લીં સિરિપાસવિસહરવિજ્જામંતેણ ઝાણ ઝાએજ્જા;
ધરણપઉમાવઇદેવી ૐ હ્રીં ક્ષ્મ્લ્વ્યૂઁ સ્વાહા. ૭

ૐ જયઉ ધરણિંદપઉમાવઇય નાગિણી વિજ્જા;
વિમલજ્ઝાણસહિયો, ૐ હ્રીં ક્ષ્મ્લ્વ્યૂઁ સ્વાહા. ૮

ૐ થુણામિ પાસં ૐ હ્રીં પણમામિ પરમભત્તીએ;
અટ્ઠક્ખરધરણેંદો પઉમાવઇ પયડિયાકીત્તી. ૯

જસ્સ પયકમલમજ્ઝે સયા વસઇ પઉમાવઇ ય ધરણિંદો;
તસ્સ નામેણ સયલં વિસહરવિસં નાસેઇ. ૧૦

તુહ સમ્મત્તે લદ્ધે ચિંતામણિકપ્પપાયવબ્ભહિએ;
પાવંતિ અવિગ્ઘેણં જીવા અયરામરં ઠાણં. ૧૧

ૐ નટ્ઠટ્ઠમયટ્ઠાણે પણટ્ઠકમ્મટ્ઠનટ્ઠસંસારે;
પરમટ્ઠનિટ્ઠિઅટ્ઠે અટ્ઠગુણાધીસરં વંદે ૧૨

ઇઅ સંથુઓ મહાયસ ! ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ;
તા દેવ ! દિજ્જ બોહિં ભવે ભવે પાસ જિણચંદ ! ૧૩

તુહ નામસુદ્ધમંત સમ્મં જો જવઈ સુદ્ધભાવેણ;
સો અયરામરઠાણ પાવઈ ન ય દોગ્ગઈ દુક્ખ વા. ૧૪

ૐ પંડુભગંદરદાહ કાસ સાસ ચ સૂલમાઇણિ,
પાસપહુપભાવેણ નાસંતિ સયલરોગાઇ. ૧૫

ૐ વિસહરદાવાનલ-સાઇણિવેયાલ-મારિ-આયંકા,
સિરિનીલકંઠપાસસ્સ સમરણમિત્તેણ નાસંતિ. ૧૬

પન્નાસ ગોપીઠાકુરગ્ગહદંસણ ભય કાયે,
આવી ન હુંતિ એએ તહવી તિસંઝ ગુણિજ્જાસુ. ૧૭

પીડજંતભગંદર ખા-સસાસસૂલતહનિવ્વાહ,
સિરિસામલપાસમહંત નામ પઊર પઊલેણ. ૧૮

ૐ હ્રીં શ્રીં પાસધરણ સંજુત્ત "વિસહર વિજ્જં
જવેઇ સુદ્ધમણેણ" પાવેઇ ઇચ્છિયસુહ ૐ હ્રીં શ્રીં
ક્ષ્મ્ર્વ્યું સ્વાહા. ૧૯

રોગજલજલણવિસહર—ચોરારિમઇંદગયરણભયાઇ,
પાસજિણનામસંકિત્તણેણ પસમંતિ સવ્વાઇ. ૨૦

---

## લઘુ-શાન્તિ-સ્તવન.

શાન્તિ શાન્તિ-નિશાન્ત, શાન્ત શાન્તાશિવં નમસ્કૃત્ય,
સ્તોતુ શાન્તિ-નિમિત્ત, મન્ત્ર-પદૈ શાન્તયે સ્તૌમિ. ૧

ઓમિતિ નિશ્ચિત-વચસે, નમો નમો ભગવતેઽર્હતે પૂજામ્,
શાન્તિ-જિનાય જયવતે, યશસ્વિને સ્વામિને દમિનામ્. ૨

સકલા-ઽતિશેષક-મહા-સંપત્તિ-સમન્વિતાય શસ્યાય,
ત્રૈલોક્ય-પૂજિતાય ચ, નમો નમ શાન્તિ-દેવાય. ૩

સર્વા-ऽमर-सु-સમૂહ-સ્વામિક-સંપૂજિતાય ન જિતાય;
ભુવન-જન-પાલનોદ્યત-તમાય સતતં નમસ્તસ્મૈ. ૪

સર્વ-દુરિતૌઘ-નાશન-કરાય સર્વા-ऽશિવ-પ્રશમનાય;
દુષ્ટ-ગ્રહ-ભૂત-પિશાચ-શાકિનીનાં પ્રમથનાય. ૫

યસ્યેતિ નામ-મન્ત્ર-પ્રધાન-વાક્યોપયોગ-કૃત-તોષા;
વિજયા કુરુતે જન-હિત-મિતિ ચ નુતા નમત તં શાન્તિમ્. ૬

ભવતુ નમસ્તે ભગવતિ, વિજયે ! સુજયે ! પરાપરૈરજિતે !
અ-પરાજિતે ! જગત્યાં, જયતીતિ જયા-વહે ! ભવતિ ! ૭

સર્વસ્યાપિ ચ સંઘસ્ય, ભદ્રકલ્યાણ-મંગલપ્રદદે !;
સાધૂનાં ચ સદા શિવ-સુ-તુષ્ટિ-પુષ્ટિ-પ્રદે ! જીયાઃ. ૮

ભવ્યાનાં કૃત-સિદ્ધે, નિર્વૃતિ-નિર્વાણ-જનનિ ! સત્ત્વાનામ્;
અભય-પ્રદાન-નિરતે ! નમોऽસ્તુ સ્વસ્તિ-પ્રદે ! તુભ્યમ્. ૯

ભક્તાનાં જન્તૂનાં, શુભા-વહે ! નિત્યમુદ્યતે ! દેવિ !;
સમ્યગ્-દૃષ્ટિનાં ધૃતિ-રતિ-મતિ-બુદ્ધિ-પ્રદાનાય. ૧૦

જિન-શાસન-નિરતાનાં, શાન્તિ-નતાનાં ચ જગતિ જનતાનામ્;
શ્રી-સંપત્કીર્તિ-યશો,-વર્દ્ધનિ !-જયદેવિ ! વિજયસ્વ. ૧૧

સલિલા-ऽનલ-વિષ-વિષધર, દુષ્ટ-ગ્રહ-રાજ-રોગ-રણ-ભયતઃ;
રાક્ષસ-રિપુ-ગણ-મારિ,-ચૌરેતિ-શ્વાપદા-ऽऽદિભ્યઃ. ૧૨

અથ રક્ષ રક્ષ સુ-શિવં, કુરુ કુરુ શાન્તિં ચ કુરુ કુરુ સદેતિ;
તુષ્ટિં કુરુ કુરુ પુષ્ટિં કુરુ કુરુ સ્વસ્તિં ચ કુરુ કુરુ ત્વમ્. ૧૩

ભગવતિ ! ગુણવતિ ! શિવ-શાન્તિ,-તુષ્ટિ-પુષ્ટિ-સ્વસ્તીહ.
કુરુ કુરુ જનાનામ્;

ઓમિતિ નમો નમો હ્રૂાં હ્રીં હ્રૂં હ્રૂઃ યઃ ક્ષઃ હ્રીં
ફટ્ ફટ્ સ્વાહા. ૧૪

એવ યન્નામા-ક્ષર-પુરસ્સરં સ સ્તુતા જયાદેવી,
કુરુતે શાન્તિ નમતા, નમો નમ શાન્તયે તસ્મૈ. ૧૫

ઇતિ પૂર્વ-સૂરિ-દર્શિત-મન્ત્ર પદ-વિદર્ભિત' સ્તવઃ શાન્તે;
સલિલા-ऽऽદિ-ભય-વિનાશી, શાન્ત્યાદિ-કરશ્ચ ભક્તિમતામ્. ૧૬

યશ્ચૈન પઠતિ સદા, શૃણોતિ ભાવયતિ વા યથા-યોગમ્;
સ હિ શાન્તિ-પદ યાયાત્, સૂરિ શ્રી-માન-દેવશ્ચ. ૧૭

ઉપસર્ગા ક્ષય યાન્તિ, છિદ્યન્તે વિઘ્ન-વલ્લય;
મન પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે. ૧૮

સર્વ-મઙ્ગલ માઙ્ગલ્ય, સર્વ-કલ્યાણ-કારણમ્;
પ્રધાન સર્વ-ધર્માણાં, જૈન જયતિ શાસનમ્ ૧૯

---

## શ્રી બૃહચ્છાતિ સ્તોત્રમ્.

[ મ્હોટી શાતિ ]

ભો ભો ભવ્યા. શૃણુત વચન પ્રસ્તુત સર્વમેતદ્,
યે યાત્રાયાં ત્રિભુવનગુરોરાર્હતા ભક્તિભાજ,
તેષાં શાતિર્ભવતુ ભવતા—મર્હદાદિપ્રભાવા-
દારોગ્યશ્રીધૃતિમતિકરી ક્લેશવિધ્વ સહેતુ.

ભો ભો ભવ્યલોકા! ઇહ હિ ભરતૈરાવતવિદેહસ ભવાનાં સમસ્તતીર્થકૃતા જન્મન્યાસનપ્રક પાન તરમવધિના વિજ્ઞાય, સૌધર્માધિપતિ સુઘોષાઘ ટાચાલનાન તર સકલસુરાસુરેન્દ્રૈ સહ સમાગત્ય, સવિનયમર્હદ્ભટ્ટારક ગૃહીત્વા ગત્વા કનકાદ્રિ-શૃંગે, વિહિતજન્માભિષેક. શાતિમુદ્ઘોષયતિ યથા, તતોઽહ કૃતાનુકારમિતિ કૃત્વા, મહાજનો યેન ગત સ પથા.; ઇતિ ભવ્યજનૈ સહ સમેત્ય, સ્નાત્રપીઠે સ્નાત્ર વિધાય, શાતિ-

એષા શાંતિઃ પ્રતિષ્ઠા–યાત્રા-સ્નાત્રાદ્યવસાનેષુ, શાંતિ-કલશં ગૃહીત્વા, કુંકુમચંદનકર્પૂરાગરુ ધૂપવાસકુસુમાંજલિ-સમેતઃ સ્નાત્રચતુષ્કિકાયાં શ્રી સંઘસમેતઃ શુચિશુચિવપુઃ પુષ્પવસ્ત્રચંદનાભરણાલંકૃતઃ પુષ્પમાલાં કંઠે કૃત્વા શાંતિમુદ્ઘોષયિત્વા શાંતિપાનીયં મસ્તકે દાતવ્યમિતિ.

નૃત્યંતિ નૃત્યં મણિપુષ્પવર્ષં,
સૃજંતિ ગાયંતિ ચ મંગલાનિ;
સ્તોત્રાણિ ગોત્રાણિ પઠંતિ મંત્રાન્;
કલ્યાણભાજો હિ જિનાભિષેકે. ૧

શિવમસ્તુ સર્વજગતઃ,
પરહિતનિરતા ભવંતુ ભૂતગણાઃ;
દોષાઃ પ્રયાંતુ નાશં,
સર્વત્ર સુખીભવંતુ લોકાઃ. ૨

અહં તિત્થયરમાયા,
સિવાદેવી તુમ્હ નયરનિવાસિની;
અમ્હ સિવં તુમ્હ સિવં,
અસિવોવસમં સિવં ભવતુ સ્વાહા. ૩

ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ, છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ;
મનઃ પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે. ૪

સર્વ-મંગલમાંગલ્યં, સર્વ-કલ્યાણકારણમ્;
પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્. ૫

---

## શ્રી ઘંટાકર્ણ મહામંત્ર.

ૐ ઘંટાકર્ણો મહાવીર, સર્વ-વ્યાધિવિનાશક;
વિસ્ફોટકભય પ્રાપ્તે, રક્ષ રક્ષ મહાબલ. ૧

યત્ર ત્વં તિષ્ઠસે દેવ! લિખિતોऽક્ષરપંક્તિભિ,
રોગાસ્તત્ર પ્રણશ્યતિ, વાતપિત્તકફોદ્ભવા ૨

તત્ર રાજભય નાસ્તિ, યાતિ વિઘ્ન જપાત્ ક્ષયમ્,
શાકિની-ભૂત-વૈતાલ-રાક્ષસા પ્રભવન્તિ ન. ૩

નાકાલે મરણ તસ્ય, ન ચ સર્પેણ દશ્યતે,
અગ્નિ-ચૌરભય નાસ્તિ, નાસ્તિ તસ્યાપ્યરિભયમ્. ૪

ૐ હ્રીં શ્રીં ઘંટાકર્ણ! નમોऽસ્તુ તે ઠ ઠ. ઠ. સ્વાહા.

[ સ્તોત્ર સંગ્રહ સમાપ્ત ]



આચાર્ય શ્રીમદ્ રત્નાકરસૂરિવિરચિત

# શ્રી રત્નાકર પચ્ચીશીનું રહસ્યમય

## ગુજરાતી ભાષાંતર

---

કર્તા—માસ્તર શામજી હેમચંદ દેસાઇ

૧

હરિગીત

### મંગળાચરણ

મંદિર છો મુક્તિતણા, માંગલ્ય ક્રીડાના પ્રભુ!
ને ઇંદ્ર નર ને દેવના, સેવા કરે તારી વિભુ!
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું, ભંડાર! જ્ઞાનકળાતણા.

૨

### અભિધેય સૂચન

ત્રણ જગતના આધાર! ને, અવતાર હે! કરુણાતણા,
વળી વૈદ્ય! હે દુર્વાર આ, સંસારનાં દુઃખોતણા;
વીતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરું,
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરું.

૩

## બાળકો જેવા નિખાલસપણાથી વિનતિ કરવાનો નિર્ણય

શું બાળકો માબાપ પાસે, બાળક્રીડા નવ કરે?
ને મુખમાથી જેમ આવે, તેમ શુ નવ ઉચ્ચરે?
તેમજ તમારી પાસ તારક! આજ ભોળા ભાવથી,
જેવુ બન્યુ તેવુ કહુ તેમા કશુ ખોટી નથી.

૪

## દાન, શીલ, તપ અને ભાવના વિનાનું વ્યર્થ ભવભ્રમણ

મે દાન તો દીધુ નહિ ને, શિયળ પણ પાળ્યુ નહીં,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહી,
એ ચાર ભેદે ધર્મમાથી, કાઇ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારુ ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયુ! નિષ્ફળ ગયુ!

૫

## કષાયના બંધનથી પ્રભુને ભજવાની અશક્તિ

હુ ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે, હુ કેમ કરી ધ્યાવુ તને?
મન મારુ માયાજાળમા, મોહન! મહા મુઝાય છે,
ચડી ચાર ચોરો હાથમા, ચેતન ઘણો ચગદાય છે.

૬

## સત્કર્મને અભાવે ભવોની નિષ્ફળતા.

મેં પરભવે કે આ ભવે, પણ હિત કાંઇ કર્યું નહીં,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહીં;
જન્મો અમારા જિનજી! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા.

૭

## પાષાણથી પણ વિશેષ મનની કઠોરતા.

અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભીંજાય નહિ મુજ મન અરેરે! શું કરું હું તો વિભુ?
પત્થરથકી પણ કઠણ મારું, મન ખરે ક્યાંથી દ્રવે,
મરકટ સમા આ મનથકી, હું તો પ્રભુ હાર્યો હવે.

૮

## દુષ્પ્રાપ્ય રત્નત્રયીનું પ્રમાદવડે ગુમાવવું.

ભમતા મહા ભવસાગરે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી, રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના, વશથી પ્રભુ! કહું છું ખરું,
કોની કને કિરતાર! આ પોકાર હું જઇને કરું?

૯

## વૈરાગ્ય, ધર્મ, વિદ્યાદિનો દુરુપયોગ.

ઠગવા વિભુ! આ વિશ્વને, વૈરાગ્યનાં રંગો ધર્યાં,
ને ધર્મના ઉપદેશ રંજન, લોકને કરવા કર્યાં;
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું?
સાધુ થઇને બહારથી, દાંભિક અંદરથી રહું.

૧૦

## મુખ, ચક્ષુ તથા મનનો દુરુપયોગ

મે મુખને મેલુ કર્યુ, દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યા, પરનારીમાં લપટાઇને,
વળી ચિત્તને દોષિત કર્યુ, ચિંતી નઠારુ પરતણુ,
હે નાથ! મારુ શુ થશે? ચાલાક થઇ ચૂકયો ઘણુ.

૧૧

## કામાંધ થઇ આત્માને ઉપજાવેલી પીડા.

કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમા બની અધ હુ, વિડંબના પામ્યો ઘણી,
તે પણ પ્રકાશ્યુ આજ લાવી, લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહુ, કર માફ મારા વાંકને.

૧૨

## મતિભ્રમથી કરેલાં અકાર્યો.

નવકાર મત્ર વિનાશ કીધો, અન્ય મત્રો જાણીને,
કુશાસ્ત્રના વાકયોવડે, હણી આગમોની વાણીને,
કુદેવની સગતથકી, કર્મો નકામા આચર્યા,
મતિભ્રમથકી રત્નો ગુમાવી, કાચ કટકા મે ગ્રહ્યા.

૧૩

## આપને મૂકીને મે કરેલી સ્ત્રીઓના વિલાસની ભજના.

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર! આપને,
મે મૂઢધિયે હૃદયમા, ધ્યાયા મદનના ચાપને,

નેત્રબાણો ને પયોધર, નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓતણાં, છટકેલ થઇ જોયાં અતિ.

૧૪

## સ્ત્રીમુખ દર્શનથી ઉત્પન્ન થયેલ રાગની તીવ્રતા.

મૃગનયની સમ નારીતણા, મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી?

૧૫

## દરિદ્રી છતાં મારું અભિમાન.

સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો, દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ! અભિમાનથી અક્કડ ફરું,
ચોપાટ ચાર ગતિતણી, સંસારમાં ખેલ્યા કરું.

૧૬

## મહામોહથી ગ્રસ્ત થયેલ મારી અપદશા.

આયુષ્ય ઘટતું જાય તો, પણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે યત્ન કરું પણ, હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન, હું પાયા વિનાના ઘર ચણું.

૧૭

## આપની વાણીની હાજરી છતાં અન્યની વાણીનો કરેલ સ્વીકાર.

આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશુ નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મે ધરી, કાન પીધી સ્વાદથી,
રવિસમ હતા જ્ઞાને કરી, પ્રભુ ! આપશ્રી તો પણ અરે !
દીવો લઇ કૂવે પડ્યો, ધિક્કાર છે ! મુજને ખરે.

૧૮

## મારાથી હારી જવાયેલ મનુષ્યજન્મ.

મે ચિત્તથી નહિ દેવની, કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ,
પામ્યો પ્રભુ ! નરભવ છતાં, રણમાં રડ્યા જેવુ થયુ,
ધોબીતણા કુત્તા સમુ, મમ જીવન સહુ એળે ગયુ.

૧૯

## જૈનધર્મ પામ્યા છતાં કલ્પવૃક્ષાદિકની કરેલી સ્પૃહા.

હુ કામધેનુ કલ્પતરુ, ચિંતામણિના પ્યારમાં,
ખોટા છતા ઝંખ્યો ઘણુ, બની લુબ્ધ આ સંસારમા,
જે પ્રગટ સુખ દેનાર તારો, ધર્મ તે સેવ્યો નહી,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ ! કર કરુણા કઇ.

૨૦

## વિપર્યાસ બુદ્ધિ.

મે ભોગ સારા ચિંતવ્યા, તે રોગ સમ ચિંત્યા નહી,
આગમન ઇચ્છયુ ધનતણુ, પણ મૃત્યુને પ્રીછ્યુ નહી,

નહિ ચિંતવ્યું મેં નર્ક-કારાગૃહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશામહીં, ભય માત્ર હું ભૂલી ગયો.

૨૧

## મારા જન્મની નિષ્ફળતા.

હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે! આ લક્ષ-ચોરાશીતણા ફેરા ફર્યાં.

૨૨

## સંસારસમુદ્રનો પાર ઉતરવા માટે સાધનનો અભાવ.

ગુરુવાણીમાં વૈરાગ્યકેરો, રંગ લાગ્યો નહીં અને,
દુર્જનતણાં વાકયોમહીં, શાંતિ મળે કયાંથી મને?
તરું કેમ હું સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તૂટેલ તળીયાનો ઘડો, જળથી ભરાયે કેમ કરી?

૨૩

## ભૂત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે જન્મ હું તો હાર્યો!!

મેં પરભવે નથી પુણ્ય કીધું, ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો, કયાંથી થશે હે નાથજી!
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે, ભવ નાથ! હું હારી ગયો,
સ્વામી! ત્રિશંકુ જેમ હું, આકાશમાં લટકી રહ્યો.

૨૪

## પ્રભુનુ સર્વજ્ઞત્વ સૂચન.

અથવા નકામું આપ પાસે, નાથ! શું બકવું ઘણું?
હે દેવતાના પૂજ્ય! આ, ચારિત્ર મુજ પોતાતણું,
જાણો સ્વરૂપ ત્રણ લોકનુ, તો માહરું શું માત્ર આ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ, ત્યાં પાઇની તો વાત ક્યાં?

૨૫

## છેલ્લી આંતરિક વિજ્ઞપ્તિ.

શાર્દૂલવિક્રીડિત

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ!
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં, જોતા જડે હે વિભુ!
મુક્તિ મંગળસ્થાન તોય મુજને, ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને, તો તૃપ્તિ થાયે ઘણી.



# ચૈત્યવંદન-સંગ્રહ

---

## શ્રી આદિજિન ચૈત્યવંદન

( શ્રી ચંદ્રકેવળીના રાસમાંથી )

૧

અરિહંત નમો, ભગવંત નમો, પરમેશ્વર શ્રી જિનરાજ નમો;
પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત, સિદ્ધા સઘળાં કાજ નમો.
અરિહંત૦ ૧

પ્રભુ પારંગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો;
અજર અમર અદ્‌ભુત અતિશયનિધિ,પ્રવચનજલધિમયંક નમો.
અરિહંત૦ ૨

તિહુઅણ ભવિયણ જન મન વંછિય-પૂરણદેવ રસાલ નમો;
લળી લળી પાય નમું ભાવે, કર જોડીને ત્રિકાલ નમો.
અરિહંત૦ ૩

સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન, નયનાનંદન દેવ નમો;
સકલ સુરાસુર નરવર નાયક, સારે અહોનિશ સેવ નમો.
અરિહંત૦ ૪

તું તીર્થંકર સુખકર સાહેબ, તું નિષ્કારણબંધુ નમો;
શરણાગત ભવિને હિતવત્સલ, તુંહી કૃપારસસિંધુ નમો.
અરિહંત૦ ૫

કેવલ-જ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક-સ્વભાવ નમો;
નાશિત સકલ કલંક કલુષ ગણ, દુરિત ઉપદ્રવ ભાવ નમો.
અરિહંત૦ ૬

જગચિંતામણિ જગગુરુ જગહિત,-કારક જગજનનાથ નમો;
ઘોર અપાર ભવોદધિ-તારણ, તું શિવપુરનો સાથ નમો.
અરિહંત૦ ૭

અશરણ શરણ નિરાગી નિરંજન, નિરુપાધિક જગદીશ નમો;
બોધિ દીઓ અનુપમ દાનેશ્વર, જ્ઞાનવિમલસૂરીશ નમો.
અરિહંત૦ ૮

---

## શ્રી પાર્શ્વનાથસ્વામીનું ચૈત્યવંદન

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી,
અષ્ટકર્મરિપુ જીતીને, પંચમીગતિ પામી. ૧
પ્રભુ નામે આનંદ કંદ, સુખ-સંપત્તિ લહીએ,
પ્રભુ નામે ભવ ભવતણા, પાતક સબ દહીએ. ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વનામ,
વિષ અમૃત થઇ પરિણમે, પામે અવિચલ ઠામ. ૩

---

## શ્રી સામાન્યજિન ચૈત્યવંદન

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ,
જય જગગુરુ દેવાધિદેવ, નયણે મેં દિટ્ઠ. ૧
અચલ અકલ અવિકાર સાર, કરુણારસસિંધુ,
જગતી જન આધાર એક, નિઃકારણબંધુ. ૨

ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કહ્યા ન જાય;
રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ૩

## ઋષભદેવજિન ચૈત્યવંદન

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલ મંડણો, મરૂદેવા માય. ૧
પાંચસો ધનુષ્યની દેહડી, પ્રભુજી પરમદયાળ;
ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાળ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણ મણિખાણ;
તસ પદ પદ્મ સેવનથકી, લઇએ અવિચલ ઠાણ. ૩

## શ્રી પાર્શ્વનાથજિન ચૈત્યવંદન

ૐ નમઃ પાર્શ્વનાથાય, વિશ્વચિન્તામણીયતે;
હ્રીઁ ધરણેંદ્ર વૈરાટ્યા-પદ્માદેવીયુતાય તે. ૧
શાન્તિ-તુષ્ટિ-મહાપુષ્ટિ-ધૃતિ-કીર્તિ-વિધાયિને;
ૐ હ્રીઁ દ્વિડ્વ્યાલ-વૈતાલ-સર્વાધિ-વ્યાધિ-નાશિને. ૨
જયાજિતાખ્યા-વિજયાખ્યા-પરાજિતયાન્વિતઃ;
દિશાંપાલૈર્ગ્રહૈર્યક્ષૈ-ર્વિદ્યાદેવીભિરન્વિતઃ. ૩
ૐ અસિઆઉસાય નમ-સ્તત્ર ત્રૈલોક્યનાથતાં;
ચતુઃષષ્ટિસુરેન્દ્રાસ્તે, ભાસન્તે છત્ર-ચામરૈઃ. ૪
શ્રી શંખેશ્વરમંડન, પાર્શ્વજિન પ્રણત-કલ્પતરુ-કલ્પ;
ચૂરય દુષ્ટવ્રાતં, પૂરય મે વાંછિતં નાથ. ૫

## શ્રી સીમંધર જિન ચૈત્યવંદન

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો,
કરુણાવંત કરુણા કરી, અમને વંદાવો. ૧
સકલ ભક્ત તુમે ધણી એ, જો હોવે અમનાથ,
ભવોભવ હું છું તાહરો, નહી મેલું હવે સાથ. ૨
સયલસંગ છંડી કરી એ, ચારિત્ર લેઇશું,
પાય તુમારા સેવીને, શીવરમણી વરશું. ૩
એ અલજો મુજને ઘણો એ, પૂરો સીમંધર દેવ;
ઇહાથકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

---

## શ્રી આદિનાથનું ચૈત્યવંદન

આદિનાથ જગન્નાથ, વિમલાચલમંડન,
જય નાભિકુલાકાશ-પ્રકાશન દિવાકર ૧
તવ દેવ ! પદાંભોજ-સેવાપિ દુર્લભા ભવેત્,
પુણ્યસંભારહીનાના, કલ્પવલ્લીવ દેહિનામ્. ૨
તે ધન્યા માનવા દેવા, યેડગમ સ્તવ શાસનમ્,
વંદનીયૌ વિભાતે યે, વંદંતે ભવત પદૌ. ૩
મમ પ્રચંડ-રાગાદિ, રિપુસંતતિ-ઘાતક;
શ્રી-યુગાદિ-જિનાધીશ, દેવ વંદે મુદા સદા. ૪
શ્રી શત્રુંજયકોટીર-કૃત રાજ્યશ્રિયા વિભો !
સર્વાઘનાગન મેડમ્તુ, શાસન તે ભવે ભવે. ૫
પાતાલે યાનિ બિંબાનિ,યાનિ બિંબાનિ ભૂતલે,
સ્વર્ગેડપિ યાનિ બિંબાનિ,તાનિ વંદે નિરંતરમ્. ૬
ચૈત્યવંદનો સંપૂર્ણ.

# સ્તુતિઓ

## મહાવીરસ્વામિની થોય

જય જય ભવિહિતકર, વીર જિનેશ્વર દેવ,
સુર ,નરના નાયક, જેહની સારે સેવ;
કરૂણારસ કંદા, વંદા આણંદ આણી,
ત્રિશલાસુત સુંદર, ગુણ મણિ કેરો ખાણી. ૧

જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે;
તે ચ્યવન જન્મ વ્રત, નાણ અને નિર્વાણ,
સવિ જિનવર કેરા, એ પાંચે અહિઠાણ. ૨

જિહાં પંચ સમિતિ યુત, પંચ મહાવ્રત સાર,
જેહમાં પ્રકાશ્યા, વળી પાંચે વ્યવહાર;
પરમેષ્ઠિ અરિહંત, નાથ સર્વજ્ઞ ને પારગ,
એ પંચપદે લહ્યો, આગમ અર્થ ઉદાર. ૩

માતંગ સિદ્ધાઇ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાળે નિતમેવી;
શાસન સુખદાઇ, આઇ સુણો અરદાસ,
શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આશ. ૪

૧

## શ્રી ઋષભજિન સ્તુતિ

ત્ર્યાસીલાખ પૂરવ ઘર વાસે, વસિયા પરિકર યુક્તાજી,
જન્મથકી પણ દેવતરૂ ફલ, ક્ષીરોદધિજલ ભોક્તાજી;
મઇ સુઅ ઓહી નાણે સંયુત, નયણ વયણ કજ ચંદાજી,
ચાર સહસ શું દીક્ષા શિક્ષા,સ્વામિ શ્રી ઋષભ જિણંદાજી.

૨

## શ્રી શાન્તિનાથજિન સ્તુતિ

વંદો જિન શાન્તિ, જાસ સોવન કાંતિ,
ટાળે ભવભ્રાંતિ, મોહ મિથ્યાત્વ શાંતિ,
દ્રવ્યભાવ અરિ પાંતિ, તાસ કરતા નિઘાતિ,
ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ.

૩

## શ્રી નેમનાથજિન સ્તુતિ

દુરિત-ભય-નિવાર, મોહ-વિધ્વંસ-કાર,
ગુણવંતમવિકાર, પ્રાપ્ત-સિદ્ધિસુદાર,
જિનવર-જયકાર, કર્મ-સંકલેશ-હાર,
ભવજલધિ-તાર, નૌમિ નેમિકુમારમ્.

૪

## કલ્લાણકંદની સ્તુતિ

કલ્લાણકંદ પઢમં જિણિંદ, સંતિં તઓ નેમિજિણં મુણિંદ,
પાસં પયાસં સુગુણિક્કઠાણં, ભત્તીઇ વંદે સિરિ વદ્ધમાણં. ૧
અપાર-સંસાર-સમુદ્દપારં, પત્તા સિવં દિંતુ સુઇક્કસારં,
સવ્વે જિણિંદા સુરવિંદવંદા, કલ્લાણવલ્લીણ વિસાલકંદા. ૨
નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં, પણાસિયાસેસ-કુવાઇ-દપ્પં,
મયં જિણાણં સરણં બુહાણં, નમામિ નિચ્ચં તિજગપ્પહાણં. ૩
કુંદિંદુગોખીરતુસારવન્ના, સરોજહત્થા કમલે નિસન્ના,
વાએસિરિ પુત્થયવગ્ગહત્થા, સુહાય સા અમ્હ સયા પસત્થા. ૪

સ્તુતિઓ સંપૂર્ણ.

# પ્રકીર્ણ-સ્તવન-સંગ્રહ

## શ્રી નેમનાથસ્વામીનું સ્તવન

પરમાતમ પૂરણકલા, પૂરણગુણ હો પૂરણજન આશ:
પૂરણદૃષ્ટિ નિહાળીયે, ચિત્ત ધરીયે હો અમચી અરદાસ.
પરમાતમ પૂરણકળા૦ ૧

સર્વદેશઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાળ;
વાસ કિયો શિવમંદિરે,મોહે વિસરી હો ભમતો જગજાળ.
પરમાતમ પૂરણકળા૦ ૨

જગતારક પદવી લહી, તાર્યા સહી હો અપરાધી અપાર;
તાત કહો મોહે તારતાં, કિમ કીની હો ઇણ અવસર વાર.
પરમાતમ પૂરણકળા૦ ૩

મોહ મહામદ છાકથી, હું છકીયો હો નહિ શુદ્ધિ લગાર;
ઉચિત સહી ઇણ અવસરે, સેવકની હો કરવી સંભાળ.
પરમાતમ પૂરણકળા૦ ૪

મોહ ગયે જો તારશો, તિણ વેળા હો કહા તુમ ઉપગાર;
સુખવેળા સજજન ઘણા, દુખવેળા હો વિરલા સંસાર.
પરમાતમ પૂરણકળા૦ ૫

પણ તુમ દરિશન જોગથી, થયો હૃદયે હો અનુભવ પ્રકાશ;
અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ.
પરમાતમ પૂરણકળા૦ ૬

કર્મ કલંક નિવારીને, નિજરૂપે હો રમે રમતારામ;
લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમપદ વિશ્રામ.
પરમાતમ પૂરણકળા૦ ૭
ત્રિકરણ યોગે વિનવુ, સુખદાયી હો શિવાદેવીના નંદ,
ચિદાનંદ મનમે સદા, તુમ આવો હો પ્રભુ ! નાણદિણંદ.
પરમાતમ પૂરણકળા૦ ૮

---

## શ્રી આદિજિન સ્તવન

ભરતજી કહે સુણો માવડી, પ્રગટયા નવ નિધાન રે;
નિત નિત દેતાં ઓલભડા, હવે જુઓ પુત્રના માન રે.
ઋષભની શોભા હુ શી કહુ ? ૧
અઢાર કોડાકોડી સાગરે, વસીયો નયર અનૂપ રે,
ચાર જોયણનુ માન છે, ચાલો જોવાને રૂપ રે. ઋ૦ ૨
પહેલો રૂપાનો કોટ છે, કાંગરા કંચન સમાન રે,
બીજો કનકનો કોટ છે, કાગરા રત્ન સમાન રે. ઋ૦ ૩
ત્રીજો રતનનો કોટ છે, કાંગરા મણિમય જાણ રે,
તેમા મધ્ય સિંહાસને, હુકમ કરે પ્રમાણ રે. ઋ૦ ૪
પૂરવ દિશાની સંખ્યા સુણો, પગથિયાં વીશ હજાર રે,
એણીપરે ગણતા ચારે દિશા, પગથિયા એંશી હજાર રે. ઋ૦ ૫
શિર પર ત્રણ છત્ર જલહળે, તેહથી ત્રિભુવનરાય રે,
ત્રણ ભુવનનો રે બાદશાહ, કેવલજ્ઞાન સોહાય રે. ઋ૦ ૬
વીશ બત્રીશ દશ સુરપતિ, વળી દોય ચંદ્ર ને સૂર્ય રે,
દોય કર જોડી ઉભા ખડા, તુમ સુત ઋષભ હજૂર રે. ઋ૦ ૭
ચામરજોડી ચોવીશ છે, ભામંડલ ઝળકંત રે,
ગાજે ગગને દુદુભિ, ફૂલપગર વરસંત રે. ઋ૦ ૮

બાર ગુણો પ્રભુ દેહથી, અશોક વૃક્ષ શ્રીકાર રે;
મેઘ સમાની દે દેશના, અમૃત વાણી જયકાર રે. ઋ૦ ૯

પ્રાતિહારજ આઠથી, તુમ સુત દીપે દેદાર રે;
ચાલો જોવાને માવડી, ગયવર ખંધે અસવાર રે. ઋ૦ ૧૦

દૂરથી વાજા રે સાંભળી, જોતાં હરખ ન માય રે;
હરખનાં આંસુથી ફાટીયાં, પડલ તે દૂર પલાય રે. ઋ૦ ૧૧

ગયવર ખંધેથી દેખીયો, નિરૂપમ પુત્ર દેદાર રે;
આદર દીધો નહિ માયને, માય મન ખેદ અપાર રે. ઋ૦ ૧૨

કેના છોરૂ ને કેના માવડી, એ તો છે વીતરાગ રે;
એણી પેરે ભાવના ભાવતાં, કેવલ પામ્યા મહાભાગ રે. ઋ૦ ૧૩

ગયવર ખંધે મુગતે ગયાં, અંતગડ કેવલી એહ રે;
વંદો પુત્ર ને માવડી, આણી અધિક સનેહ રે. ઋ૦ ૧૪

ઋષભની શોભા મેં વરણવી, સમકિત પુર મોઝાર રે;
સિદ્ધગિરિ માહાત્મ્ય સાંભળો, સંઘને જયજયકાર રે. ઋ૦ ૧૫

સંવત અઢાર એંસીયે, માગસર માસ સોહાય રે;
દીપવિજય કવિરાયનો, મંગળમાલ સોહાય રે. ઋ૦ ૧૬

---

## શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન

પ્રભુ જગજીવન જગબંધુ રે, સાંઇ સયાણો રે;
તારી મુદ્રાએ મન મોહ્યું રે, જૂઠ ન જાણો રે.
તું પરમાતમ! તું પુરુષોત્તમ! તું પરબ્રહ્મ સ્વરૂપી;
સિદ્ધિસાધક સિદ્ધાંત સનાતન, તું ત્રય ભાવ પ્રરૂપી રે. સાં૦ ૧

તાહરી પ્રભુતા ત્રિહું જગ માંહે, પણ મુજ પ્રભુતા મોટી;
તુજ સરીખો માહરે મહારાજા, માહરે કાંઇ નહી ખોટ રે. સાં૦ ૨

તું નિર્દ્રવ્ય પરમપદવાસી, હુ તો દ્રવ્યનો ભોગી,
તુ નિર્ગુણ હુ તો ગુણધારી, હુ કરમી તુ અભોગી રે. સાં૦ ૩

તુ તો અરૂપી ને હુ રૂપી, હુ રાગી તુ નિરાગી,
તુ નિરવિષ હુ વિષધારી, હુ સગ્રહી તુ ત્યાગી રે. સા૦ ૪

તાહરે રાજ નથી કોઇ એકે, ચૌદ રાજ છે માહરે,
માહરી લીલા આગળ જોતા, અધિકુ શુ છે તાહરે રે. સાં૦ ૫

પણ તુ મ્હોટો ને હુ છોટો, કોગટ ફુલ્યે શુ થાય;
ખમજો એ અપરાધ અમારો. ભક્તિ વશે કહેવાય રે. સાં૦ ૬

શ્રી શખેશ્વર વામાનદન, ઉભા ઓલગ કીજે,
રૂપ વિબુધનો મોહન પભણે, ચરણની સેવા દીજે રે. સા૦ ૭

---

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન

માતા ત્રિશલાનદ કુમાર, જગતનો દીવો રે;
મારા પ્રાણતણા આધાર, વીર ઘણુ જીવો રે;
આમલકી ક્રીડાએ રમતાં, હાર્યો સૂર પ્રભુ પામી રે,
સુણજો તે સ્વામી અ તરજામી, વાત કહુ શીર નામી રે. જ૦ ૧

સુધર્મા દેવલોકે રહેતા, અમો મિથ્યાત્વ ભરાણા રે,
નાગદેવની પૂજા કરતા, શીર ન ધરી પ્રભુ આણા રે. જ૦ ૨

એક દિન ઇદ્ર સભામા બેઠા, સોહમપતિ એમ બોલે રે,
ધીરજ બલ ત્રિભુવનનુ નાવે, ત્રિશલા બાલક તોલે રે. જ૦ ૩

સાચુ સાચુ સહુ સુર બોલ્યા, પણ મે વાત ન માની રે,
ફણીધરને લઘુ બાલકરૂપે, રમત રમીયો છાની રે. જ૦ ૪

વર્ધમાન તુમ ધૈર જ મોટુ, બળમા પણ નહિ કાચુ રે,
ગિરૂઆના ગુણ ગિરૂઆ ગાવે, હવે મે જાણ્યુ સાચુ રે. જ૦ ૫

એકજ મુષ્ટિ પ્રહારે મારૂં, મિથ્યાત્વ ભાગું જાય રે;
કેવલ પ્રગટે મોહરાયને, રહેવાનું નહિ થાય રે. જા૦ ૬

આજથકી તું સાહિબ મારો, હું છું સેવક તારો રે;
ક્ષણ એક સ્વામિ ગુણ ન વિસારૂં, પ્રાણથકી તું પ્યારો રે. જા૦ ૭

મોહ હરાવે સમકિત પાવે, તે સુર સ્વર્ગ સિધાવે રે;
મહાવીર પ્રભુ નામ ધરાવે, ઇંદ્ર સભા ગુણ ગાવે રે. જા૦ ૮

પ્રભુ મલપંતા નિજ ઘર આવે, સરખા મિત્ર સોહાવે રે;
શ્રી શુભવીરનું મુખડું નિરખી, માતાજી સુખ પાવે રે. જા૦ ૯

---

## શ્રી ઋષભદેવજિન સ્તવન

(રાગ આશાવરી)

ઋષભદેવ હિતકારી, જગતગુરુ ઋષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશ્વર, પ્રથમ યતિ વ્રતધારી. જ૦ ૧

વરસીદાન દીયો તુમે જગમેં, ઈલતી ઇતી નીવારી;
એસી કાહી કરતુ નાહી કરૂણા, સાહેબ બેર હમારી. જ૦ ૨

માંગત નાંહી હમ હાથી ઘોડે, ધન કન કંચન નારી;
દીયો મોહે ચરણ કમલકી સેવા, એહિ લાગત મોહે પ્યારી. જ૦ ૩

ભવલીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉવારી;
મેં મેરો મન નિશ્ચય કીનો, તુમ આણા શીરધારી. જ૦ ૪

એસો સાહિબ નહિ કો જગમેં, યા સું હોય દીલદારી;
દીલહી દયાલ પ્રેમકે બિચે, તિહાં હઠ ખેંચે ગમારી. જ૦ ૫

તુમહી સાહેબ મેં હું બંદા, યા મત દીયો બીસારી;
શ્રી નયવિજય વિબુધ સેવક કે, તુમહો પરમ ઉપગારી. જ૦ ૬

---

## શ્રી સુપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ અજિતજીણંદ શું પ્રીતડી )

શ્રી સુપાસજિન સાહિબા,સુણો વિનતિ હો પ્રભુ પરમ કૃપાલ કે;
સમકિત સુખડી આપીયે, દુઃખ કાપીયે હો જિન દીન દયાળ કે.
શ્રી૦ ૧

મૌન ધરી બેઠા તુમે, નિશ્ચિત હો પ્રભુ થઈને નાથ કે;
હું તો આતુર અતિ ઉતાવળો, માગુ છું હો જોડી દોય હાથ કે.
શ્રી૦ ૨

સુગુણા સાહિબ તુમ વિના, કુણ કરશે હો સેવકની સાર કે,
આખર તુમહી જ આપશો, તો શાને હો કરો છો વાર કે.
શ્રી૦ ૩

મનમાં વિમાસી શું રહ્યા, અંશ ઓછું હો તે હોય મહારાજ કે;
નિરગુણને ગુણ આપતા, તે વાતે હો નહિ પ્રભુ લાજ કે.
શ્રી૦ ૪

મોટા પાસે માગે સહુ, કુણ કરશે હો ખોટાની આશ કે;
દાતાને દેતા વધે ઘણું, કૃપણને હો હોય તેહનો નાશ કે.
શ્રી૦ ૫

કૃપા કરી સામું જો જુઓ, તો ભાંજે હો મુજ કર્મની જાલ કે,
ઉત્તર સાધક ઉભા થકા, જિમ વિદ્યા હો સિદ્ધ હોય તત્કાલ કે.
શ્રી૦ ૬

જાણ આગળ કહેવું કિશ્યું, પણ અર્થી હો કરે અરદાસ કે,
શ્રી ખીમાવિજય પય સેવતા,જસ લહીયે હો પ્રભુ નામે ખાસ કે.
શ્રી સુપાસજિન સાહિબા૦ ૭

## સિદ્ધાચળનું સ્તવન.

( રાગ–વિમલાચલગિરિ ભેટો ભવિયણ ભાવસું. )

પ્રીતલડી બંધાણી રે વિમલ ગિરિંદ શું,
નિશિપતિ નીરખી હરખે જેમ ચકોર જો;
કમલાગૌરી હરિહરથી રાચી રહે;
જલધર જોઇ મસ્ત બને વન મોર જો. પ્રીત૦ ૧

આદીશ્વર અલવેસર આવી સમોસર્યા,
પૂણ્યભૂમિમાં પૂર્વ નવાણું વાર જો;
અરિહંત શ્રી અજિતેશ્વર શાન્તિનાથજી,
રહ્યા ચોમાસું સ્વામિ શિવપુરદ્વાર જો. પ્રીત૦ ૨

સોમવંશી સૂર્યવંશી યાદવ વંશના,
નૃપગણ પામ્યા નિર્મળ પદ નિર્વાણ જો;
મહા મુનીશ્વર ઈશ્વર પદ પૂરણ વર્યા,
શિવપુર શ્રેણી આરોહણ સોપાન જો. પ્રીત૦ ૩

તીન ભુવનમાં તારક તુજ સમ કો નહિ,
એમ પ્રકાશે સીમંધર મહારાજ જો;
ત્હારે શરણે આવ્યો હું ઉતાવળો,
તાર તાર ઓ ગિરિવર ગરીબ નિવાજ જો. પ્રીત૦ ૪

હું અપરાધી પાપી મિથ્યાડંબરો,
ફોગટ ભૂલ્યો વિણ તું ભવમાં એક જો,
હવે ન મૂકું મોહન મુદ્રા તાહરી,
એ મુજ મોટી વંકનાલની ટેક જો. પ્રીત૦ ૫

પલ્લો પકડી બેઠા બાપજી લાંઘવા,
આપ આપ તું અવિચલ પદ નિર્વાણ જો;

અતે પણ દેવુ રે પડશે સાહિબા,
શી કરવી હવે ખાલી ખેચતાણ જો પ્રીત૦ ૬

મલ વિક્ષેપ ને આવરણત્રિક દૂરે કરી,
છેલ છબીલા આવ્યો આપ હજુર જો,
આત્મ સમર્પણ કીધુ અતિ ઉમગથી,
પ્રેમ પયોનિધિ પ્રગટ્યો અભિનવ પર જો. પ્રીત૦ ૭

શ્રી સિદ્ધાચલ ગિરિવરજી મહારો ખરા,
પરમ કૃપાલુ પાલક પ્રાણ આધાર જો,
વિછડરો નહિ ક્યારે પ્યારા પ્રાણથી,
રસીયા કરજો ધર્મરત્ન વિસ્તાર જો. પ્રીત૦ ૮

---

## શ્રી મહાવીરજિન સ્તવન.

મહાવીરજિન પ્યારા આખોના તારા મારા હૈયાના હાર,
શાન્તિ સુખ કરનારા, દુ ખ હરનારા તારણહાર આધાર.

ભવ્ય જીવોને ભવજલધિમા, તરણ તારણ તુ ઝહાજ,
પટ્કાય જીવોનુ પાલન કરવા, મહાગોપ મહારાજ રે. મ૦ ૧

મહામાહણની ઉપમા શોભે, જીવદયા પ્રતિપાલ,
કામિત પુરવા સુરતરુ સરીખા, કરતાં મંગળમાળ રે. મ૦ ૨

બાળી નાખીને કર્મના બીજો, આપ થયા અરિહત,
નિર્મળ જ્યોતિમા જ્યોત મીલાવી,શિવપુર માહે વસ તરે. મ૦ ૩

કર્મની ચોકી અનતી ખસેડી, ટાળી કારાગૃહ ટીપ,
એક એક પ્રદેશે અનતા, પ્રગટાવ્યા માન પ્રદીપ રે. મ૦ ૪

ત્રિકાળ સુર સુખ વર્ગીત કર્તા, તેપણ અનત ગુણ ત,
સિદ્ધિમાહે સિદ્ધસુખ ભોગવતા,એમ પન્નવણા ભણ તરે. મ૦ ૫

હું માગું પ્રભુ આપની પાસે, તેમાંથી સુખનો અંશ;
નેહ નજર નિહાળી નિરખતાં, કર્મ પડલ થયા ભ્રંશ રે. મ૦ ૬
દીનબંધુ દીનદયાળ પ્રભુજી, ભક્ત વત્સલ ભગવંત;
શરણાગતને શરણ દેનારા, કરનારા કર્મનો અંત રે. મ૦ ૭
સિદ્ધિ માર્ગે સાર્થવાહ થનારા, ભવસાગર કપ્તાન;
ભવ અટવીમાં ભોમીયા થાતા, ભક્તાધીન ભગવાન રે. મ૦ ૮
બ્રહ્મા વિષ્ણુ મહેશ મહાદેવ, બુદ્ધ જિનેશ્વર દેવ;
ઇત્યાદિ નામો અનેક તુમારા, કરતાં સુરનર સેવ રે. મ૦ ૯
સમકિતદાયક ધર્મના નાયક, મૂર્તિ છે તુજ મનોહાર;
પંચમ કાલ ફણીધરનું વિષ, દૂર કરવા દાતાર રે. મ૦ ૧૦
તારક બિરૂદ તુમારૂં જાણી, શરણે આવ્યો છું દેવ;
ચોરાશી લાખના ફેરા નિવારો, મારા દેવાધિદેવ રે. મ૦ ૧૧
દ્રવ્ય દર્શન છે ભાવનું કારણ, ચિત્ત પ્રસન્ન જો થાય;
ધ્યાતા ધ્યેય ને ધ્યાન એકથી, ભવ દવ તાપ સમાય રે. મ૦ ૧૨
મુજ મન વૈકુંઠ માંહે પધારો, ત્રિશલાનંદન દેવ;
નીતિથી નામ તમારૂં સમરતાં, થાય ઉદય તતખેવ રે.
મહાવીર જિન પ્યારા૦ ૧૩

---

## ઋષભજિન સ્તવન

માતા મારૂદેવીના નંદ,દેખી તાહરી મૂરતિ મારૂં મન લોભાણું જી.
મારૂં દીલ ( ચિત્ત ) લોભાણુંજી. દેખી૦
કરૂણાના ગર કરૂણાસાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે કાંઈ, ધનુષ પાંચસે માન. માતા૦ ૧
ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર;
જોજનગામિની વાણી મીઠી, વરસંતી રસધાર. માતા૦ ૨

ઉર્વશી રૂઠી અપ્સરા ને, રામા છે મનરંગ,
પાયે નૂપૂર રણઝંરે કાંઈ, કરતી નાટારંભ. માતા૦ ૩

તુંહિ બ્રહ્મા તુંહિ વિધાતા, તું જગ તારણહાર,
તુજ સરિખો નહિ દેવ જગતમાં, અરવડીયા આધાર. માતા૦ ૪

તુંહિ ભ્રાતા તુંહિ ત્રાતા, તુંહિ જગતનો દેવ,
સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા૦ ૫

શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા ઋષભ જિણંદ;
કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફંદ. માતા૦ ૬

---

## શ્રી ચંદ્રપ્રભુનાં સ્તવન

૧

(રાગ દેખી તેરે સંસારકી હાલત નાસ્તિક)

નારણપુરમાં આપ બિરાજે, ભવજલ તારક યાન
આઠમા ચંદ્રપ્રભુ ભગવાન;
દર્શન દીઠે, અઘ સબ રૂઠે, પામે મુક્તિધામ. આઠમા૦ ૧

ચોત્રીશ અતિશયથી પ્રભુ છાજે, વાણીમાં ગુણ પાંત્રીસ વિરાજે,
દિનકર સરીખા તેજે રાજે, ભવ ભ્રમણાની ભાવઠ ભાજે,
કલ્પતરુ સમ સર્વ મનોરથ, પૂર્ણ કરો ભગવાન. આઠમા૦ ૨

કામધેનુ ચિંતામણિ જેવા, દીપો છો દેવાધિદેવા,
ભવ ભવ ચાહું ચરણની સેવા, આપોને મુજ મુક્તિમેવા,
ધ્યાન ધરૂં હું નામ સ્મરૂં હું, ગાઉં નિશદિન ગાન. આ૦ ૩

પરમાનંદ પદ મુજને આપો, જન્મ મરણનાં દુઃખડાં કાપો,
તુજ શાસન મુજ રગ રગ વ્યાપો, મુક્તિપુરીમાં અમને સ્થાપો,
તારણહારા, સુખ કરનારા, ચાહું નિજ કલ્યાણ. આઠમા૦ ૪

ભાવના રૂડી ભવિજન ભાવે, ભાવ ભક્તિનું ભેટણું લાવે,
લબ્ધિ લક્ષ્મણ 'કીર્તિ' ગાવે, દુઃખ દોહગ સવિ દૂર જાવે,
સર્વ કરમ હરી, શિવરમણી વરી, પામે પદ નિર્વાણ. આ૦ ૫

---

૨

(રાગઃ રાજાકી આયેગી બરાતઃ 'આહ')

કેવો દીપે છે દરબાર, સુંદર છે દેદાર.
શરણ તુજ ચાહું જી હો, શરણ તુજ ચાહું જી,
કરે વાજીંત્ર ઝણકાર, મીઠો છે લલકાર,
શરણ તુજ ચાહું જી હો, શરણ તુજ ચાહું જી. શરણ૦

ચંદ્રવદન પ્રભુ મુખ છે તારૂં, ચંદ્ર પ્રભુ તુજ નામ,
ચંદ્ર તણી શીતળતા આપે, તો થાય મુજ કામ,
નિશદિન જપું તારૂં નામ, આપે છે આરામ. શરણ૦

આંગી સુંદર સોહે તારી, હીરા ઝગમગ થાય,
દિવ્ય પ્રકાશ જો તું પ્રભુ આપે, મુજ જીવન ધન્ય થાય,
દૂર તું કર અંધકાર, મૂકી જા પગથાર. શરણ૦

સ્વર્ગસમું જિન મંદિર તારૂં, શોભા અપરંપાર,
શરણાઇ શંખ નોબત વાગે, વાજીંત્રનો નહિ પાર;
દેજે તું એવો મને રાગ, હું ગાઉં વીતરાગ. શરણ૦

શ્રી નારાણપુર મિત્ર મંડળ ગાવે, તરવો છે સંસાર,
ડગમગ ડોલે નૈયા, કોઇ નહિ આધાર;
તારો માગે એ સથવાર, જાવું છે પેલે પાર. શરણ૦

૩

ચંદ્રપ્રભુજીએ ધ્યાન રે, મોરી લાગી લગનવા, ચંદ્ર૦
લાગી લગનવા છોડી ન છુટે, જબલગ ઘટમે પ્રાણ. મોરી૦ ૧
દાન શિયળ તપ ભાવના ભાવે, જૈન ધર્મ પ્રતિપાળ. મોરી૦ ૨
હાથ જોડ કર અરજ કરત હૈ, વદત શેઠ ખુશાલ. મોરી૦ ૩

---

## શ્રી વાસુપૂજ્ય સ્તવન.

૧

વાસુપૂજ્ય વિલાસી, ચંપાના વાસી, પુરો અમારી આશ,
કરૂં પૂજા હું ખાસી, કેસર ઘાસી, પુષ્પ સુવાસી. પૂરો૦
ચૈત્યવંદન કરૂં ચિત્તથી પ્રભુજી, ગાઉં ગીત રસાળ,
એમ પૂજા કરી વિનતિ કરૂં છું, આપો મોક્ષ વિશાળ,
દીયો કર્મને ફાંસી, કાઢો કુવાસી, જેમ જાય નાસી. પૂરો૦ વા૦ ૧
આ સંસાર ઘોર મહોદધિથી, કાઢો અમને બહાર,
સ્વારથના સહુ કોઈ સગા છે, માતા પિતા પરિવાર,
બાળમિત્ર ઉલ્લાસી, વિજય વિલાસી, અરજી ખાસી.
પૂરો૦ વા૦ ૨

---

## શ્રી શાંતિજિન સ્તવન.

૨

શાંતિપ્રભુ વિનતિ એક મોરી રે, તારી આંખલડી કામણગારી.
શાંતિ પ્રભુ૦
વિશ્વસેન રાજા તુજ તાય રે, રાણી અચિરાદેવી માય રે,
તું તો ગજપુર નગરીનો રાય. શાંતિ૦ ૧

દેવ સઘલાં દીઠા તેમાં, એક તું અવલ્લ;
લાખેણું છે લટકું ત્હારૂં, દેખી રીઝે દલ્લ. પ્યારા૦ ૪
કોઇ નમે પીરને ને, કોઇ નમે રામ;
ઉદયરત્ન કહે પ્રભુ, મારે તુમશું કામ. પ્યારા૦ ૫

૨

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો,
સાંભળીને આવ્યો હું તીરે, જન્મ-મરણ દુઃખ વારો;
સેવક અર્જ કરે છે રાજ, અમને શિવસુખ આપો. ૧
સહુકોનાં મનવાંછિત પૂરો, ચિંતા સહુની ચુરો;
એહવું બીરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દુરો. ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. ૩
લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિશન દીજે;
ધુંઆડે ધીજું નહિ સાહિબ, પેટ પડયાં પતિજે. ૪
શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો;
કહે જિન હર્ષ મયા કરી મુજને, ભવસાયરથી તારો. ૫

૩

સોનારૂપાકે સોગઠે, સાંયા ખેલત બાજી;
ઇંદ્રાણી મુખ દેખતે, હરિ હોત હે રાજી. ૧
એક દિન ગંગાકે બીચે, સુર સાથ બહોરા;
નારી ચકોરા અપ્સરા, બહોત કરત નિહોરા. ૨
ગંગાકે જળ ઝીલતે, છાંડી બાદલીયા;
ખાવન ખેલ ખેલાયકે, સવિ મંદિર વળીયા. ૩

બેઠે મંદિર માળીયે, મારી આલમ દેખે,
હાથ પૂજાપા લે ચલે, ખાનપાન વિશેષે. ૪

પૂછ્યા પડુત્તર દેત હૈ, સુનો મોહન મેરે,
તાપસકુ બંદન ચલે, ઉઠી લોક સવેરે. ૫

કમઠ યોગી તપ કરે, પંચ અગ્નિકી જ્વાળા,
હાથે લાલક દામણી, ગળે મોહનમાળા. ૬

પાસકુંઅર દેખણ ચલે, તપસીપે આયા,
ઓહિનાણે દેખકે, પીછે યોગી બોલાયા. ૭

સુણ તપસી સુખ લેનકુ, જપે કોગટ માલે,
અજ્ઞાનમેં અગ્નિ બીચે, યોગકુ પરજાલે. ૮

કમઠ કહે સુણ રાજવી, તુમે અશ્વ ખેલાઓ,
યોગીકે ઘર હૈ બડે, મત કો બતલાઓ. ૯

તેરા ગુરુ હૈ કોન બડા, જિને યોગ ધરાયા,
નહિ ઓળખાયા ધર્મકુ, તનુકષ્ટ બતલાયા. ૧૦

હમ ગુરુ ધર્મ પિછાનતે, નહિ કવડી પાસે,
ભૂલ ગયે દુનિયા દિશા, રહતે વનવાસે. ૧૧

વનવાસી પશુપંખીયા, એસે તુમ યોગી,
યોગી નહિ પણ ભોગીઆ, સંસારકે સંગી. ૧૨

સંસાર બુરા છોડકે, સુણ હો લઘુરાજા,
યોગી જંગલ સેવતે, લેઇ ધર્મ અવાજા. ૧૩

દયા ધર્મકો મૂલ હૈ, કયા કાન ફુંકાયા,
જીવદયા નહુ જાનતે, તપ ફોકટ માયા. ૧૪

બાત દયાકી દાખીયે, ભૂલ ચૂક હમારા,
બેર બેર ક્યા બોલજ્યા, ઐસા ઠાક ઠમાલા. ૧૫

સાંઈ હુકમસે સેવકે, બડા કાષ્ટ ચિરાયા;
નાગ નિકાલા એકીલા, પરજલતી કાયા. ૧૬
સેવક મુખ નવકારસેં, ધરણેંદ્ર બનાયા;
નાગકુમારે દેવતા, બહુ ઋદ્ધિ પાયા. ૧૭
રાણી સાથ વસંતમેં, વન ભીતર પેઠે;
પ્રાસાદ સુંદર દેખીને, ઉહાં જાકર બેઠે. ૧૮
રાજીમતિકું છોડકે, નેમ સંજમ લીના;
ચિત્રામણ જિન જોવતે, વૈરાગે ભીના. ૧૯
લોકાંતિક સુર તે સમે, બોલે કર જોડી;
અવસર સંજમ લેનકા, અબ બેર હે થોરી. ૨૦
નિજ ઘર આવે નાથજી, પિયા ખિણ ખિણ રોવે;
માતા પિતા સમજાયકે, દાન વરસી દેવે. ૨૧
દીન દુઃખીયા સુખીયા કીયા, દારિદ્રકું ચૂરે;
શ્રી શુભવીર હરિ તિહાં, ધન સઘળો પૂરે. ૨૨

---

૬

આવો આવો પાસજી મુજ મળીયા રે,
મારા મનના મનોરથ ફળીયા. આવો૦
તારી મૂર્તિ મોહનગારી રે, સહુ સંઘને લાગે છે પ્યારી રે;
તમને મોહી રહ્યા સુર નર નારી. આવો૦ ૧
અલબેલી સુરત પ્રભુ તારી રે, તારા મુખડા ઉપર જાઉં વારી રે;
નાગ-નાગણીની જોડ ઉગારી. આવો૦ ૨
ધન્ય ધન્ય દેવાધિદેવા રે, સુરલોક કરે છે સેવા રે;
અમને આપોને શિવપુર મેવા. આવો૦ ૩

તમે શિવરમણીના રસીયા રે, જઈ મોક્ષપુરીમાં વસીયા રે,
મારા હૃદયકમલમાં વસીયા. આવો૦ ૪

જે કોઇ પાર્શ્વતણા ગુણ ગાશે રે, ભવભવના તે પાતિક જાશે રે;
તેના સમકિત નિર્મળ થાશે. આવો૦ ૫

પ્રભુ ત્રેવીશમા જિનરાયા રે, માતા વામાદેવીના જાયા રે,
અમને દરિસન દ્યોને દયાળા. આવો૦ ૬

હુ તો લળી લળીને લાગુ છુ પાય રે,
મારા ઉરમા તો હરખ ન માય રે,
એમ માણિકવિજય ગુણ ગાય. આવો૦ ૭

---

## શ્રી ચંદ્રપ્રભુ—ધૂન

આઠમા ચંદ્રપ્રભુ ભગવાન, નિત નિત ઉઠી કરૂ પ્રણામ. ૧
અહનિશ ધ્યાવુ તારૂં ધ્યાન, જ્ઞાન અનંત નિધાન,
મુખડુ પુનમચંદ સમાન, આપો અમને મુક્તિધામ ૨
મેરુસમ ગંભીર સુજાણ, ભવરત્નાકર જહાજ સમાન,
આપ બિરાજો નારાણપુર, વસવુ મારે છે શિવપુર. ૩
ત્રણ જગતના તારણહાર, મારે છે તાહરો આધાર,
મુજ હૈયાનો તુ છે હાર, ભવજલધિ ઉતારો પાર. ૪
આપોને શિવપુરનુ રાજ, સીઝે સઘળા મારા કાજ,
લક્ષ્મણ કીર્તિ વિનવે આજ, તારો તારક હે જિનરાજ. ૫

---

## શ્રી ઘૃતકલ્લોલપ્રભુ પાર્શ્વનાથ જિન સ્તવન.

ઘૃતકલ્લોલ પ્રભુ પાર્શ્વજિણંદ, અશ્વસેન રાય કુલ ઉપના,
જિણંદ મોરા પાર્શ્વજી હો લાલ,
પ્રભુમુખ દેખી મહારો મન હીંસે રાજ.

માતા વામાદેવી જાયો પુત્રરત્ન,
જેણે નાગ-નાગણીનાં કીધા છે જતન.
મોરા પાર્શ્વજી હો લાલ, પ્રભુ સુખ૦ ૧

કમઠનો મદ ગાળ્યો વ્હાલે, કીધા રૂડા કાજ;
કલિકાલ માંહે જેનો પરતો છે આજ. મોરા૦
મારગ ભુલાને વ્હાલો આપે છે સાદ,
વળી આપે સંપદા ને ટાલે વિખવાદ. મોરા૦ ૨

બેડીઓ કાપે ને વ્હાલો તારે છે જહાજ,
સમર્યા આપે વ્હાલો વંછિત કાજ. મોરા૦
દેશી વિદેશી આવે સંઘ અનેક,
સુથરીમાં વાસ કીધો રાખી વ્હાલે ટેક. મોરા૦ ૩

મોણશી અચલજીનું યાત્રાનું મન,
સંઘ લઇ સુથરી આવ્યા પ્રસન્ન. મોરા૦
સંવત અઢાર બ્યાશીએ જાણ,
ફાગણ વદી ચોથે ગાયો ગુણ ખાણ. મોરા૦ ૪

ભેટચા શ્રી ઘૃતકલ્લોલ જિનરાજ,
પૂજા સત્તરભેદી કરે શુભ કાજ. મોરા૦
મેઘશેખર ગુરુના પસાય,
શિષ્ય ગુલાબશેખર ગુણ ગાય. મોરા૦ ૫

૩

મ્હારી વીર પ્રભુજીને વંદના રે;
એની વંદના તે પાપ-નિકંદના રે. મ્હારી૦ ૧

હાંરે હું તો કલશ ભરું તે ગંગાનીરના રે;
હું તો નમણ કરું મહાવીરના રે. મ્હારી૦ ૨

હુ તો પ્યાલા ભરૂ કેશર ઘોળના રે,
માંહે મૃગમદ ભેલુ, બહુ મૂલના રે. મારી૦ ૩
હુ તો તિલક કરૂ નવ અગના રે,
હુ તો પૂજા કરીને થાઉં પાવના રે. મારી૦ ૪
હું તો ભાવું તે આગળ ભાવના રે,
એવા ભાવ ભલા, મુદ્રા શહેરના રે. મારી૦ ૫
તિહાં વીર બિરાજે, જયજયકારના રે,
તિહા સઘ સદા આનદમા રે;
તિહાં કરે કલ્લોલ નિત વદના રે. મારી૦ ૬

૪

ચઉમાસી પારણું આવે, કરી વિનતિ નિજ ઘર જાવે,
પ્રિયા પુત્રને વાત જણાવે, પટકુળ જરી પથરાવે રે,
મહાવીર પ્રભુ ઘર આવે, જીરણશેઠ ભાવના ભાવે રે. મહા૦ ૧
ઉભી શેરીએ જળ છટકાવે, જાઇ કેતકી ફુલ બિછાવે,
નિજ ઘર તોરણ બધાવે, મેવા મિઠાઇ થાળ ભરાવે રે. મહા૦ ૨
અરિહાને દાન જ દીજે, દેતાં દેખી જે રીઝે,
પટમાસી રોગ હરીજે, સીઝે દાયક ભવ ત્રીજે રે. મહા૦ ૩
તે જિનવર સન્મુખ જાઉં, મુજ મદિરીયે પધરાવુ,
પારણુ ભલી ભાતે કરાવુ, જુગતે જિનપૂજા રચાવુ. મહા૦ ૪
પછી પ્રભુને વોળાવા જઇશુ, કર જોડીને સામા રહીશુ,
નમી વદી પાવન થઇશુ, વિરતિ અતિ રંગે વહીશુ રે. મહા૦ ૫
દયા, દાન, ક્ષમા, શીલ, ધરશુ, ઉપદેશ સજ્જનને કરશુ,
સત્ય જ્ઞાનદશા અનુસરશુ, અનુકપા લક્ષણ વરશુ રે. મહા૦ ૬

એમ જીરણશેઠ વદંતા, પરિણામની ધારે ચઢંતા;
શ્રાવકની સીમે ઠરંતા, દેવદુંદુભિ નાદ સુણંતા રે. મહા૦ ૭

કરી આયુ પુરણ શુભ ભાવે, સુરલોક અચ્યુતે જાવે;
શાતાવેદની સુખ પાવે, શુભવીર વચન રસ ગાવે રે. મહા૦ ૮

૫

આવો આવો જશોદાના કંત, અમ ઘેર આવો રે;
ભક્તિ વત્સલ ભગવંત, નાથ શે નાવો રે;
એમ ચંદનબાળાને બોલડે, પ્રભુ આવી રે,
મુઠી બાકુળા સાટે પાછા, વળીને બોલાવી રે. આવો૦ ૧

સંકેત કરીને સ્વામિ, ગયા તમે વનમાં રે,
થઇ કેવળી: કેવળી કીધ, ધરી જો મનમાં રે;
અમે કેશર કેશ કીચ, કરીને પૂજું રે,
તોએ પહેલે વ્રત અતિચાર, થકી હું ધ્રુજું રે. આવો૦ ૨

જીવહિંસાના પચ્ચખાણ, થુલથી કરીએ રે,
'દુવિહં તિવિહેણં' પાઠ, સદા અનુસરીએ રે;
વાશી બોળો વિદળ નિશિ ભક્ષ, હિંસા ટાળું રે,
સવા વિશ્વા કેરી જીવદયા, નિત્ય પાળું રે. આવો૦ ૩

દશ ચંદરવા દશ ઠામ, બાંધીને રહીએ રે,
જીવ જાયે એહવી વાત, કેહને ન કરીએ રે;
વધ બંધન ને છવિચ્છેદ, ભાર ન ભરીયે રે,
ભાતપાણીનો વિચ્છેદ, પશુને ન કરીએ રે. આવો૦ ૪

લૌકિક દેવગુરુ મિથ્યાત્વ, ત્યાસી ભેદે રે,
તુજ આગમ સુણતા આજ, હોય વિચ્છેદે રે;
ચોમાસે પણ બહુ કાજ, જયણાં પાળું રે,
પગલે પગલે મહારાજ, વ્રત અજવાળું રે. આવો૦ ૫

એક શ્વાસમાંહી સોવાર, સમરૂં તમને રે,
ચંદનબાળા જયુ સાર, આપો અમને રે,
માછી હરિબલ ફળદાય, એ વ્રત પાળી રે,
શુભવીર ચરણુ સુપસાય, નિત્ય દીવાળી રે. આવો૦ ૬

---

## શ્રી સીમંધર જિન સ્તવન.

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિગિણિ ગામ;
ધન્ય તિહાંના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ.
જયવંતા જિનવર કહીએ રે, હું તમને વાંદીશ. ૧
ચાંદલીયા સંદેશડોજી, કહેજો સીમંધર સ્વામ,
ભરતક્ષેત્રના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ. ૨
સમવસરણ દેવે રચ્યુ ત્યાં, ચોસઠ ઇંદ્ર નરેશ,
સોનાતણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. ૩
ઇંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીના ચોક પુરેશ,
લળી લળી લીએ લુંછણાંજી, જિનવર દીયે ઉપદેશ. ૪
એક સમે મેં સાંભળ્યું જી, હવે કરવા પચ્ચખ્ખાણ;
પોથી ઠવણી તિહાં કનેજી, અમૃત વાણી વખાણ. ૫
રાયને વ્હાલા ઘોડલાંજી, વેપારીને વ્હાલા છે દામ;
અમને વહાલા સીમંધર સ્વામિ, જેમ સીતાને શ્રીરામ. ૬
નહિ માગું પ્રભુ રાજઋદ્ધિજી, નહિ માગું ગરથ ભંડાર,
હું માગું પ્રભુ એટલું જી, તુમ પાસે અવતાર. ૭
દેવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજુર,
મુજરો મારો માનજોજી, પ્રહ ઉગમતે સુર. ૮
સમયસુંદરની વિનતિ જી, માનજો વારવાર,
બે કર જોડી વિનવેજી, વિનતડી અવધાર. ૯

## અંતરાયકર્મની પૂજા. (સ્તવન)

મન-મંદિર આવો રે, કહું એક વાતલડી,
અજ્ઞાની સંગેરે, રમીયો રાતલડી; મન૦ ૧

વ્યાપાર કરેવા રે, દેશ વિદેશ ચલે;
પરસેવા હેવા રે, કોડી ન એક મલે. મન૦ ૨

રાજગૃહી નયરે રે, દ્રુમક એક ફરે;
ભિક્ષાચર વૃત્તિયે રે, દુઃખે પેટ ભરે. મન૦ ૩

લાભાંતરાયે રે, લોક ન તાસ દીયે;
શિલા પાડંતો રે, પોહતો સાતમીયે. મન૦ ૪

ઢંઢણ અણગારો રે, ગોચરી નિત્ય ફરે;
પશુઓં અંતરાયે રે, આહાર વિના વિચરે. મન૦ ૫

આદીશ્વર સાહિબ રે, સંયમભાવ ધરે;
વરસીતપ પારણું રે, શ્રી શ્રેયાંસરાય ઘરે. મન૦ ૬

મિથ્યાત્વે વાહ્યો રે, આરતધ્યાન કરે;
તુજ આગમ વાણી રે, સમકિતી ચિત્ત ધરે. મન૦ ૭

જેમ પુણીયો શ્રાવક રે, સંતોષ ભાવ ધરી;
નિત્ય જિનવર પૂજે રે, ફુલ પગર ભરી. મન૦ ૮

સંસારે ભમતાં રે, હું પણ આવી ભળ્યો;
અંતરાય નિવારક રે, શ્રી શુભવીર મળ્યો. મન૦ ૯

# પ્રભાતિયાં.

૧

ઊઠો ઊઠો રે મોરા આતમરામ, જિન મુખ જોવા જઇએ રે,
પ્રભુજીનો દરિસણ છે અતિ દોહિલો,
તે કિમ મોહીલો જાણો રે, વારવાર માનવ-
ભવ જેહવો મલવો મુશકિલ ટાણો રે. ઊઠો૦ ૧

ચાર દિવસનો ચટકો મટકો, દેખીને મત રાચો રે,
વિણસી જાતાં વાર ન લાગે, કાચા ઘટ છે કાચો રે. ઊઠો૦ ૨

હીરો હાથ અમુલખ પાયો, મૂઢ પણ મત ગમજો રે,
મહેજ સલુણા પામ જિણંદ શુ, રાજી થઇ ચિત્ત રમજો રે;
ઊઠો૦ ૩

અનંત ગુણે કરી ભરિયા જિનવર, પુરવ પુણ્યે પાયો રે,
તે દેખી મહારા મનમા, આનંદ અધિક મોહાયો રે. ઊઠો૦ ૪

મનગત મોરા આતમરામ, કરજો સુકૃત કમાઇ રે,
લાભ ઉદય જિણચંદ લઇને, વર્તે સિદ્ધ સવાઇ રે.
વર્તે આનંદ વધાઇ રે. ઊઠો૦ ૫

૨

મે પરદેશી પ્રભુ દૂરકા, દર્શનકુ આયા,
લાખ ચોરાશી દેશ ફીરા, તેરા દર્શન પાયા. મે પરદેશી૦ ૧

સૂક્ષ્મ બાદર નિગોદમા વનસ્પતિ બસાયા,
અપ તેઉ વાયુ કાયમા, કાલ અનંત ગમાયા. મે પરદેશી૦ ૨

સ્વર્ગ નરક તિર્યંચમે કેતા, જનમ ગમાયા;
મનુષ્ય અનાર્યમે ભમ્યા, તિહા નહી દર્શન પાયા. મે પરદેશી૦ ૩

તેરા દર્શન મેંને અબ ભયો, પૂર્ણ પુણ્ય પસાયા,
રૂપચંદ કહે ભાગ્ય ખુલે, નિરંજન ગુણ ગાયા. મે પરદેશી૦ ૪

૩

મેરે એ પ્રભુ આઇએ, નિત ઉઠી દરશન પાઉં;
ચરણ કમલ સેવા કરૂં ચરણે ચિત્ત લાઉં. મેરે એ પ્રભુ૦
મન પંકજ કે મહેલ મેં, પ્રભુ પાર્શ્વ બેઠાઉં;
નિપટ નજીક મેં હું રહું, મેરો જીવ રમાઉં. મેરે એ પ્રભુ૦
અંતરજામીક તું, અંતરીક ગુણ ગાઉં;
આનંદ કહે પ્રભુ પાર્શ્વજી, કછું ઓર ન ચાહું. મેરે એ પ્રભુ૦

૪

મુજરા સાહેબ, મુજરા સાહેબ, સાહેબ મુજરા મેરા રે,
સાહેબ સુવિધિ જિનેશ્વર પ્યારા, ચરણ પખાલું પ્રભુ તેરા રે.
મુજરા૦ ૧
કેશર ચંદન ચરચું અંગે, ફુલ ચડાવું સેરા રે;
ઘંટ બજાવું ને અગર ઉવેખું, કરૂં પ્રદક્ષિણા ફેરા રે. મુજરા૦ ૨
પંચ શબ્દ વાજા વજડાવું, નૃત્ય કરૂં અધિકેરા રે;
રૂપચંદ ગુણ ગાવત હર્ષિત, દાસ નિરંજન તેરા રે. મુજરા૦ ૩

૫

કાહા રે અજ્ઞાની જીવકું, ગુરુ જ્ઞાન બતાવે;
કબ હુ ન વિષધર વિષ તજે, કહા દુધ પીલાવે. કા૦ ૧
ઉખર ઇખન નીપજે, બીજ બોહિ બોહિ જાવે;
રાસભ છાર નછાં મહીં, કહા ગંગજિ લાવે. કા૦ ૨
કાલીઉંનકુ માણસા, રંગ દુજો ન લાગે;
શ્રી જિનહરષ કહી કહે, વાંકો સહેજ ન જાવે. કા૦ ૩

૬

તુમ વિના કોન મેરી સુદ્ધ લેન હાર હૈ. તુમ૦

નિશદિન ધ્યાન ધરૂ, કીજે કયુ અવાર હે,
પારસનાથ સાહેબજીકો નામ, સાચો સાર હે. તુમ૦ ૧
પ્રાતતા હી સેવા કરૂ, પુષ્પન કે હાર હે,
અગર સુવાસ કરૂ, ખેવત સવાર હે. તુમ૦ ૨
ઠરપત હુ સેવા કરૂ, ભૂલચુક માફ હે,
મે તો અજાન પ્રભુ, આપહી સકાર હે. તુમ૦ ૩
મેરે તો પ્રભુ એક, તુજ સેવક હજાર હે,
અશ્વમેન નદનજીસુ, મેરો પુરણ પ્યાર હે. તુમ૦ ૪

૭

જાગે સો જિનભક્ત કહાવે, સોવે મો સસારી હે,
ત્રસ જીવકી હત્યા ન કરે, થાવર કરૂણાકારી હે. જાગે૦ ૧
થાપણમોસો અદત્ત ન લેવે, ચોરી મારી વારી હે,
પચની સાખે પાણિગ્રહણ કરતા, અવરસ્રીયા બ્રહ્મચારી હે.
જાગે૦ ૨
સ્નાનપ્રમિત જલ જિનકી સેવા, પરિગ્રહ સખ્યા ધારી હે,
રૂપચદ સમકિત કે લછન, તાકુ વદના હમારી હે. જાગે૦ ૩

૮

પ્રભુ તોરી ઠકુરાઈ કુ, ગઢ તીન બિરાજે,
રતન રચિત માનો દેહકી, દુતિ મડલ છાજે. પ્રભુ૦
ફૂલકત દહો દિશી તેજમે, વિચ કચન કોટા,
તેરે પ્રબલ પ્રતાપકા, માનુ મડલ મોટા. પ્રભુ૦
અતિ ઉજ્જવલ રૂપે બન્યા, તીજા ગઢ તેરા,
તીન ભુવનમે વીસ્તરાયા, જશ સુજશ ગણેશા. પ્રભુ૦
વામાનદ જિણદ કી, કહા કહુ રે વડાઇ,
આનદઘન દતલ જબૂદીપે, છબી બરની ન જાઈ. પ્રભુ૦

# શ્રી તીર્થમાળા

૧

શેત્રુંજે રૂષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે;
સિધ્યા સાધુ અનંત, તીરથ તે નમું રે. ૧

ત્રણ કલ્યાણક તિહાં થયા, મુકતે ગયા રે,
નેમીશ્વર ગીરનાર. તીરથ૦ ૨

અષ્ટાપદ એક દેહરો, ગિરિ-સેહરો રે;
ભરતે ભરાવ્યા બિંબ. તીરથ૦ ૩

આબુ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવન તિલો રે;
વિમલવસહી વસ્તુપાલ. તીરથ૦ ૪

સમેતશિખર સોહામણો, રળીયામણો રે;
સિધ્યા તીર્થંકર વીસ. તીરથ૦ ૫

નયરી ચંપા નીરખીએ, હૈયે હરખીયે રે;
સિધ્યા શ્રી વાસુપૂજ્ય. તીરથ૦ ૬

પૂરવ દિશિ પાવાપુરી, ઋદ્ધે ભરી રે,
મુકતે ગયા મહાવીર. તીરથ૦ ૭

જેસલમેર જુહારીયે, દુઃખ વારીયે રે,
અરિહંત બિંબ અનેક. તીરથ૦ ૮

બીકાનેર જ વંદીએ, ચીર નંદીએ રે,
અરિહંત દેહરા આઠ. તીરથ૦ ૯

સોરીસરો સંખેસરો, પંચાસરો રે;
ફલોધી થંભણ પાસ. તીરથ૦ ૧૦

અંતરિક અજાવરો, અમીઝરો રે,
જીરાવલો જગનાથ. તીરથ૦ ૧૧

ત્રૈલોકયદીપક દેહરો, જાત્રા કરો રે,
રાણકપુરે રિસહેસ. તીરથ૦ ૧૨
તારંગે અજીત જુહારીયે, દુ:ખવારીએ રે,
થરાદરે શ્રી મહાવીર. તીરથ૦ ૧૩
નવા રે નગરના દેહરા, બાવન ભલા રે,
શા રાયસી વર્ધમાન ભરાયા બિંબ. તીરથ૦ ૧૪
શ્રી નાડુલાઇ જાદવો, ગોડી શીવો રે,
શ્રી વરકાણો પાસ. તીરથ૦ ૧૫
નદીશ્વરના દેહરા, બાવન ભલા રે,
રૂચક કુંડલે ચાર ચાર. તીરથ૦ ૧૬
શાશ્વતી અશાશ્વતી પ્રતિમા છતી રે,
સ્વર્ગ મૃત્યુ પાતાલ. તીરથ૦ ૧૭
તીરથ જાત્રા ફલ તિહાં, હોજો મુજ ઇહા રે,
સમયસુંદર કહે એમ. તીરથ૦ ૧૮

---

## આધ્યાત્મિક પદો

### ૧

અબધુ સો જોગી ગુરુ મેરા,
હોરે, ઇસ પદકા કરો રે નિવેડા. અબધુ૦
તરુવર એક મૂળ બીન છાયા, બીન ફુલે ફળ આયા,
શાખા પત્ર કછુ નહિ ઉનકુ, અમૃત ગગને લાગા. અ૦ ૧
તરુવર એક પખી દોય બેઠે, એક ગુરુ એક ચેલા,
ચેલાને જુગ ચુન ચુન ખાયા, ગુરુએ નિરતર ખેલા. અ૦ ૨
ગગનમંડલમે ગૌઆ બિઆણી, ધરતી દુધ જમાયા,
માખણ થાવે સો વીરલા પાવે, છાશ જગત ભરમાયા. અ૦ ૩

ગગનમંડલમેં અધ બીચ કુવા, ઉહાં હૈ અમીકા બાસા;
સુગુરા હોય સો ભરભર પીવે, નીગુરા જાએ પીઆસા. અ૦ ૪

ફળ બીના પત્ર, પત્ર બીના તુંબા, બીન જિહ્વા ગુણ ગાયા;
ગાવનવાલેકા રૂપ ન રેખા, સદ્ગુરુ સોઇ બતાયા. અ૦ ૫

આતમ અનુભવ બીન નહિ જાને, અંતર જ્યોત જગાયા;
ઘટ અંતર પરખે સોય મુરખ, આનંદઘન પદ પાયા. અ૦ ૬

૨

શી ગતિ થાશે અમારી દીનાનાથ,
શી ગતિ થાશે અમારી. દીનાનાથ૦ ૧

ઇંદ્રિયને કારણ હું બહુ ભમ્યો,
કરમ કીધા બહુ ભારી,
બે વાતે મારૂં મન લલચાણું,
એક કંચન બીજી નારી. દીનાનાથ૦ ૨

દેશ દેશાંતર હું બહુ ભમીયો,
નાઠાની નથી બારી;
આજકાલ કરતાં ગયો જન્મારો,
ભક્તિ ન જાણી તમારી. દીનાનાથ૦ ૩

ભવસાગરમાં તારો દાસ ડુબે છે,
તારી લીઓ ભવપારી;
શી ગતિ થાશે અમારી દીનનાથ,
શી ગતિ થાશે અમારી. દીનાનાથ૦ ૪

૩

પ્રભુ ભજલે હાંરે, જિન ભજ લે, દીન ચાર પંથીડા;
પંથ ચલેગો. પ્રભુ ભજ લે૦

કયા લઈ આવ્યો પ્રાણી, કયા લઇ જાશે,
પાપ પુન્ય દોનુ સાથ પથીડા૦ પ્રભુ૦ ૧
બાલપણા ખેલમે ગુમાયો,
યૌવનમે રે જજાળ. પથીડા૦ પ્રભુ૦ ૨
બૂઢાપો આયો ધર્મ ન પાયો,
પીછે કરત પૂકાર. પથીડા૦ પ્રભુ૦ ૩
દયા મયા કર પાસ અવતિ,
અબ તેરો આધાર. પથીડા૦ પ્રભુ૦ ૪

૪

ચાલી જશે પલકમા, મદમગ્ત આ યુવાની,
ચેતો જરા યુવાનો, દીલમા વિચાર આણી. ચાલી૦ ૧
બચપણ વહે રમતમા, વૃદ્ધત્વ રોગ માહી,
સદ્ધર્મ કાજ જગમા, અવસર ખરો યુવાની. ચાલી૦ ૨
નાટક સીનેમા જોતા, હોટલ નવિ વિસરતો;
વિષયોની જ્વાળાઓમા, હોમાય જિદગાની. ચાલી૦ ૩
દર્શન પ્રભુના કરવા, તુજને વખત ન મળતો;
નટીઓને નિરખવામાં, ભૂલે તુ અન્નપાણી. ચાલી૦ ૪
સદ્ધર્મ કાજ રૂપીઓ, વાપરતાં મન મુઝાયે,
થાયે હજારો કેરી, ફેશનમા ધૂળધાની. ચાલી૦ ૫
આજે ભલે હસે તુ, પાછળથી રોવુ પડશે,
કહે યશોભદ્ર સમજીને, ઉજાલો આ યુવાની. ચાલી૦ ૬

૫

મનમા વસી મૂર્તિ મારા, દિલમા વસી મૂર્તિ, મારા.
જાવુ ગમે ના, હટવુ ગમે ના મનમાં૦ ૧

જુદા સવારના, જુદા બપોરના,
સાંજ સમયે દેખાઓ જુદા સ્વરૂપમાં,
હરએ નિહાળું તારી મૂર્તિ, હો પ્યારા જિનવરજી,
જાવું ગમે ના, હટવું ગમે ના…… ..મનમાં ૨

ધર્મનો સિદ્ધાંત પ્રભુ ક્યારે બતલાવશો,
મુકિતનો પંથ પ્યારા ક્યારે બતલાવશો,
એટલી આ સેવકની અરજી, હો પ્યારા જિનવરજી,
જાવું ગમે ના, હટવું ગમે ના… . … મનમાં૦ ૩

આવ્યો છું આશ ધરી આપતણા બારણે,
કરશો નિરાશ નહિ આપ તણા બાળને,
એટલી આ સેવકની અરજી, હો પ્યારા જિનવરજી,
જાવું ગમે ના, હટવું ગમે ના… . …મનમાં૦ ૪

કાળ અનાદિથી રખડી રહ્યો છું,
પ્રભુજી તોરા ચરણોની સેવા ચાહું છું,
માનો ન માનો તોરી મરજી, હો પ્યારા જિનવરજી,
જાવું ગમે ના, હટવું ગમે ના………મનમાં૦ ૫

---

## સમેતશિખરગિરિ સ્તવન

શિખરજીકી જાત્રા કયું ન કરે,
હાંરે, જાકે વંદો, કરમ કી હે રેખ, શિખર૦ ૧

પાલગંજમેં સફલ બોલત હય, મધુબન પાપ હરે;
શીતાનાલ અનુપમ સોહીએ, .નિર્મળ નીર ઝરે. ૨

વીસ ટુંક પર વીસ જિનેશ્વર, મુનિજન ધ્યાન ધરે;
કર્મ ખપાવી મુક્તિ પદ પામ્યા, શિવરમણીકું વરે. ૩

ઇદ્રાદિક સુર નૃત્ય કરત હય, નાના ભાવ ધરે;
ઈંદ્રાણી આળી મંગળ ગાવે, મોતીના થાળ ભરે. ૪

મન વચ તન કરી પ્રભુજીકુ ધ્યાવે, દુર્ગતિ દૂર હરે,
લક્ષ્મીસેનસુ જાત્રા કરલે, તાકો કાજ સરે. ૫

## નેમપ્રભુ સ્તવન

( રાગ ભણી ગણીને ભાષણ કરના )

ભમી ભમીને ભવસાગરમાં જન્મ ડુબ્યાં ત્યારે,
કે ભવથી પાર કરશે કોણ. ભમી૦ ૧

અમે તમે તો સાથે રમેલા, ભૂલી જશો ત્યારે,
કે ભવથી પાર કરશે કોણ. ભમી૦ ૨

પાપ અમારા ક્ષમા કરીને, હવે પ્રભુ ઉગારો,
ભાવ ધરીને સેવા કરતા, સફળ બને જન્મારો,
જ્ઞાની વીણ મુજ પાપ-પુન્યના પ્રશ્ન ઉકેલે કોણ,
કે ભવથી પાર કરશે કોણ ભમી૦ ૩

નાથ નગીના નેમ પ્રભુજી, તમે વસ્યા ગિરનારે,
દયા કરીને સેવક ઉપર, અમી સીચશો કયારે,
'ચંદુ' ઝુકે આપ ચરણમા, આત્મ ઉદ્ધરે કોણ,
કે ભવથી પાર કરશો કોણ. ભમી૦ ૪

ભદ્રકાલી નામે પામે સુખશાતા,
દેવ દાનવ, માનવ, વાંછિત પાતા.
પાવા ઇસનો રાજ નક્ષ્યો ઉવેખી,
જાય જેમ નાઠો મૃગા ઇસ દેખી.
માજી સિદ્ધીએ પાપીએ માત છોઠી,
તેના શિશ છેદી પાય ઘાલી બેઠી.
મોટા દાણવાને મહાદુઃખ દીધાં,
જેને માત તુઠી તેના કાજ સિદ્ધાં;
મહા સિદ્ધ જોગેન્દ્ર માન પાવે,
કાલી નામતે દુઃખ દોહગ જાવે.
ઘણાધીશને તુઠી વાચા એમ બોલે,
પુર પાટણ શ્રાવક રત્ન તોલે;
કાલી નામ તે રાજ્ય આનંદનાધમ્,
કાલી નામ તે જીત નિશાણવાધમ્.
કાલી પૂજતાં રિદ્ધ વધે સદાઇ,
કાલી નામ તે માન પાવે સદાઇ.
સકલ સંઘને પૂજતાં સુખકારી,
અપર મતવાદી જાય હારી.
સહસ્ત્ર નામથી પૂજતાં પામે ખુશાલી,
નમો ઇશ્વરી બ્રહક વાહન વિશાલી.
તિહું લોકમાં આશ પુરે વિધાતા,
નમો નિત્ય પ્રિત્યે દુઃખ ટાલે છે માતા.
વિધિ ભાવસું પૂજીએ માત કાલી,
પુરે ઇશ્વરી રાજ રાજેશ્વરાલી.

વિધિપક્ષ ગચ્છની લાજ રાખો સવાઇ,
સહુ સંઘની આશ પુરો મહમાઇ.

કલશ

જયો માત પ્રભાત, મન વાંછિત પુરે;
જયો માત પ્રભાત, સકલ સંઘ દુખ ટાલે.
જયો માત પ્રભાત, મુક્તિસાગર સૂરિરાજે;
જયો માત પ્રભાત, તાસ પટ્ટોધર છાજે.
મુક્તિલાભ ઉવજ્ઝાય, શીશ એમ પભણે સદા,
કવિ ક્ષમાલાભ કહે ભવિજનો પુન્ય પસાયે પામો સદા.

---

# નૂતન સ્તવનમંજૂષા.

## (૧) શ્રી અનંતનાથ જિન સ્તવન.

(રાગ—દેખ તેરે સંસારકી હાલત—નાસ્તિક)

અનંતનાથ પ્રભુ નામ છે તારૂં અનંત ગુણ ભંડાર
મુજને ભવજલ પાર ઉતાર. મુજને૦

અનંત સુખમાં તું પ્રભુ રાચે, અનંત છે તુજ જ્ઞાન,
મુજને ભવજલ પાર ઉતાર મુજને૦

કોઇ જન્મમાં આપણ બન્ને, રમ્યા હશું કંઇ નવ નવ રંગે,
આજ પ્રભુ તું છે પ્રભુતાએ, રઝળી રહ્યો હું માયાસંગે,
તારી મારી પ્રીત પુરાણી ભૂલાય ના જિનરાજ. મુજને૦

અનંતજ્ઞાનના છે તુજ દરીયા, વરસાવે જે તું વાદળીયા,
અનંત જીવને તે પ્રભુ તાર્યા, ભવસાગરને પાર તરાવ્યા,
મારી પ્યાસ બુઝાવા જિનવર એક બિંદુની આશ. મુજને૦

શ્રી સિંહસેન તણા કુલરાયા, સુયશા માતાના છો જાયા,
તુજ વીણ નહીં મને કોઇ સહારા, નયનો તલસે દર્શન તારા;
મુક્તિકિનારે જાવા પ્રભુજી ! માગું છું તુજ સાથ. મુજને૦

શ્રી જૈન સંયુક્ત મંડળ ગાવે, કરજોડી વિનવે છે ભાવે,
આ ભવવન ને વાટ ઘાટે, શરણ ચરણ તારૂં પ્રભુ ચાહે;
અજરામર પદ ચાહે જિનવર દેજે દીનદયાળ. મુજને૦

---

## (૨) ચંદનબાળા

( રાગ–મન ડોલે મેરા તન ડોલે—નાગીન. )

મન રોવે એનું દીલ રોવે, એનું હૃદય કરે પુકાર રે,
મહાવીર પધારો આંગણીએ.

સમય સમય બલિહારી જેની, આવે દુઃખની રેલી,
વૈભવ છોડે મનને મોડે એ દુઃખડા સહે અપાર રે. મહા૦

માથે મુંડણ આંખે ભીની પગ જંજીર જકડેલી;
અઠ્ઠમ તપની એ ઉપવાસી કાળબળે દૂર ઠેલી,
હૈયે બળતી દીલમાં રોતી આંખે અશ્રુની ધાર રે. મહા૦

અડદતણા બાકુળા મળીયા મન અભિગ્રહ એ ધારે;
યોગી પુરુષને વહોરાવીને પછી એ ખપશે મારે,
ઉંબર બેઠી પ્રભુને ભજતી જુવે યોગીપુરુષની વાટ રે. મહા૦

વીર પ્રભુજી ફરતાં ફરતાં કૌશાંબી મહિં આવે;
ભિક્ષા કાજે ઘર ઘર ફરતાં અભિગ્રહ ધરતા જાવે,
માસ પાંચ થયા દિન પચીસ ગયા ભિક્ષા વીણ પાછા જાયરે. મહા૦

ભિક્ષા કાજે ઘર ઘર ફરતાં પ્રભુ મહાવીર ત્યાં આવે;
ચંદનને આંસુ ના જોયાં પ્રભુજી પાછા જાવે,
ચંદન રડતી રડતી બોલી પાછા ના જાઓ નાથ રે. મહા૦

પાછા વળીયા ભિક્ષા કાજે નિરખી અશ્રુધાર,
ભિક્ષા લીધી ચંદન હાથે તિહા થયો ચમકાર,
બેડી તુટી માથે રૂડા થયા સુંદર કેશકલાપ રે. મહા૦

શ્રી જૈન સંયુક્ત મંડળ ગાવે એક છે અરજ અમારી;
ચંદનબાળાની જેમ પ્રભુજી લેજો અમને ઉગારી;
દરશન દેજો દુઃખડા હરજો મુજ જીવન ધન્ય ધન્ય થાય રે.
મહાવીર પધારો આંગણીએ.

---

## (૩) ચંદનબાળા

પુણ્યમયી સતીઓ થકી, ઉજ્જવળ છે ઇતિહાસ'
ચંદનબાળા સાધ્વી, ચંદન સમ સુવાસ.
રાજકુમારી એ હતી, વૈભવનો નહી પાર,
તોયે આ સંસારનો, મોહ ન એને લગાર.
કર્મ બળે બહુ દુઃખ સહ્યા, પલટી ગઇ ઘટમાળ,
રઝળી રાજકુમારિકા, ક્રુર થયો રે કાળ.
બાકુળા વહોરાવવા, બેઠી ઉંબરમાંય;
નિરખે કોઇ અતિથિને, આવો આગણમાંય.

* * *

આવો આવો દેવ મારા સૂનાં સૂના દ્વાર મારા આગણાં સૂનાં
રોતી ગેતી ચંદનબાળા વિનવે છે આજ મારા આંગણા સૂના.

પગમા બેડી માથે મુંડી, આંખે આંસુ ધાર,
ઉપવાસી ત્રણ ત્રણ દિવસની, મુખથી ગણતી નવકાર.
મારાં આગણા સૂના. ૧

બાકુળાના ભોજન મળીયા, પણ નહી મનડુ માને,
કોઈ અતિથિને ભોજન દઇને, પછી જ ખાવુ મારે.
મારા આગણા સૂનાં. ૨

કોશામ્બીનગરીની માંહિ, યોગી એક વિચરતા;
પાંચ માસ ને પચીસ દિનથી, ભિક્ષા કાજે ફરતા.
દ્વાર દ્વારથી એ ભિક્ષા વિણ, શિદને પાછા ફરતાં;
કોણ હશે એ મહાતપસ્વી, આવો નિશ્ચય કરતાં.
આવો યોગીરાજ! તમારી વાટ જોઉં છું આજ.
મારાં આંગણાં સૂનાં.

બાળા ભોજન દે છે ત્યાં તો યોગી પાછા વળીયાં,!
'હે પ્રભુ! શું ઓછું આવ્યું' દડ દડ આંસુ પડીયાં!
આંસુડા જોયા કે તુરત જ બાકુળા વ્હોર્યા,
મારાં આંગણાં સૂનાં.

એજ ક્ષણે ચમકાર થયો ને, પગની બેડી તુટી;!
માથે સુંદર વાળ થયાં ને વરસી સુખની હેલી,!
આવો યોગીરાજ! મહાવીરસ્વામી! આવો આજ,
મારાં આંગણાં સૂનાં.

આવો આવો વીર હું છું કયારની અધીર,
મારાં આંગણાં સૂનાં.

## (૪) ચંડકોશી

વિષ ભરીને વિષધર સૂતો ચંડકોશિયા નામી;
મહાભયંકર એ મારગમાં વિચરે મહાવીરસ્વામી,
'જાશો મા પ્રભુ પંથ વિકટ છે, ઝેર ભર્યો એક નાગ નિકટ છે;
હાથ જોડીને વિનવે વીરને લોક બધા ભય પામી. મહા૦

આવી ગંધ જ્યાં માનવ કેરી, ડંખ દીધો ત્યાં થઇને વેરી;
હિંસા અને અહિંસા વચ્ચે લડાઈ ભીષણ જામી. મહા૦

દૂધ વહ્યું જ્યાં પ્રભુને ચરણે, ચંડકોશિયો આવ્યો શરણે;
કંઇક સમજ તું કંઇક સમજ તું એમ કહે કરુણા આણી. મહા૦

'વેરથી વેર શમે નહિ જગમા, પ્રેમથી પ્રેમ વધે જીવનમા,'
પ્રેમ-ધર્મનો પરિચય પામી, નાગ રહ્યો શીર નામી. મહા૦

---

## ( ૫ ) એકલવાયો

હુ છુ અનાથ મારો ઝાલજો રે હાથ,
વિનવુ છુ પ્રભુ પારસનાથ!
હુ છુ પ્રવાસી નથી કોઇનો સગાથ. વિનવુ૦
સગાં-સબધી-સ્નેહીઓ સહુ તોયે નિરાધાર,
એકલવાયો છુ અવનીમા તારો છે આધાર,
જાવુ છે દૂર દૂર દેજો રે સાથ. વિનવુ૦
ભડ-ભડતી આગથી નાગને ઉગાર્યો,
નયનોથી વરસાવી નેહ,
મસાર-તાપે હુયે બળુ છુ, ઉગારો લાવીને સ્નેહ,
દીનબધુ છો દીનોના નાથ. વિનવુ૦
મુક્તિનગરમા જાવુ છે મારે, વચમાં છે સાગર મોટો,
આગળ જાઉં ત્યા પાછો પડુ છુ મારગ મળીયો ખોટો!
તારજો રે ઓ ત્રિભુવનના નાથ. વિનવુ૦

---

## ( ૬ ) હાલરડુ

ત્રિશલા માતા પારણુ ઝુલાવે, મહાવીર પોઢે રે;
રેશમ દોરે માત હીચોળે, મહાવીર પોઢે રે.
મધુર મધુર હાલરડા ગાતી, અતરકેરા અમીરસ પાતી,
ત્રિશલા રાણી ગીત સુણાવે, મહાવીર પોઢે રે.
વીર થજે મારા બાળ જગતમા, ધીર-ગભીર થજે તુ જીવનમા,
સ્નેહથકી તુજ જીવન ભરજે, આ સસારે રે.

સંસારમાં સુખ ક્યાંયે નથી, વેર-ઝેરથી દુનિયા ભરી;
કામ-ક્રોધ-મદ-માયા તજીને, ભવજળ તરજે રે.
દુઃખ ભરેલાં જીવન જગના, કરુણ વેદના પામે જીવનમાં;
રાજવૈભવના સુખ તજીને, આંસુ લ્હોજે રે.
સંસારના સૌ સંબંધ ત્યાગી, દીક્ષા લઇ થા સંયમરાગી;
મોહનિદ્રામાં સૂતેલા જગને, જગાડી દેજે રે.
ઘર ઘર વન વન ઘૂમી વળજે, 'અહિંસા પરમો ધર્મ' તું રટજે;
જિનશાસનની જ્યોત બનીને, મુક્તિ વરજે રે.

( ૭ )

ઓલી ચંદનબાળાને બારણે બારણે,
પ્રભુ આવી ઉભા છે બારણે. પ્રભુ૦

એનું જીવતર ધન્ય ધન્ય થાય,
એના દુઃખના દહાડા વીત્યા રે...એના૦
એણે દર્શન દેવના કીધા રે...એનું૦

પાંચ પાંચ માસના ઉપવાસ માથે,
પચીસ દિવસના વાણા વાયા,
ઘેર ઘેર ઘૂમતા તોયે પ્રભુને,
ભોજન મળ્યા ના મન માન્યા,
કોઈ મોદક મીઠાં લાવતા લાવતા,
કોઇ પકવાન પ્રેમે આપતા...કોઇ૦
તોએ પ્રભુજી પાછા જાય...ઓલી૦

મેવા મીઠાઈ પડતા મૂકીને,
લીધા અડદના બાકુલા;
બંધન તુટયા જન્મો-જનમના,
અંતરના ઉઘડ્યા બારણાં.

એની ભિક્ષા પ્રભુએ લીધી કે લીધી રે,
એને આશીષ ઉરની દીધી રે. એનુ૦

ઓલી ચંદનબાળાને બારણે બારણે,
રાજપાટ છોડીને રજળેલી કુંવરીનુ કિસ્મત ફરીથી ઉઘડી ગયુ.
ભિક્ષા દીધી ને દીક્ષા લીધી, એનુ જીવતર અનેરૂં ઉઘડી ગયુ.
એણે મારગ વીરનો લીધો કે લીધો રે,
એણે મનડા ઉજ્જવળ કીધો રે;
એનુ જીવતર ધન્ય ધન્ય થાય,
ઓલી ચંદનબાળાને બારણે બારણે.
પ્રભુ આવી ઉભા છે બારણે,
એનુ જીવતર ધન્ય ધન્ય થાય.

---

## (૮) મહાવીરદેવને ઉપસર્ગ.

ખીલા ઠોકાણા રે ખીલા ઠોકાણા રે,
ખીલા ઠોકાણા વીરના કાનમાં.
ઓલો ભૂલ્યો ભરવાડ એ અજ્ઞાનમા રે. ખીલા૦
આંખડી ઢાળી આત્મધ્યાને, ઉભા રહ્યા પ્રભુ વીર,
બળદ અમારા સાચવજે અલ્યા જોગીડા તુ લગીર,
હા કહે ના, ના કહે ના, એ તો ઉભા છે નીત ધ્યાનમા રે. ખીલા૦
બળદ બીચારા ચરવાને ચાલ્યા, નીકલ્યા દૂર ને દૂર,
ભાળ્યા નહિ ભરવાડ જ્યારે, ક્રોધે ભરાયો ભરપૂર.
કાન બળ્યા છે કે ખાલી કાણા,
સમજાવુ અબઘડી સાનમા રે. ખીલા૦
ખીલા ભારી લાવ્યો રબારી, ઘાલ્યા પ્રભુને કાન,
દુ:ખ થયુ પણ દ્વેષ ન પ્રગટ્યો, સમતા ધરે ભગવાન.

પ્રાણી માત્રમાં એકજ સરખો,
પ્રેમ વસે છે જેના પ્રાણમાં રે. ખીલા૦
ધ્યાન પુરૂં થયે મહાવીર સ્વામીએ, માંડયો ફરીથી વિહાર;
મુખ પર શાંતિ છે છતાં પણ, દીલમાં દુઃખ અપાર.
કોઇક ભાવિકે જોઇ લીધું આ,
આવી હકીકત જાણમાં રે. ખીલા૦

વૈદ્ય તેડાવ્યા ને ખીલા કઢાવ્યા પીડા થઈ ગઇ દૂર;
ચીસ પડી ગઇ મોટી પ્રભુથી, પડઘા પડયા દૂર દૂર.
મેરૂપર્વત ધ્રુજી ઉઠયો પણ.
વીર ઉભા છે નિજ સ્થાનમાં રે. ખીલા૦

## (૯) મહાવીર–ગીત

પ્રભુ વીરના વચન વિચારો, શ્રદ્ધાથી શિર પર ધારો રે. પ્ર૦
માત તાત બાંધવ પર પ્રીતિ વીરની કદીના વિસારો રે. પ્ર૦
વીર કહે મેં શીશું રેડયું, થયો ઉન્મત્ત અંગારો રે. પ્ર૦
પડયા ખીલા કાને બદલામાં, પગલે પગલે સંભારો રે. પ્ર૦
કર્મ–મર્મ સમજી સતસંગે; કર્મજાળને પ્રજાળો રે. પ્ર૦
બંધ સમય ચેતો નિજ ચિત્તમાં, એ પ્રભુજીના ઉદ્ગારો રે. પ્ર૦
કડવા વેણ વદોના કદાપિ, નિજસમ પરને નિહાળો રે. પ્ર૦
દીલ દર્પણમાં દેખી વિવેક, શિવકર જન્મ સુધારો રે. પ્ર૦

## (૧૦)

વીર એક તારો આધાર ભવમાં ભૂલા પડયા રે,
જીવનપથમાં સાચો ન સંગી,
લુંટનાર છે હજાર . ભવમાં૦
અંધારી રાતડી વસમી છે વાટડી,
સર્વત્ર છે અંધકાર...ભવમાં૦

રેતીના રણ ને જગલ ઝાડીઓ,
વાઘ વરૂઓ અપાર ભવમાં૦
ભોમીઓ ન સાથમાં નહિ હથીયાર હાથમા,
વાલીડા કરજે પુકાર ભવમાં૦
વૈભવ-વિલાસમા પડયા મોહ-પાસમા,
વૃથા ગયો અવતાર ભવમાં૦
અજ્ઞાની-સગમા રહ્યા ઉમગમા,
સમજ્યા ન સાચો સાર ભવમાં૦
વચને વિશ્વાસ છે એક તારી આસ છે.
શિવ પથ દેખાડ ભવમા૦

(૧૧)

મીઠી લાગી છે મને નિદરડી આજની,
સ્વપ્ને દીઠા પ્રભુ વીર રે,
ભવમાં ન ભુલુ એ રાતડી.
શીત કે ન તાપની પરવા પ્રભુને,
સરોજ જેવુ શરીર રે. ભવમાં૦
શાતિસુધાનુ પાન કરાવતા,
બેઠેલા સરિતાને તીર રે. ભવમા૦
મોહન સુભટો ભયથી ભાગતા,
નીરખી વીર રણધીર રે. ભવમા૦
વયણે વયણે પ્રભુ અમી વરસાવતા,
દીઠી મે ભક્તોની ભીડ રે. ભવમાં૦
કર્તવ્યના પ્રભુ પાઠ પઢાવતા,
સાગર સમ ગભીર રે. ભવમાં૦

(૬૫)

ભવિ ભાવે દેરાસર આવો, જિણંદવર જય બોલો;
પછી પૂજન કરી શુભભાવે, હૃદયપટ ખોલોને.
સાખી-શિવપુર જિનથી માગજો, માગી ભવનો અંત;
લાખ ચોરાશી વારવા, ક્યારે થઇશું અમે પ્રભુ સંત. હૃ૦
સાખી-મોંઘી માનવ-જીંદગી, મોંઘો પ્રભુનો જાપ;
જપી ચિત્તથી દૂર કરો, તમે કોટી જનમના પાપ. હૃ૦
સાખી-તું છે મારો સાહિબો, ને હું છું તારો દાસ;
દીનાનાથ મુજ પાળીને, પ્રભુ આપોને શિવપુરવાસ. હૃ૦
સાખી-છાણી ગામનો રાજીયો, નામે શાંતિજિણંદ;
આત્મકમલમાં ધ્યાવતા, શુદ્ધ મલે લબ્ધિનો વૃંદ. હૃ૦

(૬૬)

વીર તારૂં નામ વ્હાલું લાગે હો સ્વામ શિવસુખદાયા.
ક્ષત્રિયકુંડમાં જન્મ્યા જિણંદજી,
દિક્કુમારી હુલરાયા. હો સ્વામ૦
માથાના મુગટ છો આંખોના તારા,
જન્મથી મેરુ કંપાયા. હો સ્વામ૦
મિત્રોની સાથે રમત રમતા,
દેવે ભુજંગરૂપ ઠાયા. હો સ્વામ૦
નિર્ભય નાથે ભુજંગ ફેંકી,
આમલ ક્રીડાને સોહાયા. હો સ્વામ૦
મહાવીર નામ દેવનાથે ત્યાં દીધું,
પંડિત વિસ્મય પામ્યા. હો સ્વામ૦
ચારિત્ર લઇ પ્રભુ કર્મો હઠાવી,
કેવલજ્ઞાન પ્રગટાયા. હો સ્વામ૦

હિંસા મૃષા ચોરી મૈથુન વારી,
પરિગ્રહ બુરા બતાયા. હો સ્વામ૦
આત્મકમલમાં શૈલેશી સાધી,
શિવ લબ્ધિ ઉપાયા. હો સ્વામ૦

---

## મહાવીર સ્વામીનું પારણું.

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે, ગાવે હાલો હાલો હાલરૂવાનાં ગીત. સોના-રૂપાને વલી રત્ને જડીયુ પારણું, રેશમ દોરી ઘુઘરી વાગે છુમ છુમ ગીત. હાલો હાલો હાલો હાલો મારા નંદને. ૧. જિનજી પાસપ્રભુથી વરસ અઢીસેં અંતરે, હોશે ચોવીસમો તીર્થંકરજિન પરિમાણ, કેશીસ્વામી મુખથી એહવી વાણી સાંભળી સાચી સાચી હુઈ તે મારે અમૃત વાણ. હાલો૦ ૨. ચૌદ સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજજી, વીત્યા બારે ચક્રી નહી હવે ચક્રીરાજ, જિનજી પાસપ્રભુના શ્રી કેશી ગણધાર, તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મારી કુખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ, મારી કુખે આવ્યા તરણ-તારણ જિનરાજ, હુ તો પુન્ય પનોતી ઇંદ્રાણી થઈ આજ. હાલો૦ ૩. મુજને દોહલો ઉપન્યો બેસુ ગજ અંબાડીએ, સિંહાસન પર બેસુ ચામર છત્ર ધરાય, સહુ લક્ષણ મુજને નંદન તારા તેજના, તે દિન સંભારૂ ને આનંદ અંગ ન માય. હાલો૦ ૪. કરતલ પગતલ લક્ષણ એકહજાર ને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ, નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મે તો પહેલે સ્વપ્ને દીઠો વિશવાવીશ. હાલો૦ ૫. નંદન નવલા બંધવ નંદિવર્ધનના તમે, નંદન ભોજાઈઓના દેવર છો સુકુમાળ, હસશે ભોજાઈઓ કહી લાડકા દીયર

માહેરા, હસશે રમશે ને વલી ચુંટી ખણશે ગાલ; હસશે રમશે ને વલી ઠુંસા દેશે ગાલ. હાલો૦ ૬. નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલી પાંચશે મામીના ભાણેજ છો; નંદન મામલીઆના ભાણેજા સુકુમાળ; હસશે હાથે ઉછાળી કહીને નાના ભાણુજા, આંખો આંજીને વલી ટબકું કરશે ગાલ. હાલો૦ ૭. નંદન મામા-મામી લાવશે ટોપી આંગલાં, રતને જડીયાં ઝુલડા મોતી કસબી કોર; નીલાં પીળાં ને વલી રાતાં સરવે જાતનાં, પહેરાવી મામી મારા નંદ કિશોર. હાલો૦ ૮. નંદન મામા-મામી સુખડલી બહુ લાવશે, નંદન ગજવે ભરશે લાડુ મોતીચુર; નંદન સુખડા જોઇને લેશે મામી ભામણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર. હાલો૦ ૯. નંદન નવલા ચેડા મામાની સાતે સતી, મારી ભત્રીજી ને બેન તમારી નંદ; તે પણ ગુંજે ભરવા લાખણસાઇ લાવશે, તુમને જોઇ જોઇ હોશે અધિકો પરમાનંદ. હાલો૦ ૧૦. રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વળી સૂડા મેના પોપટ ને ગજરાજ; સારસ હંસ કોયલ તીત્તર ને વળી મોરજી, મામી લાવશે રમવા નંદ તમારે કાજ. હાલો૦ ૧૧. છપ્પન કુંમરી અમરી જળ કળશે નવરાવીઆ, નંદન તમને અમને કેલીઘરની માંહે; ફુલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે, બહુ ચિરંજીવો આશીષ દીધી તુમને ત્યાંહ. હાલો૦ ૧૨. તમને મેરૂગિરિ પર સુરપતિએ નવરાવીયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય; સુખડા ઉપર વારૂ કોટી કોટી ચંદ્રમા, વળી તન પર વારૂ ગોરી ગુણ સમુદાય. હાલો૦ ૧૩. નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજપર અંબાડી મોટે સાજ; પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું, સુખડલી લેશું નિશાળીયાને કાજ. હાલો. ૧૪. નંદન નવલા મોટા થાશો ને પરણાવીશું,

વહુ-વર સરખી જોડી લાવશુ રાજકુમાર, સરખાં વેવાઇ-વેવાણો પધરાવશુ, વર પોંખી લેશુ જોઇ જોઇને દેદાર. હાલો૦ ૧૫. સાસરૂ પીયર મારા બેઉ પખ નંદન ઉજળા, મારી કૂખે આવ્યા તાત પનોતા નંદ, માહરે આંગણ વુઠયા અમૃત દૂધે મેહુલા, માહરે આગણ ફળીયા સુરતરુ સુખના કંદ. હાલો૦ ૧૬. એણી પરે ગાયુ માતા ત્રિશલાસુતનુ પારણુ, જે કોઇ ગાશે લેશે પુત્રતણા સામ્રાજ, બીલીમોરા નગરે વરણવ્યુ વીરનુ હાલરૂ, જય જય મંગલ હોજો દીપવિજય કવિરાજ. હાલો૦ ૧૭.

---

## ક્ષમાપના-સ્તવન

અરિહંતપદ પહેલુ નમુજી, ગુણ છે બાર પ્રમાણ;
કરો ભવિ ખામણાજી.
ઉજ્જવલ ધ્યાને ધ્યાવતાજી પામો કેવલ નાણ. કરો૦
સિદ્ધ રાતા પ્રણમુ સદાજી કર્મ તણો કીધો નાશ. કરો૦
અષ્ટ ગુણે કરી દીપતાજી જેહનો મુક્તિમા વાસ. કરો૦
છત્રીશ ગુણ રાજીયાજી આચારજ પીલે રંગ, કરો૦
નીલવર્ણ પાઠક ભાવિયેજી પચવીસ ગુણ સુરંગ. કરો૦
મરકતવર્ણે મુનિવરાજી સત્યાવીશ ગુણ ગેહ. કરો૦
એકસો આઠ ગુણમણિ ભૂપિતાજી થાયુ પંચપદ એહ. કરો૦
શિષ્ય બહુ પરિવારનેજી સમયવંત મહંત. કરો૦
શ્રી સંઘ સહુને ખામણાજી ગિરૂઆ છે ગુણવંત. કરો૦
લાખ ચોરાશી યોનિનાજી જીવરાશિ જે હોય. કરો૦
ભવોભવ ફરસ્યા પ્રેમશુજી તે ખામુ હું ત્રિલોય. કરો૦
પગે લાગી તુમ પ્રતિ ખમુજી તુમે પણ ખમજો મોય. કરો૦
સરલપણું જગ દોહલુ જી, જેહથી પાતક ધોય. કરો૦

ક્રોધ કિયા દૂષણ પામીયેજી ક્રોધે નરક લહંત. કરો૦
સૂક્ષ્મ નિગોદમાં રહેજી રીસે કાલ અનંત. કરો૦
ક્રોધ કદાગ્રહ પરિહરોજી ફલ છે જેહના દુષ્ટ. કરો૦
ચારિત્ર નાસે ક્રોધથીજી સમકિત આપે પૂંઠ. કરો૦
વૈરવિરોધ સવિ છાંડીનેજી મનમેં ધરો વૈરાગ્ય. કરો૦
શાંતિ સદા સુખકારિણીજી શિવતણો એહિજ માર્ગ. કરો૦
ક્ષમા ભાવે વિનય ઉપજેજી વિનય ધર્મનું મૂલ. કરો૦
ધર્મસ્નેહમાં જે રહેજી તેહને જિન અનુકૂલ. કરો૦
ચંડરૂદ્ર નવા સાધુનેજી ખમાવતાં નિજ વંક. કરો૦
કેવલ નાણ હોય પામીયાજી ક્ષમા ફલ એ નિઃશંક. કરો૦
કુરગડૂના સાથીયાજી ચોમાસી તપકાર. કરો૦
ચંદનબાલા મૃગાવતીજી ઉદાઈ અભયકુમાર. કરો૦
ઈત્યાદિક ગુણવંત હુવાજી ક્રોધ સમાવ્યો નિશેષ. કરો૦
મોહ મિટયો મમતા ઘટીજી પામ્યા નાણ વિશેષ. કરો૦
બાર માસ ચોવીશ પખેજી તીનસે સાઠ દિન માન. કરો૦
શ્રી વિજયપ્રભસૂરિ રાજિયાજી ક્ષમા ગુણ ભંડાર. કરો૦
શ્રી તેજ હર્ષ ગુરુ નામથીજી કલ્યાણહર્ષ જયકાર. કરો૦

